# આ લેખકનાં પુસ્તકો

## નવલકથાઓ

૧. સંજીવની ૪–૦
૨. પ્રાયશ્ચિત્ત ભા. ૧ ૩–૮
૩. ,, ભા. ૨ ૩–૮
૪. જાગતા રે'જો પૂર્વાર્ધ ૨–૮
૫. ,, ઉત્તરાર્ધ ૨–૦
૬. મંગલમૂર્તિ ૨–૦
૭. ફૂટેલાં સુવર્ણપાત્રો ૪–૮
૮. વનવાસ ૪–૮
૯. ૯ ઓગસ્ટ ૩–૮

## નવલિકાઓ

૧૦. અંતરની વાતો ૩–૦
૧૧. ઝાંઝવાંનાં જળ ૨–૮
૧૨. અંતરની વ્યથા ૧–૪
૧૩. ત્રણ પગલાં ૩–૦
૧૪. અખંડ જ્યોત ૨–૮
૧૫. વિદાય ૨–૮
૧૬. છેલ્લો પ્રયોગ ૩–૦

## રાજકારણ

૧૭. ચલો દિલ્હી ૫–૪
૧૮. ગાંધી–ઝીણા મંત્રણા ૧–૮
૧૯. અગ્નિપરીક્ષાને અંતે ૩–૦
૨૦. આસામ ૦–૮
૨૧. સિંધ ૦–૮
૨૨. સરહદ ૦–૮
૨૩. લેખો અને પ્રવચનો ૩–૮

## ચિંતન

૨૪. લગ્ન એક સમસ્યા ૨–૮
૨૫. લગ્નસાધના ૨–૮
૨૬. પ્રેમ અને પુરુષાર્થ ૧–૮

## સંસારપથ

૨૭. પતિદેવ ૦–૯
૨૮. અખંડ સૌભાગ્યવતી ૦–૯
૨૯. તીર્થસ્વરૂપ પિતાશ્રી ૦–૯
૩૦. ચિ. કુમાર ૦–૯
૩૧. માતુશ્રી ૦–૯
૩૨. ચિ. સુકન્યા ૦–૯
૩૩. સાસુજીની સેવામાં ૦–૯
૩૪. પુત્રવધૂ ૦–૯
૩૫. નણંદબા ૦–૯
૩૬. ભાભી ૦–૯
૩૭. ભાઈ અને બેન ૦–૯
૩૮. સૌ સગાંને ૦–૯
૩૯. કુમાર સાથે જીવનચર્ચા ૦–૯
૪૦. ,, લગ્નચર્ચા ૦–૯
૪૧. કન્યા સાથે જીવનચર્ચા ૦–૯
૪૨. ,, લગ્નચર્ચા ૦–૯
૪૩. યુવક સાથે : જીવન અને કર્તવ્ય ૦–૯
૪૪. ,, દાંપત્ય જીવન ૦–૯

# સંજીવની

લેખક

શ્રી પાન




પ્રાપ્તિસ્થાન

જીવન સાહિત્ય મંદિર

[illegible], કાલબાદેવી રોડ, મુંબઇ-૨

સર્વ હક્ક કર્તાને સ્વાધીન

ડિસેંબર ૧૯૪૧
ચોથી આવૃત્તિ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ

૨૬૪૧૪

કિંમત

૪—૮—૦

પ્રકાશક
અમૃતલાલ દલપતભાઈ શેઠ
જન્મભૂમિ પ્રકાશન મંદિર
મુંબઈ

મુદ્રક
ચંદુલાલ [illegible] વ્યાસ
સ્વાશ્રય મુદ્રણાલય
રાણપુર (કાઠિયાવાડ)

# પ્રવેશક

**આ** પુસ્તકની પ્રસ્તાવના લખવાનું મને કહેવામાં આવ્યું ત્યારે પ્રથમ વિચાર મને એ જ આવ્યો કે આવા મારા ક્ષેત્ર બહારના કામમાં હું ન પડું. પણ લેખકના પ્રેમ અને મમતાભર્યા આગ્રહને હું પાછો ઠેલી શક્યો નહિ. લેખકે મને કહ્યું અને પુસ્તક વાંચતાં મને જણાયું કે લેખકનો ઉદ્દેશ સાહિત્યની ખાતર સાહિત્ય સર્જન કરવાનો નહિ, પણ સવિનયભંગની લડત મોકૂફ રહ્યા પછી આપણા સૈનિકોએ જે મનોવેદનાઓ ને હૃદયમંથનો અનુભવ્યાં તેનું વર્ણન કરવાનો જ છે. આ પુસ્તકમાં જે સૈનિકોના ચિત્ર છે તે પૈકીના જ લેખક પોતે પણ છે. એટલે સૈનિકોના આશાઓ, આકાંક્ષાઓ, સંકલ્પો, મુશ્કેલીઓ, ધર્મસંકટો વગેરેનું જે વર્ણન તેમણે કર્યું છે તે સંપૂર્ણ રીતે સ્વાનુભવનું છે. પુસ્તકની ભાષા જોરદાર અને ભાવપૂર્ણ છે તથા શૈલી સાદી અને સરળ છે. સેવાના વિવિધ ક્ષેત્રોમાં પરોવાયેલાં આપણાં યુવક-યુવતીઓને આ પુસ્તક બહુ પ્રેરણાદાયી અને નવીન ઉત્સાહ આપનારું થઈ પડશે એમાં સંદેહ નથી.

અત્યારે આપણો સવિનયભંગનો કાર્યક્રમ મોકૂફ રહ્યો છે પણ જ્યાં સુધી સ્વરાજ થયું નથી ત્યાં સુધી આપણી સ્વરાજની લડત ચાલુ જ

છે એ ન ભુલાવું જોઈએ એ ધ્વનિ આખા પુસ્તકમાં ગુંજી રહ્યો છે. 'લડત' શબ્દ જ લોકોના ચિત્તમાં એક પ્રકારની ઉત્તેજના પેદા કરે છે. શાન્તિના વખતમાં જે કાર્ય ઉપાડવાનો અથવા જે ભોગ આપવાનો ખ્યાલ પણ ન આવે તેવાં મુશ્કેલ કામો લડતના વખતમાં માણસ કરી નાખે છે અને લડતને નિમિત્તે માણસ ગમે તેવા ભોગ આપવા પણ તત્પર થઈ જાય છે. છતાં હિંસક લડતમાં જે મનોવૃત્તિ અને જે વાતાવરણ હોય છે તે જો આપણે અહિંસક લડતમાં પણ લાવીએ તો ભુલાવામાં પડીએ. સૂક્ષ્મ રીતે જોઈએ તો અહિંસક માર્ગમાં લડત જેવું જ કશું નથી. કારણ તેમાં કોઈને દુશ્મન લેખવાના નથી, કોઈનો વિનાશ સાધવાનો નથી, તેમ કોઈનું પણ કરવાનું કે બૂરું ઇચ્છવાનું નથી. છતાં અન્યાયનો અને જબરદસ્તીનો પ્રતિકાર તો કરવાનો જ છે. અને એવો પ્રતિકાર થાય ત્યારે અન્યાય અને જબરદસ્તી કરનારા વિરોધી પક્ષ તરીકે સામે ખડા થયા છે, એટલે લડતનો દેખાવ થાય છે.

અહિંસક અથવા શાન્તિમય સાધનોથી સ્વરાજ્ય પ્રાપ્ત કરવા માટે બે પ્રકારનાં કામો કરવાનાં છે. એક લોકોની વચ્ચે રહી, તેમનાં સુખ-દુઃખમાં ભાગી બની, તેમના જીવનમાં ઓતપ્રોત થઈ તેમની સેવા કરવી. તેમનાં અધભૂખ્યા દેહને કંઈક વિશેષ પોષણ મળે, તેમની ટૂંકી રોજીમાં પાઈપૈસાનો વધારો થાય, તેમની આસપાસની ગંદકી અને કુરૂપતાને બદલે ત્યાં સ્વચ્છતા અને સૌન્દર્ય આવે; તેમની નિરાશા અને અજ્ઞાનને સ્થાને ઉત્સાહ અને જ્ઞાનનો સંચાર થાય; તેમની દરિદ્રતા અને કુસંપનો નાશ થઈ, સમૃદ્ધિ અને શાન્તિની સ્થાપના થાય; તેમના વહેમ અને બીક નિર્મૂળ થઈ બુદ્ધિ અને નિર્ભયતા પ્રગટે એ બધું કરવાનું છે. તો જ પ્રજામાં સ્વમાન, સ્વાવલંબન અને સ્વાતંત્ર્યની ભાવના જાગૃત થશે અને આવી રીતે જાગૃત થયેલી પ્રજાને સ્વરાજ ભોગવતાં કોઈ રોકી શકવાનું નથી. પરંતુ આ બધું કામ નિર્વિઘ્ને, શાંતિપૂર્વક તેના નિશ્ચિત ક્રમમાં ચાલી

શકે એવી આશા ન રાખવી જોઈએ. કેટલાંક કામોમાં રાજદ્વારી સત્તા આડે આવે, કેટલાંક કામો કાયદામાં ફેરફાર કરાવીને જ થઈ શકે એવાં હોય અને કેટલાંક કામો તો આખું રાજ્યતંત્ર બદલાય ત્યાર પછી જ શરૂ કરી શકાય એવાં હોય. કામ ચાલતું હોય ત્યારે જેમના સ્વાર્થમાં અંતરાય પડતો હોય તેઓ વિરોધ કરે જ. આવા પ્રસંગે જ્યાં જ્યાં અન્યાય અને જબરદસ્તી થાય ત્યાં તેનો પ્રતિકાર કરવો જ જોઈએ. સડેલા સત્તાધારી તંત્રને નાબૂદ કરવું જ જોઈએ. તેમાં કોઈ પ્રસંગે અસહકારનો પ્રયોગ કરવો પડે, કોઈ પ્રસંગે રાજદ્વારી અથવા સામાજિક સત્તા સામે સવિનયભંગનો પ્રયોગ કરવો પડે. આવા પ્રયોગને આપણે લડત કહીએ છીએ. ખરું જોતાં તો ઉપર કહેલા પ્રજાનું બળ વધારનારા રચનાત્મક કાર્યનું જ એ એક અંગ છે. તેનું જ ઉગ્ર સ્વરૂપ છે. પણ પહેલા પ્રકારના ઠંડાં કામ કરતાં આવાં ગરમ કામમાં ઘણાને વધારે રસ પડે છે. કાયદાનો ભંગ કરી અથવા હુકમનો અનાદાર કરી સરઘસો કાઢવાં, સભાઓ ભરવી, લાઠીનો સામનો કરવો, જેલ જવું એ કામોમાં ચિત્ત ઉશ્કેરાયેલું રહે છે. એવે વખતે જે વિશેષ ત્યાગ કરવાનો આવે છે, વિશેષ કષ્ટ સહન કરવાનું આવે છે એ અમુક વખત માટેનું જ છે એવું થોડુંઘણું આશ્વાસન પણ હોય છે. એટલે માણસ પોતાની પરિસ્થિતિનો, કૌટુમ્બિક જવાબદારીઓનો, પોતાની સ્વાર્થી અભિલાષાઓનો વિચાર કરવા બેસતો નથી અને ઝંપલાવે છે. છતાં વધારે મહત્ત્વનું તો પહેલું વર્ણવ્યું એ શાંત અને મૂંગું કામ જ છે. એ કામ વિના બીજું ગરમ કામ સંભવી શકતું જ નથી. એ કામ જેટલું સંગીન પાયે કરેલું હોય છે તેટલી જ સફળતા બીજા ગરમ કામમાં મળે છે.

સવિનયભંગનો કાર્યક્રમ સંકેલી લેતી વખતે ગાંધીજીએ તો તમામ સૈનિકોને આ ઠંડા રચનાત્મક કામમાં પરોવાઈ જવાની સલાહ આપી હતી. પરંતુ જેલમાંથી સૈનિકો જેમ જેમ છૂટતા ગયા તેમ તેમ કોઈ

વિદ્યાભ્યાસમાં, તો કોઈ પરણવામાં, કોઈ માતાપિતાની સેવા કરવામાં, તો કોઈ પત્ની અને બાળકોને કેળવણી આપવામાં, કોઈ કુટુંબનું દેવું ફેડવામાં, તો કોઈ કમાવામાં એમ વિવિધ વ્યવસાયમાં પડતા ગયા. અસહકાર અને સવિનયભંગ જેટલી ઉત્તેજના આ શાન્ત અને મૂંગા કામમાં ન જ હોય. તેમાં દશ્ય પરિણામો પણ ઝટઝટ જોવાનાં ન મળે. બીજાઓ વાહવાહ કરે એવા ઉશ્કેરાટના પ્રસંગો પણ તેમાં નથી. કામનો બધો રસ અને ઉત્સાહ બહારના વાતાવરણમાંથી નહિ પણ પોતાની અંદરથી જ મેળવવાનો હોય છે. વળી આ કામ એવું છે કે જે સેવકના જીવનમાં ભારે પરિવર્તન માગે છે. જીવનમાં સંયમ અને સાદાઈ કેળવવી, જરૂરિયાતો ઘટાડતા જવી, જાતમહેનત કરવી અને એ બધું કરીને લોકોના હિતની અને લાભની પ્રવૃત્તિઓ સફળતાપૂર્વક ચલાવવાની કુશળતા મેળવવી એ કાંઈ સહેલું નથી. છતાં કેટલીક વિરલ વ્યક્તિઓનાં દિલમાં સ્વરાજ્યની પોતાની મૂળ પ્રતિજ્ઞાનું ભાન જાગ્રત છે અને વિકટ દેખાતા પરંતુ કર્યા વિના આપણો આરો જ નથી એવા કામમાં તેઓ મંડ્યા રહેલ છે. જો કે આખું વાતાવરણ બદલાઈ ગયું છે એટલે તેમને સખત વિરોધો અને ભારે મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. આ વિરોધો અને મુશ્કેલીઓનો તેમ જ મરજિયા સેવા-વીરોના પોતાના સાથીઓ તથા કુટુંબીજનો પર પડતી અસરોનાં સાચાં ચિત્રો આ પુસ્તકમાં લેખક સબળ અને આકર્ષક રીતે આલેખ્યાં છે.

છેવટના નિશ્ચય ઉપર આવતા પહેલાં સેવકોને કેવા કેવા કોયડા ઉકેલવા પડે છે તે જરા જોઈએ. પહેલો પ્રશ્ન કુટુંબનો ઊભો થાય છે. માબાપ કહે છે: ' અમે તને દુઃખ વેઠીને મોટો કર્યો તથા ભણાવ્યો-ગણાવ્યો અને હવે જ્યારે તારા ઉપર આધાર રાખી કાંઈક નિરાંતે જીવન ગાળવાની આશા રાખીએ ત્યારે તને દેશસેવા સૂઝી ! તું લડતમાં ગયો હતો ત્યારે અમે કાંઈ બોલ્યાં હતાં ? પણ હવે ક્યાં લડત છે ? સૌ. સૌને ધંધે વળગી ગયા છે અને તું એકલો શી રીતે સ્વરાજ્ય

લાવવાનો છે ? આ તારાં નાનાં ભાઈબેનોની કેળવણીની વ્યવસ્થા કરવાની છે. અને બીજાં બધાંનું તો ઠીક પણ હાથ ઝાલીને આ લાવ્યો છે એ બીચારીનો તો વિચાર કર. અને અમારે આટઆટલું દેવું છે તે કોણ આપશે ? આ બધા પ્રશ્નોમાં પત્નીનો અને દેવાનો પ્રશ્ન તરુણોને વધારે મૂંઝવી નાખે છે. આપણી સામાજિક પરિસ્થિતિ તરુણોને પત્ની વળગાડે છે અને આપણી આર્થિક પરિસ્થિતિ દેવું વળગાડે છે. દેવામાંથી મુક્ત હોય એવું કુટુમ્બ આપણા દેશમાં ભાગ્યે જ હશે. અનંત પોતાની મુશ્કેલીઓનો વિચાર કરવા બેસે છે ત્યારે બીજી બધી મુશ્કેલીઓની બાબતમાં કોઈ ને કોઈ રીતે મન મનાવી શકે છે, પણ દેવું તેને મૂંઝવી નાખે છે. બાપદાદાનું દેવું ચૂકવી આપવાની પોતાની ફરજ છે એમ તેને લાગે છે. આપણા કેટલાયે મહત્ત્વાકાંક્ષી યુવાનો બાપદાદાના દેવાના ભારથી દબાઈ જઈ કમાણી કરવાના ચાલતા ચીલામાં પડી જાય છે ! અનંતનું પણ એમ જ થાય છે. એ મુંબઈ જાય છે તેમાં પિતા પ્રત્યેની લાગણી કરતાંયે કુટુમ્બનું દેવું ભરપાઈ કરવું જ જોઈએ એ એક મોટું કારણ છે. અને એ ધ્યેય પણ ઉદાત્ત તો છે જ. પરંતુ દેશસેવાનો, સ્વરાજ્યસિદ્ધિનો એનો પહેલાનો સંકલ્પ વધુ ઉદાત્ત છે. એટલે મુંબઈ જવાથી થયેલ પ્રતિજ્ઞાભંગનો આઘાત એ સહન કરી શકતો નથી. પાણીના બહાર જેમ માછલી તરફડે એમ એ તરફડે છે અને એનું કસાયેલું, સુદૃઢ શરીર ભાંગી પડે છે. એની ઈચ્છાનુસાર એને બધાં રામપુર લઈ જાય છે અને એના પિતા લાચારીથી એમાં સંમતિ આપે છે. અનંત ફરી દેશસેવાના પોતાના પ્રિય કામમાં જોડાઈ જાય છે. પણ પેલા દેવાનું શું ? કુટુમ્બનું શું ? લેખક સૂચવે છે કે એમનું જે થવાનું હો તે થાઓ. એમનો વિચાર કરીને ઘેર બેસીએ તો ભારતમાતાનું શું ? તેનાં કરોડો દીન, દુઃખી, દરિદ્રોનું શું ? આ એક દલીલ છે જ. પણ એમાં પિતા અને કુટુમ્બીઓ ઉપરનો કન્યાગત તો ઊભો જ રહે છે. આપણા દેશમાં ખેડૂતોના દેવાનો પ્રશ્ન વધુ ને વધુ તીવ્ર બનતો જ

૨૬૪૧૪

જાય છે. ખેડૂતોની માફક જ શહેરમાં રહેનારો ગરીબ મધ્યમ વર્ગ પણ દેવામાં ડૂબેલો છે. દેવાની ધૂંસરી વેંઢારીને વ્યવહાર ચલાવવો બંને માટે મુશ્કેલ છે. બંને વર્ગ વધારે ને વધારે વ્યાજખોરના, લેણદારના પંજામાં સપડાતા જાય છે અને સતત ચુસાતા જાય છે. અત્યારની આપણી પરિસ્થિતિમાં એટલે કે જ્યાં સુધી રાજ્યતંત્ર આપણને અનુકૂળ નથી ત્યાં સુધી આ પ્રશ્નનો પૂરો ઉકેલ ન આવી શકે. પરંતુ નાદારીનો ઉપાય તો મોટા પાયા ઉપર અજમાવવા જેવો છે જ. થોડાંક મોટાં શહેરોના અપવાદ સિવાય બીજે બધે નાદાર થવાનું કોઈ પસંદ કરતું નથી. એમ કરવામાં હીણપત ગણાય છે. પણ પોતાની તમામ મિલકત લેણ-દારોને સોંપી દઈ આખો અર્થવ્યવહાર કોરે પાને ફરી શરૂ કરવો એ સીધો અને પ્રમાણિક માર્ગ છે. પણ કુટુંબનાં બીજાં માણસો આવું પગલું ભરવા સંમત ન થાય તોયે સેવાકાર્યમાં પડવા ઇચ્છનારે તો કુટુંબની મિલકતમાંથી તમામ ભાગલાગ છોડી દઈ લેણાદેવાની જવાબદારીમાંથી મુક્ત થઈ જવું એ જરૂરનું છે. બાપદાદાએ પોતાની માન્યતા અનુસાર ખર્ચ કરીને દેવું કર્યું હોય–ઘણા તો અત્યારની અન્યાયી તથા જુલમી સમાજવ્યવસ્થા તથા અર્થવ્યવસ્થાને લીધે જ દેવામાં ફસાઈ પડેલા હોય છે–તે દેવું માલમિલકતનો ત્યાગ કરી અપરિગ્રહી રહી સેવા કરનાર પુત્ર કાયદામાં કિંવા નૈતિક દૃષ્ટિએ પણ આપવાને બંધાયેલો નથી.

પણ આવી રીતે કૌટુંબિક જવાબદારીનો ત્યાગ કરી સેવાકાર્યમાં પડનારને એક ચેતવણી આપવા જેવી છે. તેનું પોતાનું જીવન અતિ-શય સાદું અને અતિશય કડક હશે તો જ તેનું આ કાર્ય શોભશે. ઘેર માતાપિતાની વિટંબના પડતી હોય અને દેશસેવામાં પડેલ સશક્ત જુવાન પુત્ર માબાપના પ્રમાણમાં વધારે વૈભવી, વધારે સુખસગવડવાળું, વધારે ખર્ચાળ અને વધારે આરામી જીવન ગાળે તો સમાજના નીતિતંત્રને જરૂર આઘાત પહોંચે.

અનંત જેટલું જ બીજું મહત્ત્વનું પાત્ર કાન્તા છે. લેખકે તેને અડગ નિશ્ચયવાળી, તેજસ્વી અને વીર સ્ત્રીશક્તિ ચીતરી છે. આપણા દેશની સ્ત્રીઓની બેડીઓ તેની મારફત તોડવાની લેખકની આશા છે. પરંતુ મને લાગે છે કે આપણી બહેનોની બેડીઓ તોડવા માટે કાન્તા કરતાં વધારે શક્તિશાળી અને વધારે સ્વાવલંબી સ્ત્રીઓની જરૂર છે. ગાંધીજીની પ્રેરણા અને ખાસ કરીને અસહકારના યુગ પછી ઘણી બહેનો સાર્વજનિક પ્રવૃત્તિઓમાં આગળ આવવા લાગી છે. પણ થોડાક વિરલ અપવાદ સિવાય લગભગ બધી જ બહેનો પોતાના કાર્યમાં કોઈ ને કોઈ પુરુષના આલંબનની અપેક્ષા રાખતી જોવામાં આવે છે. ભલે તેઓ એવી અપેક્ષા રાખે. પુરુષોએ તેમને મદદ કરવી જ જોઈએ. પણ પોતાની બીજી બહેનોની બેડીએ તોડવાનું કામ તો તે સ્ત્રીઓ જ કરી શકશે; જેઓ કોઈ પણ પુરુષની મદદ વિના ઝૂઝવા તૈયાર હોય. કાન્તા જ્યારે સેવાના કાર્યમાં અનંતની મદદની યાચના કરે છે ત્યારે એ સ્ત્રીશક્તિ નહિ પણ સામાન્ય અબળા દેખાય છે પરંતુ છેવટે લેખકે તેને બીજા ગામમાં સ્વતંત્ર રીતે કામ કરવા મૂકી છે એ સારું જ કર્યું છે, બહેનોએ પુરુષોની મદદ વિના એકલા કામ કરવાની હિંમત બતાવવી જ જોઈએ. એકલી કામ કરનારી બહેનો સ્ત્રીસમાજમાં તો વધારે કામ કરી શકશે આપણા સ્ત્રીસમાજમાં કામ કરવા માટે પુરુષોનો સાથ વખતે અંતરાયરૂપ પણ નીવડે.

કુમાર તરુણતરુણીઓ—ભલેને સેવાના કામ માટે—સાથે હરતાંફરતાં હોય છે ત્યારે જોનારને એકદમ તેમનાં લગ્નનો વિચાર આવે છે. એવું આપણા સમાજનું માનસ છે. આ પુસ્તકના આરંભમાં ઘણાં વાંચકોને એમ લાગ્યું હશે કે કાન્તા અને અનંત પરણશે. સુમનને તો તેઓ પરણે એ એટલું બધું મહત્ત્વનું લાગે છે કે તેમના લગ્ન માટે તે ખાસ પ્રયત્ન કરે છે. પરિણીત સેવકસેવિકાઓ આપણા સમાજમાં અને ખાસ કરીને ગામડાંમાં વધારે કામ કરી શકે, કે અપરિણીત, એ પ્રશ્ન

ઘણીવાર ચર્ચાય છે. કદાચ પરિણીતને કેટલીક સગવડો વધારે હોય—પણ આદર્શ સેવા માટે તો બ્રહ્મચર્ય આવશ્યક જ છે. એ રીતે જોતાં લેખકે કાન્તાને અને અનંતને નથી પરણાવ્યા એ સારું જ કર્યું છે.

આવી રીતે સેવાના કાર્યમાં તરુણતરુણીઓ બહાર પડે ત્યારે બીજો મહત્ત્વનો પ્રશ્ન તેમના એક બીજા પ્રત્યેનો વર્તનનો ઊભો થાય છે. કેટલાક તરુણતરુણીઓ પરસ્પર છૂટથી હળવાભળવામાં, એકલાં હરવાફરવામાં, એકાન્તમાં બેસી વાર્તાવિનોદ અને ચર્ચાઓ કરવામાં કશો વાંધો નથી એવું માને છે, અને તે પ્રમાણે વર્તે છે. આવી માન્યતા અને તે પ્રમાણેનો વ્યવહાર સમાજમાં મોટા ભયનું કારણ છે. તેઓ ભેગાં મળીને કોઈ પણ સાર્વજનિક કાર્ય ન ઉપાડે અથવા એક બીજા સામે બિલકુલ વાર્તાવિનોદ ન કરે એમ હું કહેતો નથી, પણ ભેગાં મળીને સાર્વજનિક કાર્ય કરનારાં સ્ત્રી-પુરુષો પોતાના વર્તનની બાબતમાં અમુક નિયમો અને મર્યાદાઓનું પાલન કરે તો જ તેમની સલામતી અને તેમાં જ તેમનું શ્રેય છે. પોતાની નિર્દોષતા અને પવિત્રતા ઉપર વધારે પડતો વિશ્વાસ રાખી પરસ્પર અતિસહવાસ કેળવવામાં અને એકાન્તસેવન કરવામાં ભારે જોખમ રહેલાં છે. તેઓ બન્ને આવું વધારે છૂટવાળું વર્તન ચલાવનારાં મનથી પણ શુદ્ધ અને વિકારરહિત રહી શકે એ માનવું મુશ્કેલ છે. આવા અતિસહવાસથી અજાણતા પણ પરસ્પર કામાકર્ષણ ઉત્પન્ન થવાનો અને મન ઉપર કાબૂ ગુમાવી બેસવાનો બહુ સંભવ છે. એટલે આપણે દૃઢતાપૂર્વક અમુક મર્યાદાઓ આંકી દઈને આપણો વ્યવહાર ચલાવીશું તો જ આપણી સાર્વજનિક પ્રવૃત્તિ અને આપણાં સામાજિક કાર્યો કોઈ પણ જાતના આક્ષેપ વિના નિર્વિઘ્ન ચાલી શકશે. અંગ્રેજીમાં કહેવત છે કે સીઝર એટલે કે રાજા, તેની રાણી કોઈ પણ જાતની શંકાથી પર હોવી જોઈએ. તેવી જ રીતે સાર્વજનિક અને સેવાની પ્રવૃત્તિમાં પડેલાં સ્ત્રીપુરુષો પણ તેમના ચારિત્ર્યની બાબતમાં

કાર્યની પણ શંકાથી પર હોવાં જોઈએ. આ પુસ્તકમાં કાન્તા, બિનુ, અનંત, સુમન વગેરેના વ્યવહારને અંગે આટલી ચેતવણી અહીં આપવાનું જરૂરી લાગ્યું છે.

પણ હું અહીં સેવાકાર્યની પદ્ધતિ અને સેવકોનાં વર્તન વિષે નિબંધ લખવા નથી બેઠો. આ પુસ્તકના પ્રવેશક તરીકે આટલું વિવેચન બસ છે. લેખકે પોતાનો અનુભવ કુશળતાથી આપી આપણા સાહિત્યમાં કીમતી અને ઉપયોગી વધારો કર્યો છે તે માટે તેમને ધન્યવાદ આપી વિરમું છું.

**નરહરિ દ્વારકાદાસ પરીખ**

# સંજીવની

રાષ્ટ્રનાં ઊતરતાં પાણીને ખાળવા
જેમણે દેહની દીવાલો રચી છે
તે ગુજરાત-કાઠિયાવાડના

ગ્રામસેવકોને

# અનુક્રમ

## [૧]

# નિરાશાની છાયા

ભાદર નદીની રેતીમાં એક સન્ધ્યાએ બે જુવાનો ફરતા હતા. માથું નીચું ઢાળીને, ધીમે પગલે ચાલતા બન્ને કોઈ વિચારમાં ડૂબ્યા હોય તેમ મૂગા મૂગા નદીના પ્રવાહ તરફ જતા હતા. પડખે શાંતિથી વહી જતા ભાદરના નિર્મળાં નીર એમને ખેંચતાં નહોતાં. દૂર દૂર ક્ષિતિજમાં સન્ધ્યાની સુરખી પ્રગટી હતી પણ એમાંથી કોઈની આંખ એ અપાર્થિવ સૌંદર્યનું પાન કરવા અત્યારે ઊપડતી નહોતી. તમામ ઇંદ્રિયો બધિર બની હોય તેમ કોઈ તરફ લક્ષ્ય આપ્યા વિના બંને આગળ ને આગળ ચાલતા હતા. પક્ષીઓનો કલરવ એમને જગાડતો નહોતો. ગામમાં પેસતું ધણ અને ગાયોની ડોકે બાંધેલી ઘંટડીઓનો રણકાર એમની સમાધિ તોડતો નહોતો.

ધીમે ધીમે પગલાં ભરતા તેઓ રામપુરથી એકાદ માઇલ દૂર નીકળી ગયા. સન્ધ્યાની લાલી ડૂબી ગઇ અને અંધારી આઠમની રાત ઊતરતી હતી. વગડામાં સંપૂર્ણ શાંતિ હતી. બન્ને મિત્રો એક માઇલમાં એક શબ્દ પણ બોલ્યા નહોતા. અંતે અનંતે શાંતિ તોડી.

'પાછા વળશું ?'

'ભલે' વિનુએ આજુબાજુ પથરાયેલા અંધકાર તરફ નજર કરી કહ્યું.

બન્ને પાછા ફર્યા. ફરી મૌન વ્યાપી ગયું.

'ત્યારે શો વિચાર કર્યો ?' એકાદ ખેતરવા ચાલ્યા પછી વિનુએ શરૂઆત કરી.

'હજી કંઇ નક્કી નથી થતું...પણ વિનુ! એક વખત બધા પાસે જઇ આવવાની ઇચ્છા થાય છે. જોઉં તો ખરો બધા કેમ જીવે છે ?' અનંતે જવાબ આપ્યો.

'એમાં શો માલ ?'

'ભલેને કાંઇ માલ ન હોય પણ મનને સમાધાન મળે ને ? આ રેંટિયો, પીંજણ, ઘંટી ને ઝાડુ સાથે જીવતાં કયારેક કયારેક શંકાઓ ઊઠે છે તે કાં તો શમી જાય ને કાં તો એ બધું છૂટી જાય.'

'પણ એમાં બધાને મળીને શું કરવું હતું ? આપણે નથી વિચારી શકતા ? ભલેને હસનારાઓ હસે. આપણું કામ સાચું હશે તો કો'ક દિવસ તરી આવશે.'

'હું યે બધું સમજું તો છું પણ તો યે મનમાં થયા કરે છે કે આપણા દિનુભાઈ જેવા, ચંપક જેવા, ગણપત જેવા આજ અહીં કેમ નથી ? વિનુ ! વિચાર કરતાં તો એમ સમજાય છે કે આપણું કામ જ સાચું છે અને આ જીવન જ ખરું જીવન છે પણ જેમની સાથે ચાર ચાર વર્ષો કાઢયાં, જેમની બુદ્ધિપ્રભા અને બલિદાન-શક્તિનાં અનેક વખત દર્શન કર્યાં; એ બધા અહીં નથી એટલે મનમાં શંકાની નબળાઇ આવી જાય છે.' વિનુ તરફ જોઈ અનંત બોલ્યો: 'અને તેં સાંભળ્યું ? દિનુભાઇ અને ચંદ્રકાંત વિલાયત જાય છે.'

'મેં તો ઘણું ય સાંભળ્યું છે. આજ સવારે જ મારા મોટાભાઇનો કાગળ હતો, એમાં આપણા બધા મિત્રોના સમાચાર હતા. શાંતિ એક પ્રેસમાં નોકરીએ રહી ગયો. ચમને કટપીસની દુકાન ખોલી. અરુણ એક છાપામાં જોડાયો છે. પ્રેમચંદ એક કપાસના વેપારીમાં રહી ગયો. કોઠારી, પંડિત અને તુલસી કોલેજમાં જોડાઇ ગયા......'

'વિનુ !' વિનુને અનંતે આગળ બોલતો અટકાવ્યો. 'બસ, બહુ સમાચાર સાંભળ્યા. એ બધાને તો હવે સ્વરાજ મળી ગયું હશે.'

'હજી ખરા સમાચાર તો બાકી છે. આપણાં સુશીલાબેન અને દીનુભાઇનાં લગ્ન નક્કી થઇ ગયાં. વિલાયતથી દિનુભાઈ આવશે એટલે વિધિસર પરણશે. તુલસીનું સગપણ થયું, ચંપકની તૈયારી છે, પ્રેમચંદનું પણ થોડા દિવસમાં.'

'વિનુ ! આ સાંભળીને તને કંઇ નથી થતું ?'

'થાય તો યે શું કરીએ ? એ તો રણશીંગડું વાગશે ત્યારે બધા દોડયા આવશે.'

'પણ એ તો ઘેલછા જ કહેવાયને ?'

'ઘેલછા કહે કે ડહાપણ, પણ એ જ સાચી સ્થિતિ છે. બૂંગિયો વાગશે ત્યારે પાછા બધાય ગાવાના, 'સર જાવે તો જાવે......' અને ત્યારે ખરેખર માથાં ઊતારી દેવાનો પ્રસંગ આવે તો ઊતારી પણ દેવાના.'

વાતો કરતા કરતા બંને ગામ લગભગ આવી ગયા. મંદિરમાં રાતની આરતી વાગતી હતી તે બંનેએ સાંભળી.

'ચાલ જરા ઉતાવળે ચાલીએ, બધા ચોરામાં આવી ગયા હશે.' અનંતે કહ્યું.

બંને ઉતાવળે પગલે ગામમાં આવી પહોંચ્યા. અંધારી શેરીઓ વટાવતાં આરતી પૂરી થયાં પહેલાં ચોરામાં આવી ગયા. એમની રાહ જોઇને જ ગામલોકો બેઠા હતા.

'આજ તો બહુ સેટે ફરવા ગ્યા હસો ?' એક ખેડૂતે પૂછયું.

'હા, આજ ફરતા ફરતા પેલી માતાની દેરી સુધી જઈ આવ્યા.' વિનુએ જવાબ આપ્યો અને બંને ચોરા ઉપર બેઠા. લોકો આજુબાજુ ગોઠવાઇ ગયા.

'તમે હવે ગામડિયા જેવા થઇ ગયા હો! રાતવસ્તના ભૂલા ના પડો.'

'હવે શું ભૂલા પડીએ ?'

'હવા તું આજ ઓલું ભજન ગાવ.'

'કયું ?' વિનુએ પૃછ્યું.

'ઓલું. 'દિલ લાગો'...'

વિનુએ ભજન ઉપાડયું. 'દિલ લાગો મેરો યાર ફકીરીમેં.' ભજન ચાલ્યું ત્યાં સુધી અનંત વિચારનિદ્રામાં પડયો. એના મનમાં આજે શાંતિ નહોતી થતી. ભજન પૂરું થયા પછી ગામ–પરગામની વાતો થઇ પણ અનંત ઓછું જ બોલ્યો. બધાને વિખરાવાનો સમય થયો ત્યારે એક જણ બોલ્યોઃ

'આજ અનંતભાઇને ઘર સાંભર્યું લાગે છે.'

અનંત સહેજ હસ્યો. એને ઘર નહોતું સાંભર્યું પણ એ એક જણે સંભારી આપ્યું. બે દિવસ પહેલાં ઘેરથી કાગળ આવેલો અને એમાં માતાની માંદગીના સમાચાર હતા તે યાદ આવતાં જરા ગમગીન થઇ જવાયું.

ધીમે ધીમે બધા વિખરાયા, ચોરો સૂનો પડયો ત્યાં સુધી અનંતે જેમ તેમ કરી અંતરના વિષાદને દબાવ્યો અને મોં ઉપર આનંદ દેખાડવા પ્રયત્ન કર્યો. લોકો ગયા પછી વિનુ અને કૃપેશે પથારી કરી. અનંતે પણ શેતરંજી પાથરી, ઓશીકે લૂગડાં મૂકી લાંબો થઇને પડયો.

કુટુંબનો પ્રશ્ન અનંતે આજ પહેલાં અનેક વખત વિચાર્યો હતો. દરેક વખતે કાંઇક ને કાંઇક સમાધાન મેળવી એ પ્રશ્નનો નિકાલ આવી ગયો એમ માની પ્રવૃત્તિમાં મશગૂલ થઈ જતો, પણ એ પ્રશ્ન મહિને બે મહિને પાછો આવીને ઊભો રહેતો અને અનંતને મૂંઝવી દેતો.

અનંતના અંતરમાં મંથન ચાલતું હતું તેમાં કુટુંબના સ્મરણે ઉમેરો કર્યો. 'ઘેર પણ જઈ આવું' એમ ઘડીક થઈ આવ્યું, પણ વળી મન પાછું વળ્યું. 'હવે ઘર શું ને બહાર શું ?' કરી મન મનાવ્યું. પોતે સૈનિક છે, સંન્યાસી છે, એ વિચારે મનને મજબૂત બનાવ્યું.

મોડી રાત સુધી અનંતે પડખાં ઘસ્યાં. રામપુરમાંથી નીકળવાની તાલાવેલી વધવા લાગી. એકાદ વખત તો વિનુ અને કૃપેશને સૂતા મૂકીને પણ ચાલ્યા જવાનું મન થઈ આવ્યું.

વિચારમાં ને વિચારમાં અનંતની આંખ મીંચાઈ ગઈ. રામપુરના ચોરામાં અનંત, વિનુ અને કૃપેશ ઘસઘસાટ ઊંઘવા લાગ્યા.



## [૨]

# મધરાતે

'વિનુ, ત્યારે હું આજ જાઉં છું. તું ને કૃપેશ થોડા દિવસ મારું કામ પણ સંભાળજો.'

'ભલે, તારે જવું હોય તો જા. મને તો જવાનો કશો અર્થ નથી લાગતો.' વિનુએ જવાબ આપ્યો.

એ જ નદીકાંઠે સવારે દાતણ કરતાં કરતાં બંને મિત્રો વાત કરતા હતા. પડખે કૃપેશ બેઠો હતો.

'તે...અનંતભાઇ ક્યાં જવાના છે?' સોળેક વર્ષના સુકુમાર કૃપેશે પૂછ્યું.

'હા સાચે, તું તો રાત્રે નહોતો.' અનંત જરા અટક્યો. 'હું અમદાવાદ, મુંબઇ વગેરે સ્થળે થોડાક દિવસ ફરવા જવાનો છું.'

કૃપેશ આશ્ચર્યપૂર્વક જોઇ રહ્યો.

'પંદર વીસ દિવસમાં પાછા આવી જવાના.' વિનુએ કૃપેશ તરફ જોઇને કહ્યું.

'પણ શા માટે જાય છે?' કૃપેશે વિનુને જ પૂછ્યું.

'એ તો અનંતભાઈ જ કહેશે.' વિનુએ જવાબ આપ્યો.

અનંત શરમાઇ ગયો. કૃપેશને શો જવાબ આપવો તે એને સૂઝયું નહિ.

'શા માટે જાઓ છો અનંતભાઈ?' કૃપેશે અનંતને પૂછયું.

'લડત વખતના બધા મિત્રોને મળવા.' અનંતે જવાબ આપ્યો.

'માત્ર મળવા જ ?'

'હા, અને બધાય શું કરે છે તે જોવા.'

કૃપેશે વધુ ન પૂછયું. ત્રણેય મિત્રોએ દાતણ કાઢી, ભાદરમાં લૂગડાં ધોઇ સ્નાન કર્યું અને સવારનું અજવાળું થતાં પહેલાં પોતાનાં સ્થાને આવી ગયા.

•

રામપુર પાંચસો માણસની વસ્તીનું ગામ. મુખ્ય વસ્તી કોળી અને કણબીની. વાણિયાબ્રાહ્મણનાં બબ્બે ઘર. એક ખોજાનું, એક વાણંદનું, એક બાવાનું અને એક સુતારનું ઘર. આઠ ઢેઢનાં અને બે ચમારનાં એમ દસ હરિજનોનાં ખોરડાં.

આ ગામમાં છેલ્લા એક વર્ષ થયા અનંત અને વિનુ ગ્રામસેવક થઇને બેઠા હતા. લડતનાં વરસોમાં એ લોકોને આ ગામનો ઠીક પરિચય થયેલો. જ્યારે સૈનિકને ખાવા આપનાર રાજ્યનો ગુનેગાર ગણાતો અને એનું ઘર લૂંટાતું ત્યારે પણ આ ગામના ખેડુ સૈનિકને ભૂખ્યો જવા ન દેતા. લડત ચાલતી હતી ત્યારે ઘણા સૈનિકો એવા મનસૂબા સેવતા હતા કે હવે શાંતિનો કાળ આવશે તો આપણે આ ગામમાં જ થાણું નાખશું. પણ એ ઘણામાંથી અનંત અને વિનુ જ આ ગામમાં આવ્યા હતા. છેલ્લા ત્રણેક મહિનાથી નાનકડો કૃપેશ આવ્યો હતો.

અનંત અને વિનુ લગભગ સરખી ઉંમરના હતા. બંનેની ઉમર ત્રેવીશ ચોવીશ લગભગ હતી. લડત પહેલાં પણ બંને મિત્રો જ હતા.

બંનેનો પહેરવેશ, રહેવા કરવાની ઢબ વગેરે સરખાં જ હતાં એટલે ઘણા લોકો એમને ભાઇ તરીકે ઓળખતા. બંને લડતમાં આવ્યા પહેલાં કોલેજમાં અભ્યાસ કરતા હતા. એક દિવસ દિનુભાઇએ કોલેજમાં ભાષણ આપ્યું અને વીસ વિદ્યાર્થીઓ નીકળ્યા તેમાં અનંત વિનુ પહેલા હતા. દિનુભાઇએ તે દિવસે ગાંધીજીની પ્રતિજ્ઞાનું સ્મરણ આપી જુવાનોને સળગાવી મૂકયા હતા: 'કાગડા અને કૂતરાને મોઢે મરીશ; વન વન રઝળીશ પણ સ્વરાજ વિના પાછો નહિ આવું.' અનંત અને વિનુએ પોતાનાં હૃદયમાં એ પ્રતિજ્ઞાનો પડઘો પાડયો હતો.

એમની સાથેના બીજા અઢારમાંથી છેલ્લા વ્યક્તિગત સત્યાગ્રહ વખતે એક પણ જુવાન નહોતો તે દિવસે પણ દિનુભાઇ તો હતા જ. દિનુભાઇ તરફ અનંતને અનહદ માન હતું. પોતાનું રાષ્ટ્રિય ઘડતર દિનુભાઈના હાથે જ થયું છે એમ અનંત માનતો હતો. દિનુભાઇ જયારે કહેતા કે 'સ્વરાજની લડત ભલેને અનંતકાળ સુધી ચાલે. અમે થાકવાના નથી. મરશું તો યે વાસના રહી જવાની છે એટલે બીજા જન્મે પણ આ ઝંડો જ ઉપાડશું.' દિનુભાઈના વકતૃત્વ ઉપર અનંત મુગ્ધ હતો.

વિનુ એ રીતે જરા ઠંડો હતો. એ ભાગ્યે જ કોઈના તરફ ખેંચાતો. અનંત પ્રત્યે એને અત્યંત વહાલ હતું એટલે કેટલીક વાર અનંતને ખાતર બીજાનું માન સાચવતો, પણ એનું હૃદય કોઈના પ્રત્યે અનંતની પેઠે ઢળી પડતું નહિ.

કૃપેશ મેટ્રીકમાં અભ્યાસ કરતો હતો ત્યારે એના ગામમાં ગાંધીજી આવ્યા. એમણે દેશનાં દુ:ખની વાત કરી અને તમામ જુવાનોને ગામડાંમાં જવાની હાકલ કરી. કૃપેશે લડાઇના રંગો જોયા હતા પણ એ નાનો હતો એટલે એના પિતા રાષ્ટ્રપ્રેમી હોવા છતાં રજા નહોતા આપતા. કૃપેશે ગામડાની માગણી કરી કે તુરત જ પિતાએ એને અનંતને સોંપ્યો.

આજુબાજુના પ્રદેશમાં રામપુરની ખ્યાતિ હતી. સરકારના દફતરે રામપુરનું નામ બારડોલી–બોરસદવાળી નોંધમાં નોંધાયેલું હતું. રામપુરનો ખેડૂત મર્દ ગણાતો. ગામમાં ઢેડ ચમાર હતા પણ એનો રહેવાનો વાસ જ જુદો હતો. બાકી વાણિયાબ્રાહ્મણ સુદ્ધાં એની સાથે વ્યવહાર કરતા. અનંત અને વિનુની એક વર્ષની મહેનતે ગામમાંથી પરદેશી ને મિલનું કાપડ હાંકી કાઢયું હતું. વિવાહના દિવસોમાં કયારેક પરદેશી કાપડ દેખા દેતું પણ ત્યારે લાવનારને ગામની અને ગ્રામસેવકની બીક રહેતી. ગામમાં લગભગ ઘેર ઘેર રેંટિયો ફરતો હતો. નાનાં છોકરાં તકલી ફેરવતાં. નિશાળમાં પણ તકલી ફરતી. સરકારી શાળા હતી પણ માસ્તર અનંતની મદદથી જ શાળા ચલાવતા. રાત્રે આખું ગામ ચોરે ભેગું થાતું અને ત્યારે અનંત કે વિનુ એમની સાથે વાતો કરતા ગામલોકોનાં સુખદુ:ખની વાત પૂછતા.

મહેસૂલ અને કરજને લઈ ખેડૂત નિચોવાઇ ગયા હતા પણ ઉપરનાં બીજાં ખર્ચ ઓછાં થયાં પછી ગામમાં કાંઇક તેજ આવ્યું હતું. લગ્ન-મરણનાં ખર્ચોમાં ઘણો ઘટાડો થઇ ગયો હતો. ચા બીડીનાં વ્યસનો હતાં પણ લડતના દિવસોમાં બે ગામમાં ચાની હોટલ હતી તે છ મહિના પહેલાં ગામે ભેળા થઇને બંધ કરાવી હતી. આખું ગામ અનંત અને વિનુને અંતરથી પૂજતું હતું.

સત્યાગ્રહ મોકૂફ રહ્યા પછી જેલમાંથી બધા છૂટયા અને છાવણી વીખરાઇ ત્યારે ઘણાએ રચનાત્મક કામ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. પરંતુ પરાજયના મારથી સૈનિકોની કમર ભાંગી ગઇ હતી એટલે માબાપને–કુટુંબને મળવા ગયેલા ઘણાખરા રાષ્ટ્રવ્યાપી નિરાશાની અસર નીચે આવ્યા અને થોડાક ધમપછાડા કરીને કોઇ ને કોઈ સલામત જગ્યાએ ગોઠવાઈ ગયા. અનંત અને વિનુ રામપુરમાં બેઠા ત્યારે એમણે ઘણી આશાઓ રાખેલી. 'મોટું જૂથ જમાવશું અને આખા ગૂજરાતમાં પથરાઈ જશું. પાંચ વર્ષમાં તો ગૂજરાતની સૂરત બદલી નાખશું!'

અનંત જ્યારે ત્યારે એમ બોલતો. પણ રામપુરમાં બેઠા પછી ધીમે ધીમે ખબર મળતા ગયા કે વિનુ નહિ આવે, ચંપક નહિ આવે, ગુલાબ પણ કદાચ નહિ આવે; અને એની આશાઓ સંકેલાતી ગઈ.

રામપુરમાં તેઓ એક છાપું મંગાવતા, એમાં દેશપરદેશની ખબરો આવતી. ધારાસભાનાં ધગધગતાં ભાષણો આવતાં, પ્રાંતે પ્રાંતની મહાસભા સમિતિઓના ઝગડાઓ આવતા, વચ્ચે ક્યારેક રાષ્ટ્રપતિ કે સરદાર, જવાહર કે સુભાષનાં પ્રેરક ભાષણો આવતાં પણ અનંતના મનને શાંતિ નહોતી થતી. ભાદરના તીર ઉપર વસેલા રામપુરમાં જીવન હતું અને જેમ વધતું જતું હતું પણ અનંતનો હૃદયાગ્નિ શાંત પડતો જતો હતો.

એક રાત્રે અનંત એના મકાનમાંથી બહાર નીકળી ભાદરની રેતીમાં આવી ઊભો રહ્યો. સમસમ અવાજ કરતી મધરાત એને ભયંકર લાગી. ભાદરનો કલકલ નિનાદ એને અળખામણો લાગ્યો. સામે સૂતેલું રામપુર એને નિર્જીવ લાગ્યું. કોઇ દિવસ નહિ અને તે દિવસે એનાં મનમાં પ્રશ્ન ઊઠ્યો 'આમ સ્વરાજ મળશે ?'

અને પછી તો શંકાઓની પરંપરા ચાલી. 'રામપુરમાં પચાસ સો રેંટિયા ચાલે, રામપુરના ખેડુ બહારનો માલ ન મંગાવે, રામપુરની સ્ત્રીઓ હાથે દળી લ્યે, રામપુરના લોકો આંગણાં સાફ રાખે પણ એથી સ્વરાજ કેમ મળે ? સાત લાખ ગામડાંમાં પથરાયેલા ભારતવર્ષની ગુલામી કેમ ફેડાય ? રામપુરના પાંચ હરિજનોને ગામલોકો અપનાવે પણ એથી પાંચ કરોડની અસ્પૃશ્યતા કેમ ટીટે ?'

અનંતને શંકાના ઉત્તરો મળતા હતા પણ 'એ તો મન મનાવવાનું' એમ કહી ઉત્તરો તરફ ધ્યાન ન આપતો.

તે દિવસે રાત્રે એને છાવણીનાં અને લડાઇનાં સ્મરણો તાજાં થયાં. દિનુભાઇનાં અંગાર જેવાં ભાષણો યાદ આવ્યાં. ચંપકનાં યુદ્ધગીતો સાંભર્યાં. સુશીલાએને કપાળ ઉપર લાઠી ઝીલી હતી તે યાદ

આવ્યું. કાન્તિના માથામાં પોલિસે લાઠી ફટકારેલી અને લોહીની છોળ ઊડેલી તે યાદ આવ્યું. અનંતની આંખ સામે હજાર દૃશ્યો ખડાં થયાં. 'ઇન્કિલાબ પોકારતી આખી સેના આજે ક્યાં?' પ્રશ્નનો જવાબ ન મળ્યો.

એ પાછો આવ્યો. નીંદ હરામ બની હતી. એણે વિનુને ઉઠાડ્યો ને બધી વાત કરી. 'મને અહીં નથી ગમતું. આ બધા ધુમાડાનાં બાચકાં છે. આમાં સ્વરાજ ન હોય.' વિનુએ રામપુરમાં એક વર્ષમાં થયેલું પરિવર્તન એને સમજાવ્યું પણ અનંતને સમજવું નહોતું. સવારોસવાર બંને મિત્રોએ વાતો કરી પણ અનંત એના વિચારમાંથી ખસ્યો નહિ.



[૩]

# રામપુર છોડયું

નાહી ધોઇને પાછા આવ્યા પછી અનંત અને વિનુ કાંતવા બેઠા.

'ત્યારે હું આજ જાઉં છું.' અનંતે કહ્યું.

'અહીંથી ક્યાં જઇશ?'

'સીધો ભાવનગર અને ત્યાંથી અમદાવાદ.'

'પાછો ક્યારે આવીશ?'

અનંત ક્ષણવાર વિનુ સામે જોઇ રહ્યો.

'વિનુ, પાછો તો આવીશ જ. અને તું વિશ્વાસ રાખ કે ફરીને કોઇ દિવસ રામપુર છોડવું ન પડે એટલી શ્રદ્ધા લઇને પાછો આવીશ.'

'પણ તારા જવાનું કારણ મને હજી યે ગળે નથી ઊતરતું.'

'તું જબરો છે. તારા જેટલું મનોબળ મારામાં નથી. મને હવે સમજાય છે કે તારામાં ને મારામાં બહુ ફેર છે. લડાઇમાં તારા કરતાં હું જોશીલો લાગતો હતો અને વિનુ, ક્યારેક મેં તને અન્યાય પણ કર્યો હશે.' અનંતનો અવાજ ઢીલો પડી ગયો.

'ન્યાય અન્યાય તો ઠીક હવે,' વિનુએ હસીને કહ્યું. 'પણ તું જ્યાં જા ત્યાંથી કાગળ જરૂર લખજે હો! બધા તારી સાથે શી વાતો

કરશે તે હું કલ્પી શકું છું, પણ મારે એમની દલીલો ખરેખર જાણવી છે. જોઉં તો ખરો કે માણસ પોતાની જાતને કેમ ફોસલાવે છે.'

'વિનુ !' અનંત ગળગળો થઇ ગયો. 'તને એકલા ગમશે ?' રેંટિયો અટકી ગયો.

'એકલો શેનો છું ? આ પાંચસો માણસનું ગામ નથી ?' વિનુ સહેજ હસ્યો.

'પણ......'

'પણ શું ?' વિનુનો રેંટિયો પણ થંભી ગયો. 'તને થતું હશે કે એમાં આપણા જેવું કોણ ? હૃદય ખોલી વાત કરી શકીએ એવું કોણ ? જેની સાથે સ્વપ્નાઓ ઘડીએ એવું કોણ ? પણ અનંત ! અહીં જ તારી નિરાશાનું કારણ નથી પડયું ? ચાર વર્ષની લડાઇ અને એક વર્ષના રચનાત્મક કામ પછી પણ રામપુરમાં આપણા મનોરથો સમજી શકે, આપણા દિલની ઊંડી વાતો સાંભળી શકે એવું કોઈ ન હોય એ આપણી શરમ નથી ?'

અનંત મૂગો રહ્યો.

'તને આ ઉપદેશ જેવું લાગશે પણ એ સાચું નથી કે આપણી પ્રવૃત્તિ અને આપણું હૃદય એક નથી ? આપણા મનોરથો સ્વરાજ સિવાય શા હોઈ શકે ? આપણા દિલની ઊંડી વાતો, દીનદુઃખિયાંની સેવા વિના શી હોય ? અને એ વાત રામપુરના લોકો ન સમજે ?' વિનુ આગળ બોલતો અટક્યો. 'તું તારે જા. હું તને અત્યારે કાંઈ નહિ કહું. તું જા. આખા દેશ ફરી વળ અને આપણી પરાધીનતાનું કારણ શોધી આવ.' વિનુનો અવાજ મોટો થયો. 'દિનુભાઇને મળી એમની પાસેથી જાણી આવ કે તેઓ કયા લોકશ્રેયાર્થે પરદેશ જાય છે ? ચંપક પાસેથી તેના સગપણની વાત સાંભળી લેજે. ચમન પાસેથી કટપીસના વેપાર વિષે જાણજે.

કોઠારી–પંડિતને કૉલેજના પ્રોફેસરોના ખબર પૂછજે. અનંત! તું તારે જા. એક વખત તું એ બધાને જોઇ આવ. એમને જ શા માટે? જોઇ આવ આપણા આગેવાનોને, અને દેશના સદ્ભાગ્યે કોઈ ખૂણે પડેલા આપણા જેવા એકલદોકલ જુવાનિયાને.'

વિનુ શાંત થયો. અનંત કોઇ આદર્શ પ્રતિ જોતો હોય એમ વિનુ સામે તાકી રહ્યો. ઘડીકવાર મૌન વ્યાપી ગયું.

'વિનુ, હું નથી જતો.' અનંતે મૌન તોડ્યું.

'ના, હવે તો અહીં રહેવાય જ નહિ. અનંત, હવે તો મારો જ આગ્રહ છે કે એક વખત તું જઈ આવ. તારા જવામાં દેશનું કલ્યાણ જ થવાનું છે.'

અનંતે ફરીને જવાની ના પાડી પણ વિનુએ આગ્રહ જારી રાખ્યો. બન્ને વચ્ચે રકઝક ચાલતી હતી. ત્યાં કૃપેશ આવ્યો. એની પાછળ ગામના કુમારોનું ટોળું હતું.

'વંદે માતરમ્' પાંચ સાત કુમારો એક સાથે બોલ્યા.

'વંદે માતરમ્' અનંત અને વિનુએ હાથ જોડી ઉત્તર આપ્યો.

'આજ તમે મુંબઇ જવાના છો?' એક કુમારે આગળ આવી પૂછ્યું.

અનંતે કૃપેશ સામે જોયું. એ સમજી ગયો કે, સવારે વાડીમાં કામ કરતાં કૃપેશે એ બધાને કહ્યું હશે.

'હા, કેમ?' અનંતે રેંટિયો ફેરવતાં જવાબ આપ્યો.

'શું કામ જાવ છો?'

'અમસ્તો, થોડાક દિવસ ફરવા.'

'અહીં તમને નથી ગમતું? એક ચૌદેક વર્ષના વાણિયાના છોકરાએ પૂછ્યું.

'અહીં શું કામ ન ગમે?' રેંટિઓ વળી અટકયો.

'કૃપેશભાઈ કહેતા હતા કે તમારા ભાઇબંધોને મળવા જાવ છો; અમે કૃપેશભાઇને કહ્યું કે 'અનંતભાઇ અમને 'દોસ્ત' 'દોસ્ત' કહેતા હતા અને અનેક દિવસ તો એમ પણ કહેતા હતા કે હવે તમને છોડીને કોઈ દિવસ કયાંય જવાનો નથી તો અત્યારે શું કામ જાય છે?' કૃપેશભાઇએ અમને જવાબ ન આપ્યો ને અહીં તેડી આવ્યા' આગળ આવેલા કુમારે કહ્યું.

'થોડાક દિવસ બહાર ન જવાય? અનંતભાઇ મહિનામાં તો પાછા આવશે.' અનંતને મૂંઝાતો જોઈ વિનુએ રેંટિયો ફેરવતાં જ જવાબ આપી દીધો.

'મુંબઇ જશે તો પાછા નહિ આવે.' વાણિયાના છોકરાએ કહ્યું.

અનંત ચમકયો.

'અરે, વિલાયત જાય તોય અનંતભાઇ તો પાછા આવે એવા છે. તમારા વિના એને કયાંય સોરવે જ નહિ ને.' વિનુએ અનંત તરફ એક નજર નાખી કુમારો તરફ જોઇને કહ્યું.

કૃપેશ મૂગો મૂગો સાંભળતો હતો. બધા કુમારોએ કૃપેશ સામે જોયું.

'બસ, પૂછી લીધું? હવે પહોંચી જાવ ઘેર. શિરાવીને આવી જાવ નિશાળે.'

હસતાં કૂદતાં બધા વીખેરાયા. કૃપેશ પોતાનો રેંટિયો લઇ કાંતવા બેઠા.

તે દિવસે સાંજ સુધી અનંત અને વિનુએ પેટ ભરીને વાતો કરી. વિનુ પૂરા સ્વાસ્થ્યથી સાંભળતો હતો અને બોલતો હતો. અનંત ઘણીવાર લાગણીવશ બની જતો હતો. રામપુરને છોડતાં એને એટલું બધું નહોતું લાગતું પણ વિનુને છોડતાં એનું હૃદય રડી પડતું હતું.

વિનુએ અનંતને હિંમત આપી સાંજે વિદાય કર્યો. એકાદ માઈલ સુધી વિનુ, કૃપેશ અને ગામના થોડાક માણસો અનંતને મૂકવા ગયા. જુદા પડતાં અનંતની આંખો ભીની થઈ ગઈ. વિનુએ અનંતના ખભા ઉપર હાથ ઠોકી એની જુવાની યાદ આપી.

રામપુરની હદ બતાવતી એક ધાર પાસે બધા થોડીવાર ઊભા રહ્યા અને છેવટે વિનુએ જ અનંતને જવાનું કહ્યું અને ગામલોકો સાથે પોતે પાછો વળ્યો.

એકાદ ક્ષણ વિનુ તરફ, લોકો તરફ, અને અંધારામાં ડૂબતા રામપુર તરફ નજર ફેરવી અનંતે મોં ફેરવ્યું અને સ્ટેશનનો રસ્તો લીધો.



## [ ૪ ]

## અનુભવની શરૂઆત

રામપુર સ્ટેશન ત્રણેક માઇલ દૂર હતું. વિચાર કરતો કરતો અનંત સ્ટેશને આવ્યો. ગાડીને અર્ધો કલાકની વાર હતી. અનંતે સ્ટેશન ઉપર આંટા મારવા માંડયા. 'સૌથી પહેલાં જવું ભાવનગર,' એણે કાર્યક્રમ નક્કી કરવા માંડયો, 'ત્યાં ચંદુભાઇ, મગનભાઇ, પ્રવીણ અને કાન્તા-બેન...' વિચારમાં કાન્તાબેન યાદ આવતાં પ્રવાહ બદલાયો. 'કાન્તાબેન' એનાથી બોલી જવાયું. 'અત્યારે મેટ્રીકનો અભ્યાસ કરે છે.' વિચારો શરૂ થયા. 'ત્રણ મહિના પછી મેટ્રીક થઇ જશે. પછી શું કરશે? લડતમાં એ કેવાં લાગતાં હતાં? સુશીલાબેન ગંભીર વધારે, અનુભવી અને ડાહ્યાં પણ ખરાં પણ કાન્તાબેન જેટલું જોશ એમનામાં નહિ. કાન્તાબેન તો જાણે રણચંડી,' આંખ સામે કાન્તાબેનની જીવંત મૂર્તિ ખડી થઇ. 'તે દિવસે એમણે આખી સભાને રડાવી. અને એમનો દેખાવ પણ કેવો ભવ્ય! છુટ્ટો ચોટલો, કેસરી સાડી, હાથમાં ત્રિરંગી રાષ્ટ્રધ્વજ અને જીભ ઉપર ઇન્કિલાબ! પોલિસો પણ એમની સામે જોતાં આંખ ઢાળી દેતા.' વિચારનું વહેણ બદલાયું. 'આજ તો એ માંહેનું કંઇ નહિ રહ્યું હોય. સામાન્ય છોકરી જેવાં બની ગયાં હશે.'

દૂરથી આવતી ગાડીના પ્રકાશે અનંતનું ધ્યાન ખેંચ્યું. નાનકડું સ્ટેશન હતું એટલે ત્રણ ચાર જ મુસાફરો હતા. ગાડી જોઇ બધા પોતાનો સામાન લઇ પાટા નજીક આવ્યા. સામે ન જોઇ શકાય એવો

ઝળહળ પ્રકાશ ફેલાવતી ટ્રેન આવી પહોંચી. આખું સ્ટેશન ધ્રૂજી ઊઠયું. ટ્રેન બહુ ઊભી નહોતી રહેતી એટલે અનંતથી બીજા ડબાઓ જોવાયા નહિ. પોતે ઊભો હતો ત્યાં જે ડબો આવ્યો એમાં ચડી બેઠો. અનંતની બાજુના ડબામાં એક જુવાન ડોકું બહાર કાઢીને બેઠો હતો, તેની નજર અનંત ઉપર પડતાં એણે બૂમ પાડી પણ અનંત જે ડબામાં ચડતો હતો તે ડબામાં ગીતનો શોરબકોર થતો હતો એટલે અનંતે સાંભળ્યું નહિ. અનંતે ઉપર ચડી બારણું વાસ્યું અને ડબામાં નજર ફેરવી. ડબામાં કોઈ કણબીની જાન બેઠી હતી.

ટ્રેન ઊપડી. અનંતે બનીઠનીને બેઠેલ વરરાજાને જોયા. દસેક વરસની ઉમરના છોકરા ઉપર કપડાં ઘરેણાં લાદ્યાં હતાં તે જોઈને અનંતને દયા છૂટી. ભાત ભાતનાં લૂગડાં પહેરીને બેઠેલો સ્ત્રીસમુદાય પેલા છોકરાને ખુશી કરવા કે પોતાના હર્ષને પ્રગટ કરવા ગીતો ગાતો હતો. અનંતને આ જોઈને અકળામણ થઈ. એણે એકાંત શોધવા ઉપરની અભરાઈઓ ઉપર નજર નાખી. એક અભરાઈ ઉપર જગ્યા હતી. પડખે બેઠેલા પટેલને કહી અનંતે સામાન આઘોપાછો કર્યો અને અભરાઈ ઉપર ટુવાલ પાથરી, લૂગડાંની થેલી ઓશીકે મૂકી તે સૂતો.

દસેક મિનિટ પછી એક સ્ટેશન આવ્યું. અનંત ઉપર સૂતાં સૂતાં દરવાજામાં નજર નાખી પેલા જુવાને ત્યાં આવીને બૂમ મારી. અનંતે સુમનને ઓળખ્યો. એકદમ નીચે ઊતરી આવ્યો.

'ઓહો ! તું કયાંથી ?'

'હું તો હોઉં. પણ તું કયાંથી ?' સુમને પૂછ્યું.

'કેમ ? રામપુરથી.'

'પણ તું તો ગામડું ન છોડવાનો નિશ્ચય કરીને બેઠો હતો ને ?' સુમને ફરી પૂછ્યું.

'એ તો પછી કહું. પણ તું કયાં બેઠો છો ?'

'બાજુમાં જ.' સુમને ડબ્બામાં નજર નાખી.

'ત્યાં જગ્યા છે?'

'હા, હા, ચાલ. તારી સાથે સામાનમાં તો થેલી જ હશે.' સુમન હસ્યો.

'હા, અને એક ધાબળો.' અનંતે અભરાઈ ઉપરથી થેલી લેવા જતાં કહ્યું.

અનંત નીચે ઊતર્યો. બંને સુમનના ડબ્બા તરફ ચાલ્યા.

'આપણે બહુ દિવસે મળ્યા ખરું?' સુમન હરખાતો હતો. 'હું રામપુર આવવાનો હતો. મેં સાંભળ્યું હતું કે તમે લોકો ત્યાંથી નીકળવાના જ નથી એટલે મને થયું કે હું જ જઈ આવું.'

બંને મિત્રો ડબ્બામાં બેઠા. રામપુરના એક પટેલ ડબ્બામાં હતા. એમણે અનંતને જે જે કર્યા. અનંતે જે જે ઝીલી ખબર પૂછ્યા:

'ક્યાં સુધી.'

'આ જરાક ભાવનગર જાવું છે.' પટેલે જવાબ આપ્યો.

'તમે ક્યાં સુધી?' પટેલે પૂછ્યું.

'હું એ ભાવનગર સુધી.'

વાત પૂરી થતાં સુમને પૂછ્યું:

'ભાવનગર આવે છે?'

'હા, કેમ કંઈ આશ્ચર્ય થાય છે?'

'ના, ના, પણ તું અમસ્તો આવે નહિ, કંઈક ખાસ કામ હશે.' સુમને હસતાં હસતાં ડોકું હલાવતાં પૂછ્યું.

'કામ તમને બધાને મળવાનું અને કાંઈ જાણી શકાય તો જાણવાનું.'

'વાહ' સુમન હસ્યો 'મશ્કરી કરે છે?'

'સાચું કહું છું. ત્યાં આપણી છાવણીના જેટલા ભાઈઓ છે તે બધાને મળવું છે.'

'શા માટે? ગામડાંનો સંદેશો આપવા?'

'ના. એમનો સંદેશો સાંભળવા.'

'હવે ફિલસૂફી મૂક. સાચી વાત કહી દે. ભાવનગરમાં શું કામ છે?'

'સાચું કહું છું, બીજું કાંઈ જ કામ નથી.'

'પણ બધાને મળીને શું કરવું છે?'

'આજ વિનુ અને હું રામપુરમાં છીએ અને તેઓ કેમ ઘેર છે તે સમજવું છે.' અનંતે સુમન સામે આંખ માંડીને કહ્યું.

'એમાં શું સમજવું હતું? હવે લડાઈ પૂરી થઈ એટલે સૌ પોતપોતાને ઠેકાણે ચાલ્યા ગયા.'

'પણ લડાઈ ક્યાં પૂરી થઈ છે?'

'કેમ?'

'કેમ!' અનંતે આશ્ચર્ય પામી પૂછ્યું. 'સ્વરાજ મળી ગયું?'

'સ્વરાજ તો...' સુમનની જીભ થોથરાઈ. 'કોણ જાણે ક્યારે મળશે, પણ લડત તો પૂરી થઈ ગઈ કહેવાયને?'

'સ્વરાજ ન મળે ત્યાંસુધી લડત પૂરી થાય જ કેમ?'

'પણ અત્યારે બીજું શું થઈ શકે?' સુમને નરમ પડતા અવાજે કહ્યું.

'કેમ શું થઈ શકે? આખા દેશમાં જેલમાં જવું એ એક જ કામ છે?'

'એટલે ગામડાંમાં આવવું જોઇએ એમ તું કહે છે ને?'

'ના, સ્વરાજનું કામ કરવું જોઇએ એમ હું કહું છું. એટલે જ હું ભાવનગર આવું છું. મારે ત્યાં આવીને જોવું છે કે છાવણીમાં હતા એ બધા આજ શું કરે છે?'

'દાળરોટીની વ્યવસ્થા.' સુમન હસ્યો. 'પેલો પ્રાણલાલ મિલમાં રહી ગયો. કનુએ સાબુની એજન્સી લીધી. કેશુભાઈ એક પુસ્તકભંડાર શરૂ કરવાના છે.'

'તું?' અનંતની આંખ જરા મોટી થઈ.

'હું?...વિચાર કરું છું.'

'શાના?'

'મારા કાકાની લાગવગથી રેવન્યુખાતામાં દાખલ થવાના.' સુમન કંઈક શરમાતો બોલ્યો

'શાબાશ.' અનંતના અવાજમાં કરડાઇ આવી.

'ત્યારે બીજું શું કરું?' સુમનના અવાજમાં શરમની નમ્રતા હતી. 'અનંત! બીજું કાંઇ થઇ શકે એમ જ નથી. રામપુરમાં તો હું આવી શકું એમ નથી અને ભાવનગરમાં શી દેશસેવા કરવી?'

'કેમ, રામપુરમાં કેમ આવી શકે એમ નથી?'

'ગામડાનું જીવન હું ન જીવી શકું.'

"વિચિત્ર. રામપુરમાં એવું શું છે કે તું ન જીવી શકે? પાદરમાં નદી વહે છે. ગામ ફરતાં વૃક્ષોનાં ઝુંડ છે. આસપાસ કેટલી ય વાડીઓ છે. ચોખ્ખાં ઘી, દૂધ, અનાજ મળે છે. રામપુરમાં એવું શું છે કે તું ડરે છે?'

'એ કાંઇ નહિ. ત્યાં મને ફાવે જ નહિ.'

'વાહ!' અનંત એટલું બોલી ચૂપ રહ્યો.

'તારે સૂવું નથી' થોડીવાર શાંત રહ્યા પછી સુમને પૂછ્યું. 'અહીં સૂવું હોય તો અહીં, નહિ તો ઉપર.'

'હું અભરાઈ ઉપર જ ચડી જાઉં છું.' અનંત ઊઠ્યો. ટુવાલ પાથરી, થેલી ઓશીકે મૂકીને સૂતો. સુમને નીચેની બેઠક ઉપર પોતાની પથારી કરી તેના ઉપર લંબાવ્યું.

લડાઈના દિવસોમાં અનંતે કામને અંગે ટ્રેનમાં ઘણી મુસાફરી કરી હતી અને ઘેર ખાટલામાં સૂતો હોય એટલી સ્વસ્થતાથી ટ્રેનમાં એ ઊંઘી શકતો હતો. આજ એને લાગ્યું કે ટ્રેનના હડદોલા અને અવાજને લઈ ઊંઘ નથી આવતી. ખરેખર તો અંતરમાં જ કોલાહલ મચ્યો હતો. રામપુરથી નીકળી એને જે જોવું હતું તે જોવાનું કામ ટ્રેનમાંથી જ શરૂ થઈ ગયું હતું. ઉપર સૂતાં સૂતાં એણે ઘસઘસાટ ઊંઘતા સુમન ઉપર નજર ફેંકી. અત્યારે જ એનું ધ્યાન ગયું કે સુમને પહેરેલું ધોતિયું ખાદીનું નથી અને ઓશીકે મૂકેલી શાલ પરદેશી છે. અનંતથી નિઃશ્વાસ મૂકાઈ ગયો.

ગાડી એની ગતિએ માર માર કરતી ચાલી જતી હતી અને અભરાઈ ઉપર અનંત પડખાં ફેરવ્યા કરતો હતો.



[ ૫ ]

## સુમનને ઘેર

વરતેજ આવતાં બંને ઊઠયા. અનંત નીચે ઊતર્યો. ટુવાલ થેલીમાં નાખ્યો અને તૈયાર થઇ સુમનની પડખે બેઠો.

'સુમન હમણાં કાન્તાબેન શું કરે છે?'

'ખબર નથી? એ તો મહિના પછી પરણશે.'

'ક્યાં! કોની સાથે!' અનંત આશ્ચર્ય પામ્યો.

'બિચારાંએ બહુ ધમપછાડા માર્યા પણ એમનું કાંઇ ન ચાલ્યું.' સુમન દુઃખી થતો હોય એમ બોલ્યો. 'પોરબંદરના કોઈ શેઠનો દીકરો છે. મુંબઇમા ઝવેરાતનો વેપાર કરે છે.'

'કાન્તાબેનના પિતા તો બહુ સુધારક વિચારના છે ને?'

'વિચારના તો છે!' સુમન ક્રોધમાં બોલ્યો.

'પણ કાન્તાબેન તો બહુ બહાદુર છે. એમ કબૂલ થાય એવાં નથી.'

'બહાદુર પણ અંતે સ્ત્રી ને!'

અનંત ચૂપ રહ્યો, ટ્રેન ભાવનગરના સ્ટેશને આવીને ઊભી રહી.

'તું ક્યાં ઊતરવાનો છો? ચાલને મારે ત્યાં જ.' સુમને કહ્યું. અનંતે આંખથી સંમતિ દર્શાવી અને નીચે ઊતર્યો. સુમને મજૂરને બોલાવી પોતાની બેગ અને બિસ્ત્રો આપ્યાં.

અનંતે સુમનનું ઘર જોયું નહોતું. તખ્તેશ્વર પ્લોટ ઉપર સુમનના કાકાનો બંગલો હતો. ટાંગો ત્યાં આવી ઊભો રહ્યો. અનંત પોતાની થેલી ને ધાબળો લઇ નીચે ઊતરી ગયો. સુમન આજુબાજુ જોતો હતો. 'હું લઇ લઉં' કહી અનંતે બેગ ઉપાડી.

'ના, ના. માણસને મોકલીએ.' એમ કહેતાં સુમને અનંતના હાથમાંથી બેગ લઇ લીધી અને નીચે મૂકી, બંને બંગલા તરફ ચાલ્યા. બારણામાં દાખલ થતાં જ નોકરે સુમનભાઇને જોયા એટલે એ તુરત ટાંગા ઉપર જઇ સામાન લઇ આવ્યો.

'હવે ?' કપડાં ઉતારી આરામખુરસીમાં પડતાં સુમને પૂછ્યું. 'હું નાહી ધોઈ લઉં. પછી બધાને મળું.'

'શી ઉતાવળ આવી છે ? મળાશે.'

'ના, ના. મારે આવતી કાલે તો જવું છે.'

'એમ તે કંઈ જવાય. ઓછામાં ઓછું અઠવાડિયું તો રહેવું જોઇએ.'

'પણ આઠ દિવસનું કામ જ નથી ને !'

'હવે જોયું કામ. લડત હોય તો ઠીક. રામપુર પાંચ દિવસ મોડો પહોંચીશ તો કાંઈ લુંટાઈ નહિ જાય.'

અનંત સુમન સામે તાકી રહ્યો. 'લુંટાઇ નહિ જાય' એના મોંમાં આ શબ્દો સળવળ્યા. એણે મોં જરા સખત કરી કહ્યું:

'હવે લુંટવાનું શું બાકી રહ્યું છે ?'

સુમનને અનંતનો બોલવાનો ભાવાર્થ સમજાયો. અનંત બીજા મિત્રો જેવો નથી એમ લાગ્યું. પોતાની ભૂલ સમજાઇ હોય એવા ઢીલા સ્વરે એણે કહ્યું:

'પાણી ગરમ હશે. તું નાહી લે. લૂગડાં તો કામવાળી ધોઇ નાખશે.'

'સુમન !' અનંતની આંખ સ્થિર થઇ. 'તારે મને શેનો ય આગ્રહ ન કરવો. તારે લડાઇ પૂરી થઇ હશે. મારે હજી નથી થઇ.'

સુમન ચૂપ થઇ ગયો. એકાદ મિનિટ શાંતિ છવાઇ ગઇ.

'ભાઈ, ચા લાવું ?' નોકરે આવી પૂછ્યું.

'ના, ના. બે કપ દૂધ લાવ.' સુમને જવાબ આપ્યો.

'તું તારે ચા પી ને ?'

'ના, ના. મને કંઈ ટેવ નથી.'

દૂધના બે કપ આવ્યા. બંને મિત્રોએ મૂગા મૂગા દૂધ પી લીધું.

'ત્યારે તને હું 'બાથરૂમ' બતાવી દઉં. એમ ને ?'

'હા.' અનંતે જવાબ આપ્યો.

સુમને અનંતને 'બાથરૂમ' બતાવ્યો. અર્ધીક કલાકમાં અનંત નાહી ધોઇ બહાર આવ્યો. કપડાં પહેરી સુમન પાસે આવ્યો.

'ક્યારે...લગભગ બાર વાગે જમવા આવું ?'

'ભલે. પણ તું અહીંથી ક્યાં જવાનો ?'

'હું ભાવનગર ભૂલી નથી ગયો. બધાને શોધી કાઢીશ અને આજ સાંજ પહેલાં તો પતાવી લઇશ. સવારે જવું જ છે.'

'હં, તારે કાન્તાબેનને મળવું છે ?'

'હા, જરૂર. એ ક્યાં મળશે ?'

'તું બાર વાગે જ આવી જા તો અહીં જ મળશે. પણ સબૂર, હું બાને પૂછી જોઉં.' સુમન અંદર ગયો.

'બાર વાગે અહીં આવશે.' સુમને આવીને કહ્યું, 'તને ખબર છે કે નહિ ? કાન્તા મારી માસીની દીકરી થાય.'

'ના, ના.' અનંત કાંઈક રાજી થયો.

'ત્યારે તો હું એને 'કાન્તા' કહું છું ને.'

'ઠીક, હું બરાબર બાર વાગે આવી જઈશ.'

અનંત ગયો. સુમન એની પાછળ જોઈ રહ્યો. હાથમાં થેલી ઝુલાવતો, જમીન ઉપર આંખ ઢાળીને ચાલતો અનંત સુમનને આજ આકર્ષક લાગ્યો. 'ગજબનો છે' એનાથી બોલી જવાયું.

સુમનનાં બા અંદરથી આવ્યાં.

'એ કોણ હતું ?'

'મારો ભાઈબંધ છે. અમે જેલમાં સાથે હતા.'

'હજી ય ગાંધી ભેળો જ છે ?'

'હા' સુમન શરમાયો.

'એના માબાપ કાંઈ નહિ કે'તા હોય ?'

'બધા ય કે' પણ એ મારા જેવો ઢીલો નથી તો.'

'પણ હવે શું છે ? ગાંધી મહાત્માની લડાઈ તો પૂરી થઈ.'

સુમને ક્રુદ્ધ થતાં પોતાનાં બા સામે જોયું.

'બા હજી લડાઈ પૂરી નથી થઈ. એ તો સ્વરાજ મળે ત્યારે જ પૂરી થાય.'

'અરે બાઈ, સ્વરાજ ક્યાં રેઢું પડ્યું છે !'

'સાચી વાત છે.' સુમન ગણગણ્યો. બા ઘરમાં ગયાં. સુમન વિચારે ચડ્યો, 'સાચે જ અનંત મર્દ છે. આવા જુવાનો હોય તો જ સ્વરાજ આવે; અમે તો માતાના ભૂવા જેવા. ડાકલાં વાગે એટલે ધૂણવા માંડીએ અને ડાકલાં બંધ થાય એટલે સૌના જેવા.'

સુમન બંગલાની પરસાળમાં આરામખુરસી નાખીને બેઠો હતો. વિચાર કરતાં એની નજર સડક ઉપર પડી. સામેથી કાન્તા આવતી હતી. સુમન કાન્તાને જોઈ રહ્યો. એને વિચાર આવ્યો: 'કાન્તામાં જોશ છે, પણ બિચારીને માબાપ કચરી નાખશે.'

'કેમ સુમનભાઈ!' કાન્તા પગથિયું ચડતાં જ બોલી.

'આજ વહેલી?'

કાન્તાએ ઘરમાં નજર ફેંકી પણ કોઈ દેખાયું નહિ એટલે પૂછ્યું:

'અનંતભાઈ આવ્યા છે ને?'

'કોણે કહ્યું?'

'નિમુએ તમને બેઉને ટાંગામાં આવતા જોયા હતા. ક્યાં, બહાર ગયા છે?'

'હા. તને ખૂબ યાદ કરતા હતા. મેં એમને કહ્યું છે કે બરાબર બાર વાગે આવશે.'

'ના, હમણાં જ આવવા જોઈએ.' કાન્તાએ સડક ઉપર નજર ફેંકતાં કહ્યું, 'હું ખાદીભંડારે કહી આવી છું કે આવે કે તુરત અહીં મોકલે.'

અનંત દૂરથી મોટાં મોટાં પગલાં ભરતો આવતો દેખાયો, સુમનની નજર પડી.

'હા, જો...આવે.'

'તમે એને કાંઈ વાત કરી?' કાન્તાએ સુમનની નજીક આવી ઉતાવળે પૂછ્યું.

'હા'

'પછી?'

'બસ એટલી જ વાત થઇ કે કાન્તાની ઇચ્છા વિરુદ્ધ એના પિતા એને પરણાવે છે.'

'એમણે કાંઇ ન કહ્યું ?'

'એણે કહ્યું; એના પિતા તો સુધારક વિચારના છે ને ?'

'એ જ દુઃખ છે.' કાન્તા ગણગણી. 'પછી તમે શું કહ્યું ?'

'મેં કહ્યું એ તો માત્ર 'વિચારના' છે.' સુમને 'વિચારના' ઉપર ભાર મૂકીને કહ્યું.

અનંત આવી પહોંચ્યો. મીઠું હસતો અનંત પગથિયું ચડયો.

'કેમ કાન્તાબહેન, મઝામાં ?'

'હો...વે, આપણે શું દુઃખ છે ?' કાન્તા હસી.

'તમારો સંદેશો મળ્યો કે તુરત અહીં આવ્યો છું હો !'

'ત્યારે તો બીજું કાંઇ મળ્યું નહિ હોય.' સુમને પૂછ્યું.

'પેલા દેવચંદભાઇ મળ્યા હતા. બબ્બે કાપડના તાકા અને હાથમાં ગાર ને કાતર. મને જોઇ બિચારા શરમાઇ ગયા.'

'અહીં કેટલા દિવસ રહેવું છે ?' કાન્તાએ પૂછ્યું.

'કાલ સવારની ફાસ્ટમાં જવું છે.'

'નહિ જવાય.' કાન્તાએ હુકમ છોડતી હોય એવા અવાજે કહ્યું.

'પણ કંઇ કામ જ નથી ને.'

'કામ હોય તો ?'

'તો રોકાઉં'

'બસ, ત્યારે કામ છે.'

'પણ શું કામ છે તે તો કહો ?'

'આમ ઊભા ઊભા કહી દઉં ? નિરાંતે બેસો, આ થેલી એક કોર મૂકો. જરા સ્વસ્થ થાવ પછી વાત કરું.'

'આ...થેલી મૂકી.' અનંત થેલી ખીંટીએ ભરાવી એક ખુરસી ઉપર બેઠો. કાન્તા બીજી ખુરસી ઉપર બેઠી.

'બોલો, શું કામ છે ?' અનંતે પૂછ્યું.

કાન્તા ન બોલી શકી, એણે સુમન સામે જોયું.

'કામ બીજું કાંઇ નહિ.' સુમન બોલ્યો. 'તને મેં ટ્રેનમાં વાત નહોતી કરી ? એ બાબતમાં જ કાંઇક વાત કરવી હશે.'

અનંત કાન્તા તરફ લાગણીભર્યાં નેત્રે જોઇ રહ્યો. કાન્તાના મોં ઉપર ગંભીરતા ફરી વળી. સુમનને લાગ્યું કે પોતાની હાજરી વાતમાં અંતરાય નાખશે એટલે ઊઠયો.'

'બેસોને સુમનભાઇ !' કાન્તાએ કહ્યું.

'તમે વાત કરો, મેં તો બધું સાંભળ્યું છે.' સુમન ઘરમાં ચાલ્યો ગયો.

થોડીક ક્ષણ ગંભીર મૌન પ્રસરી ગયું.



[ ૬ ]

## કાન્તા

'કાન્તાબેન' અનંતે ગંભીર શાંતિ તોડી. 'બોલો, મારા જેવું શું કામ છે?'

કાન્તા કાંઇક વિચારતી હોય એમ નીચું જોયું. એનું ગોર મોં લાલ થઇ ગયું. આંખનાં પોપચાં પણ નમી ગયાં.

'આપણે દોઢ વર્ષે મળ્યા ખરાં? છેલ્લે છેલ્લે તમે જેલમાંથી છૂટ્યા પછી મારી મુલાકાત લીધી હતી. ત્યાર પછી તો કોઈ દિવસ કાગળ પણ નહિ. હું યે રામપુરમાં ખૂંતી ગયો હતો.'

કાન્તાએ ઊંચું જોયું.

'મેં તો ઘણી યે વાર તમારા કાગળની રાહ જોઇ હતી પણ તમે શાના લખો? સરકાર ચાર પૈસા વળી શાની ખાટી જાય!' કાન્તા સ્વસ્થતાથી બોલી.

'પણ આપને કોણે રોકયાં હતાં?' અનંત જરા લહેકાથી બોલ્યો.

'તમારા કાગળ વિના હું કાગળ લખું જ નહિ ને!'

'વાહ! તો હું તમારા કાગળ વિના શેનો લખું?'

'એટલે જ દોઢ વર્ષ આમ નીકળી ગયું.' ગભરામણ દૂર કરતી હોય એમ કાન્તાએ શરીર હલાવ્યું.

'બોલો, હવે ક્યારે પરણો છો ?' થોડી શાંતિ પછી અનંતે સીધો પ્રશ્ન પૂછ્યો.

'બાપા પરણાવે ત્યારે.'

'બાપા ક્યારે પરણાવે છે !' કાન્તાના કટાક્ષને લક્ષમાં લીધા વિના જ અનંતે પૂછ્યું.

'એક મહિના પછી.' કાન્તાએ ગંભીર થઈને જવાબ આપ્યો.

'પછી તો મુંબઈ પધારશો ખરું ?' અનંતે સહેજ મશ્કરીના ભાવે પૂછ્યું.

'એ તો જોઈએ.' કાન્તાનું મોં લાલ થઈ ગયું.

'મુંબઈ કે ક્યાંક જવું તો પડશે ને ? બાપાના ઘરમાં કાંઈ જિંદગી કઢાશે ?'

'કાન્તાબેન !' અનંત ગંભીર બન્યા. 'તમે આ લગનથી નારાજ છો એ સાચી વાત !'

કાન્તા અનંતના મુખભાવ જોતી હોય એમ તાકી રહી.

'સાચે જ બંધુભાવે પૂછું છું.' અનંત આટલું બોલી જરા અટક્યા અને કાંઈક વિચારી તુરત બોલ્યા, જો કે દોઢ વર્ષમાં મેં તમને એકેય કાગળ નથી લખ્યો અને સાચું કહું તો બહુ યાદ પણ નથી કર્યાં પણ બહેન ! લાગણી તો એવી ને એવી જ છે.

'એટલે તો ખબર પડતાં દોડીને આવી છું.' કાન્તા વચ્ચે જ બોલી.

'હું શું કરી શકું ?' અનંતે લાગણીભર્યા સ્વરે કહ્યું.

'બીજું કોઈ તો શું કરી શકે ?' કાન્તાનું મોં પડી ગયું.

'મારામાં જ તાકાત નથી.'

'કાન્તાબેન, તમે તો રણચંડી જેવાં છો.'

'અરે ભાઇ ! એ તો સિંહની છાતી.'

'ના, ના. આપણે ત્યાં ઘણી બેનો આવી ગઈ પણ મેં કાન્તાબેન જેવી બીજી જોઈ નથી.' અનંત બોલ્યો.

'એ તો તમારી લાગણી બોલાવે છે.'

'એ લાગણી ખોટું નથી બોલાવતી. તમારો પરિચય કાંઇ એક બે દિવસનો નથી. લડતનાં ચાર વર્ષમાં અનેક પ્રસંગે જોયું છે કે કાન્તાબેન ખરેખર સ્ત્રીશક્તિ છે.'

'હવે તો લડાઈ પૂરી થઈ એટલે કાન્તાબેનમાંની સ્ત્રીશક્તિ પણ ચાલી ગઇ અને સામાન્ય વાણિયાની છોકરી જેવી હું પણ બની ગઈ.'

'પણ કાન્તાબેન, તમારું સગપણ ક્યારે થયું ?'

'બે મહિના પહેલાં.'

'ત્યારે તમે વિરોધ ન કર્યો ?'

'મારું સાંભળે કોણ ? મેં વિરોધ કર્યો એટલું જ નહિ પણ મને પરણવા ઇચ્છનાર હોંશીલા જુવાનને કાગળ પણ લખ્યો કે આ સગપણને ભરોસે કુંવારો રહેતો નહિ."

'એમ ?' અનંતે સાનંદાશ્ચર્યથી પૂછ્યું.

'હા, અને એ જવાંમર્દે એ કાગળ મારા પિતાને બીડ્યો !' કાન્તાએ દાંત ભીંસ્યા.

'પછી ?'

'પછી દરરોજ રોવાનું, ગુસ્સે થવાનું, કપાળ કૂટવાનું અને જમતાં જમતાં ઊઠી જવાનું.'

'છેવટે તમે કબૂલ કર્યું ?'

'હું કબૂલ કરવાની જ નથી. ભલેને મારા માતાપિતા ઝૂરી ઝૂરીને મરી જતાં. એમને મારા જીવનનો ખ્યાલ ન હોય તો હું એમનાં જીવનનો શા માટે ખ્યાલ રાખું ?' કાન્તાની આંખો વિકસી ગઇ.

'પણ માતાપિતા પ્રત્યેનો ધર્મ ?' અનંત સંકોચાતો બોલ્યો.

'ધર્મ ? એમને કાંઈ ધર્મ જેવું ખરું ? મને શા માટે પરણાવે છે એ ખબર છે ? એમને બીક છે કે હું જેમ લડતમાં પડી હતી તેમ વળી ક્યાંક વળગી જઇશ અને તમારા જેવા કો'ક ભામટા સાથે પરણી જઇશ.'

અનંત કાન્તા સામે જોઇ રહ્યો. છાવણીમાં હતી એ કરતાં યે કાન્તા વધુ તેજસ્વી લાગી.

'એટલે બાપા શોધી આવ્યા. પોરબંદરના શેઠનો દીકરો. પાંચ લાખનો માલિક છે. ફૂટડો છે. પચીસ વરસનો જુવાન છે. શરીરે તંદુરસ્ત છે ને હજારો કમાય છે.'

'ત્યારે વાંધો શો છે ?' અનંતે ડરતાં ડરતાં પૂછ્યું.

'વાંધો કાંઈ નહિ. બહુ સરસ મુરતિયો છે. લગભગ સો નાળિયેર એને ત્યાં આવી ગયાં અને મારું સગપણ થયું એટલે બધાં માણસોએ કહ્યું 'ભારે નસીબદાર' પણ મારે એની જુવાની, રૂપ ને દોલતને શું કરવાં છે ?'

'એટલે ?'

'અનંતભાઇ ! તમે ય આવું પૂછો છો ?' કાન્તાની કઠોર મુદ્રા ઓગળવા લાગી. 'મેં જાણ્યું કે આ બધાયની લડાઇ પૂરી થઇ ગઇ પણ તમારી હજી ચાલતી હશે.'

અનંત શરમિંદો બન્યો.

'બેન ! મારી લડાઇ કોઇ દિવસ બંધ નહિ થાય.'

'મારે પણ જીવનભર લડાઇ ચાલુ રાખવી છે.' કાન્તાએ ભાર-પૂર્વક કહ્યું.

'એમ ? ત્યારે આ દોઢ વર્ષ...?'

'શું કરું ? બહુ ફાંફાં માર્યાં. એક બાજુ ઘરનાં બંધન અને બીજી બાજુ કયાંય જવાનું સ્થાન મળે નહિ. અનંતભાઇ ! હું કાન્તા છું ને ? કાન્તિલાલ હોત તો મુશ્કેલી ન આવત.'

'હું રામપુરમાં હતો એ ખબર હતી ?'

'હા, પણ ત્યાં થોડું અવાય છે ? તમે ને વિનુભાઇ રહ્યા કુંવારા જુવાનો અને હું પુખ્ત વયની કુમારિકા. સમાજ વીંખી જ નાખે ને ?'

'પણ...'

'પણ શું ? સમાજની સામે થઇને ય હું તો રહું અને પ્રભુએ તમને પણ એવી શક્તિ આપી છે એ હું જાણું છું, પણ ગામલોકો જ સામા થઇ બેસે પછી ગ્રામસેવા કયાં કરવા જવી ?'

અનંત કાન્તાની વિચારશક્તિ ઉપર મુગ્ધ થયો. યુદ્ધના દિવસોમાં કાન્તા સૈનિકા જ લાગતી હતી, આજ તો અનંતને કાન્તા વિચારક પણ લાગી.

'તમે સાચાં છો.' અનંતે નિખાલસ એકરાર કર્યો.

'એટલે છેલ્લો માર્ગ રહ્યો ભણવાનો. દોઢ વર્ષ સુધી ભણી. ભણતાં ભણતાં દરરોજ વિચાર આવતા કે હવે શું કરવું ? હમણાં મેટ્રિક થઇ જઇશ. એક આશા હતી કે બાપાને જેમ તેમ સમજાવી બી. એ. થવા પ્રયત્ન કરીશ તો બીજાં ચાર વર્ષ નીકળી જશે. પણ આમ જિંદગી શે જિવાય ? એ તો એવું જ ને કે આયુષ્ય મળ્યું છે એટલે ધક્કા મારીને પણ પૂરું કરવું ? ત્યાં તો બાપાએ મારો માર્ગ સરળ કરવા સગપણ કર્યું અને નવી જ આફત ઉતારી.'

'હવે શું કરવાના છો?' અનંતે પૂછ્યું.

'એ જાણવા તો આવી છું. મને કાંઈ સૂઝતું જ નથી અને અહીં પૂછું પણ કોને? સુમનભાઇ તો આશ્વાસનના બે શબ્દો બોલી ચૂપ રહે. પોતામાં પાણી ન હોય એ મને શું મદદ કરે?'

'પણ હું આમાં શું કરી શકું?' અનંત થોથરાતા અવાજે બોલ્યો.

'એ ખબર પડતી હોત તો કહી જ ન દેત? હવે તો આ પ્રશ્ન લગ્નનો જ નથી, આખા જીવનનો પ્રશ્ન છે. લગ્નની ના તો પાડું છું પણ લગ્ન ન કરીને ય શું કરું? આમ જીવન જીવવું હોય તો લગ્ન શું ખોટું છે? સામાન્ય પુરુષ કરતાં એ ઊતરતો નથી. અને સાંભળ્યું છે એ પ્રમાણે મારા આડે બહુ અંતરાયો પણ ઊભા કરે એમ નથી.'

'ત્યારે તમે જીવનભર પરણવાનાં જ નથી?' અનંતે પૂછ્યું.

'મારે ય તમને એ જ સવાલ પૂછવો છે.' કાન્તાનો અવાજ નિશ્ચલ હતો.

અનંત જવાબ ન આપી શક્યો.

'કેમ ચૂપ થઇ ગયા? તમારે નથી પરણવું; હું સમજી, પણ તમે પુરુષ છો એટલે તમને એનું આશ્ચર્ય પણ નથી થતું અને બહારની મુશ્કેલીઓ નથી આવતી. હું કાન્તા છું એટલે તમ સરખાને પણ થાય છે કે આ નહિ પરણે તો શું કરશે? અનંતભાઈ! અત્યારે તો પરણવાનો વિચારે ય નથી આવતો. એક જ વિચાર મનને મૂંઝવી મારે છે. જે દિવસે લડતમાં પડી તે દિવસે આત્માની સાક્ષીએ પ્રતિજ્ઞા લીધી હતી કે આ કાયાને ભારતમાતાની સેવામાં ઘસી નાખીશ. લડાઇનાં ચાર વર્ષમાં મારાથી થયું એટલું કર્યું. સાચે જ મને ઘણીવાર થાય છે કે હું પેશાવર જેવામાં જન્મી હોત તો કદાચ છાતીમાં ગોળી સંઘરી પોઢી જવાનું અહોભાગ્ય પ્રાપ્ત થાત. અહીં તો છ બાર મહિનાની જેલ કે બે

પાંચ લાઠીના ફટકા, બંદૂકનો અવાજ તો કોઈ દિવસ સાંભળ્યો જ નહિ! પણ એ લડાઈએ ઠીક હતી. કોઈ નામ તો ન લેતું! હવે શું કરવું?'

અનંત તો કાન્તાના વાણીપ્રવાહમાં ખેંચાયે જતો હતો. ક્ષણે ક્ષણે કાન્તા એને મહાન લાગતી હતી. પોતે આવ્યો ત્યારે કાન્તાને 'સાચી સલાહ' આપવાના મનસૂબા ઘડતો હતો પણ અહીં તો કાન્તા એને અદ્‌ભુત લાગી.

'અનંતભાઈ! તમે તો ઠીક જઈને રામપુરામાં બેસી ગયા. તમે કાંઈ ખોટું નથી કર્યું. તમે લડાઈને સાચી રીતે પિછાની; પણ આ કાન્તાએ ક્યાં જવું એનો કોઈ દિવસ વિચાર આવ્યો હતો?'

'કાન્તાબેન!' અનંત મૂંઝાતો હોય એમ બોલ્યો. હું તમને માર્ગદર્શન કરવાને નાલાયક છું.'

'એમ છટકી ન જાવ.'

'છટકતો નથી, સાચું કહું છું. અને મારે તમારી એક માફી માગવી છે. રામપુરામાં સેવા કરતાં કરતાં મને મદ ચડી ગયો હતો. મને ઘણીવાર થતું કે છાવણીમાં બધાંય દેકારો કરનારાં હતાં. આજ તમારા જીવનમાં પડેલી મુશ્કેલીઓ જોઉં છું ત્યારે લાગે છે કે ઘણાં ય જવાળામુખી આમ ધૂંધવાતા હશે. કાન્તાબેન! તમારા જેટલી શક્તિ, વિચાર કે દેશપ્રેમ મારામાં નથી એ કબૂલ કરું છું.'

'અનંતભાઈ, મારા વખાણ સાંભળવા હું નથી આવી. તમે આઘા ભાગશો તો કદાચ કાન્તાને ગુમાવશો. મુંબઈના બંગાલમાં ગયેલી કાન્તા ગાંધીજી દરવાજે આવશે તોય બહાર નહિ નીકળે.'

'ના, ના એવું ન કરશો.' ભાવિના કલ્પનાચિત્રથી ગભરાતો હોય એમ અનંત બોલ્યો.

'ત્યારે બોલો, શું કરું?'

અનંત મૂંઝાઈ પડ્યો. કાન્તાએ અનંતની મૂંઝવણ જોઈ.

'રાત્રે આવું ? વિચાર કરી રાખશો ?' કાન્તાએ પૂછ્યું.

'હા, હું...પણ શું વિચારીશ ? કાન્તાબેન, મને કંઈ નહિ સૂઝે.'

'સૂઝશે, સૂઝશે. તમને આવી મૂંઝવણનો અનુભવ નથી એટલે નથી સૂઝતું, પણ અનંતભાઈ! હું તમારી સગી બેન હોઉં અને મારા ઉપર આવી મુશ્કેલી આવી હોય તો તમે શું કરો ?'

'બાપાને સમજાવું.' અનંત તુરત બોલી ગયો.

'ન સમજે તો !'

'તો ઉપવાસ કરું.'

'તો પણ ન માને તો ?'

'તો પ્રાણ છોડું.'

'બસ, મારે એ જ સાંભળવું હતું. હવે તમે વિચાર કરી રાખજો. હું રાત્રે આઠ વાગે આવીશ.' કાન્તા ઊઠી. 'સવારે જવાનું નથી હો !'

અનંત કાન્તા સામે જોઈ રહ્યો. કાન્તા ઘરમાં ગઈ.

'કેમ માશીબા ! જાઉં છું.'

'આવજે બેન !' અંદરથી સુમનની બાનો અવાજ આવ્યો.

કાન્તા પાછી વળી, અનંત સામું હસી ચાલી ગઈ. અનંત દૂર દૂર સુધી કાન્તાને જોઈ રહ્યો.



[ ૭ ]

## અનંતનું હૃદય

**અ**નંત બાર વાગ્યા સુધી વિચારમગ્ન બેસી રહ્યો, કાન્તા કોઈ અદ્‌ભુત કુમારિકા લાગી. 'આ ન પરણે એ જ સારું. આવી પ્રચંડ શક્તિ દેશના કામમાં લાગી જાય તો ? પણ શું કરે ? ક્યાં જાય ?' પ્રશ્નો ઉપર પ્રશ્નો ઊભા થયા. 'કોઈ સ્થળે બ્હેનો કામ નહિ કરતી હોય ? એમની સાથે ભળી જાય તો ? ત્યાં એમને ફાવે ? કાન્તાબેનમાં શક્તિ તો ખૂબ છે. ક્યાંય બોલે તો સળગાવી મૂકે એવાં છે. રામપુરમાં આવે તો બધી પટલાણીઓ રજપૂતાણી જ બની જાય ને ? અને પુરુષો પણ શરમાય. એનું તેજ જ કેવું છે ! આંખ સામે તો જોવો તેવો જોઈ જ ન શકે. અને બોલે છે ત્યારે આંખમાં કોઈએ જ્યોતિ મૂક્યો હોય ને ? સાચે જ કાન્તાબેન સ્ત્રીશક્તિ છે,' અનંતે વિચારોમાં ઘણા ચક્રાવા લીધા પણ રાત્રે કાન્તાને શી સલાહ આપવી તે સૂઝયું નહિ. એ તો કાન્તાની શક્તિ ઉપર મુગ્ધ બની ફરીફરીને એના મુખભાવ, બંદૂકની ગોળી જેવાં વચનો અને પ્રતાપી દૃષ્ટિ જ યાદ કરતો રહ્યો.

બાર વાગે સુમન મેડી ઉપરથી નીચે ઊતર્યો.

'કેમ અનંત ! જમવા બેસશું ?' પરસાળમાં આવતાં આવતાં સુમને પૂછ્યું.

'ભલે.' અનંત ઊઠ્યો. હાથ ધોઈ પાટલા ઉપર બેઠો પણ આંખ સામેથી કાન્તા ખસતી નહોતી.

'બહુ વાતો કરી.' જમતાં જમતાં સુમને પૂછ્યું.

'હા.' અનંતે ટૂંકો જવાબ આપ્યો. અને પાછી એની એ વિચારમાળા ચલાવી.

દસેક મિનિટમાં જમી લીધું. અનંતને આજે શું ખાધું તેની ખબર નહોતી. એના મગજનો કબજો કાન્તાએ લીધો હતો.

'કેમ હવે ક્યાંય જવું છે કે ઘડીક આરામ લેવો છે?' સુમને પૂછ્યું.

'આરામ તો નથી કરવો. થોડીવાર રહી બહાર જઈશ.' ખુરસી ઉપર બેસતાં અનંતે જવાબ આપ્યો.

'કાન્તાની વાત સાંભળી?' સુમન જાણતો હતો કે અનંત એ જ વિચારમાં ડૂબ્યો છે, છતાં પૂછ્યું.

'કાન્તાબેન તો અદ્‌ભુત છે!'

'પણ બિચારી પરણશે એટલે ખલ્લાસ.'

'પરણશે જ નહિ.' અનંતે વિચારમાં ને વિચારમાં ડોકું ધુણાવીને કહ્યું.

'નહિ પરણે તો શું કરશે?'

અનંત વિચારમાંથી સંપૂર્ણ જાગ્યો.

'સુમન? તું એને કાંઈ મદદ ન કરી શકે?'

'આમાં મદદ કરવા જેવું જ ક્યાં છે! કાન્તાને તો પરણવું જ નથી. બીજે પરણવું હોય તો એના પિતાને હજી સમજાવી શકાય. આજ વીશ વર્ષની કુમારિકાને કયો પિતા ઘરમાં રાખે?'

'એટલે કન્યાઓને અપરિણીત રહેવાનો અધિકાર જ નહિ?'

'ચર્ચામાં ભલેને આપણે અધિકાર સ્વીકારીએ, વ્યવહારમાં તો એમણે પરણી જ જવાનું. તું જ કહેને કાન્તા ન પરણે તો શું કરે?'

'સેવા.'

'કોની સેવા? કયાં જઇને કરે? બાપાના ઘરમાં તો કુમારિકાથી ન રહી શકાય. પછી કયાં જઇને રહેવું?'

અનંતની સામે એનો એ જ પ્રશ્ન ખડો થયો. મનમાં વિચાર આવ્યો 'મારી સાથે રહે, સમાજથી થાય તે કરી લે.' પણ તુરત સમાજસેવાનો ખ્યાલ આડે આવ્યો.

'એ એક જ મુશ્કેલી છે.' અનંત ધીરેથી બોલ્યો.

'એ મુશ્કેલી નાની નથી.' સુમને ભાર દઇને કહ્યું. 'માટે તો કાન્તાએ બધી પરિસ્થિતિ સમજી પોતાનો માર્ગ ગોઠવવો જોઇએ.'

'શાની પરિસ્થિતિ?'

'પરણવું તો પડશે જ એ ખ્યાલ રાખીને.'

'કાન્તાબેન નહિ પરણે, પરણી શકશે જ નહિ.' અનંત નિશ્ચયપૂર્વક બોલ્યો, 'અને કદાચ પરણશે તો પરણનાર પણ દુઃખી થશે.'

'ત્યારે શું કરશે?'

'ગમે તે કરશે પણ પરણશે તો નહિ જ. કાંઇ કરવામાં મુશ્કેલીઓ આવે એટલે શું પરણી જવું? લગ્ન તે શું સમાજમાં જીવવા માટેનું પ્રમાણપત્ર છે?'

'તેં એને શી સલાહ આપી?'

'હું શી સલાહ આપું? મારા કરતાં એનામાં વધુ વિચારશક્તિ છે અને આચારશક્તિ પણ છે.'

સુમન આશ્ચર્ય પામ્યો. એને પોતાની માશીની દીકરી અનંત કરતાં શક્તિશાળી હોય એ નહોતું મનાતું, કાન્તા 'કાન્તા' હોવાથી જ શક્તિશાળી ન હોય એમ એને લાગ્યું.

'સ્ત્રી ગમે તેટલી શક્તિશાળી હોય તો યે આખરે સ્ત્રી. એને પુરુષની મદદ જોઇએ જ.' સુમને ફડચો આપ્યો.

'પુરુષની મદદ લેવામાં કંઇ પાપ છે? સવાલ તો છે શરણે જવાનો. કાન્તાબેન કોઈ દિવસ પુરુષને આશ્રયે નથી રહેવાનાં. દુનિયામાં મદદ તો સૌ કોઈને જોઇએ છે. હું યે રામપુરમાં વિનુ ન હોય તો ન રહી શકું; પણ વિનુ કાંઇ મારો ધણી થઈ શકે?'

'ઠીક, જોજે ત્યારે, કાન્તાએ પરણવું જ પડશે.'

'એમાં આપણે સંતોષ લેવા જેવું નથી. કાન્તાબેનને પરણવું પડે એ આપણી સૌની શરમ છે.'

સુમન સહેજ ભોંઠો પડ્યો.

'કાન્તાબેન જેવી કેટલીયે કુમારિકાઓ આમ જ રૂંધાઇ જતી હશે ને? આપણે કહીએ છીએ કે 'હિંદુસ્તાનનું અર્ધું અંગ જ ખોટું છે ત્યાં શું થાય!' આ અર્ધા અંગમાં જીવનનો સંચાર થાય ત્યાર પહેલાં તો આપણે એને ડામી દઇએ છીએ. સુમન! કાન્તાબેનમાં મને એટલી શક્તિ લાગે છે કે એ એકલાં ગૂજરાત કાઠિયાવાડની સ્ત્રીઓને જગાડી શકે. એમની આગેવાની નીચે ગૂજરાતનો સ્ત્રીસંઘ ભારે પરાક્રમો બતાવી શકે. પણ એ દિવસ કયારે આવે!' અનંત નિરાશાભર્યા અવાજે છેલ્લું વાકય બોલ્યો.

'એક વાત પૂછું?' સુમને જરા સંકોચ પામતા પૂછ્યું.

'પૂછ.'

'તું કયારે પરણવાનો?' સુમનના પ્રશ્નમાં આતુરતા હતી.

'એ કેમ પૂછવું પડયું ?' અનંત આશ્ચર્ય પામ્યો.

'તું કાન્તા સાથે લગ્ન કરે તો ?' સુમન ડરતાં ડરતાં બોલ્યો. અનંત મૂગો રહ્યો પણ એનું મોં સખત થયું. સુમનને પોતે ભૂલ કરી હોય એવું લાગ્યું.

'કાન્તાબેન મને બેન થાય !' અનંતે ગંભીર સ્વરે જવાબ આપ્યો.

સુમન અનંતની ચમકતી આંખ સામે અને મોં ઉપર વ્યાપેલી સાત્વિક તેજસ્વિતાને જોઇ રહ્યો.

'સુમન !' બે ચાર ક્ષણ વ્યાપેલું મૌન તોડતાં અનંત દુખિત સ્વરે બોલ્યો, 'અમરતુ કોઇ આમ બોલ્યું હોત તો મને દુઃખ ન થાત. પુખ્ત વયનાં જુવાન કુમાર–કુમારિકા વિષે આમ વાત થઇ શકે. પણ આજનો પ્રસંગ જુદો હતો. કાન્તાબેન જીવનના એક આદર્શ ખાતર જ્યારે મંથન અનુભવે છે ત્યારે આવી વાત કરવી તને શોભતી નહોતી. તારા મનને તો આમ થતાં કાન્તાબેનનો પ્રશ્ન સરળ બની જશે એમ લાગ્યું હશે પણ પ્રશ્નને સરળ બનાવવા માટે કાન્તાબેન આ વેદના નથી ભોગવતાં. જીવનને સાચે માર્ગે વાળવા અને દેશની લડાઇ વખતે પ્રતિજ્ઞા કરી છે તેને વફાદાર રહેવા માટે વેદના ભોગવી રહ્યાં છે.'

સુમને શરમના માર્યા નીચું જોયું.

'સમાજ આપણાથી આટલા માટે જ ડરે છે ને ! કોઈ પણ કુમાર–કુમારિકનો સંબંધ લોકો જુએ છે કે તુરત જ 'પરણવાનાં હશે' એમ માની બેસે છે. અને બને છે પણ એવુ જ, એટલે કુમાર–કુમારિકાઓને સાથે રહેવામાં અંતરાયો વધતા જ જાય છે, કોઇ કોઇનો વિશ્વાસ કરતું નથી. જરાક લાગણી દેખાય કે તુરત એ ખ્યાલ આ છે, આપણી મનોદશા કેવી ક્ષુદ્ર થઇ ગઈ છે ?'

સુમને ઊંચું ન જોયું. અનંતને વધુ બોલવું ઠીક ન લાગ્યું. સુમન

માટે એટલું બસ થયું એમ સમજી અનંત ઊઠ્યો અને વાતનું સ્વરૂપ ફેરવ્યું.

'ઠીક ત્યારે, હું બહાર જઈ આવું; સાંજે ક્યારે આવું ?'

'૭ વાગે.' સુમને જવાબ આપ્યો.

'આઠ વાગે કન્તાબેન આવવાનાં છે. તો હું સાતે આવું તો ? બહાર એક કલાક વધારે મળે અને અહીં તો જમીને બેસી જ રહેવું પડશે ને ?'

"ભલે સાતે આવજે."

અનંત થેલી લઈ નીચે ઊતર્યો. સુમન એની પીઠ પાછળ જોઈ રહ્યો.



[ ૮ ]

# સ્ત્રીશક્તિ

સાંજના છ સાડા છ વાગે અનંત કૉલેજના કમ્પાઉન્ડમાંથી સુમનના ઘર તરફ આવવા નીકળ્યો. બપોર પછી એ દસબાર મિત્રોને મળ્યો હતો. એ સૌનું ચિંતન કરતો, મોડું થશે એ ખ્યાલે મોટાં ડગલાં ભરતો, અનંત ટેકરીઓવાળી સડક ઉપર ચાલતો હતો. ક્ષિતિજ ઉપર સૂર્યભગવાન આથમવાની તૈયારીમાં હતા અને આખું ટેકરિયાળું મેદાન શાંત પ્રકાશથી ઝળહળી રહ્યું હતું. અનંત વિચારમાં હતો પણ શહેરમાંથી હૉસ્ટેલ તરફ આવતા કૉલેજિયનો એની નજર ખૂંચતા હતા એટલે વિચારમાં વિક્ષેપ પડતો હતો.

ભારતવર્ષ દુઃખી છે અને લાખો લોકોને ખાવા નથી મળતું એવો ખ્યાલ પણ ન આવે એવા કૉલેજિયનોને જોઈ અનંતને પોતાનું કૉલેજજીવન યાદ આવ્યું. એ દિવસોમાં પોતાનાં જ સુખદુઃખના વિચારોમાં, દુનિયામાં ગમે તેમ કરીને પણ ધન, સત્તા અને પ્રતિષ્ઠાની બાબતમાં આગળ આવવાના ખ્યાલોમાં અને કોઈ મોટા અમલદાર, વકીલ કે ડૉક્ટર થવાનાં સ્વપ્નાઓમાં પોતે વિહરતો હતો એ યાદ આવ્યું.

'લડાઈ ન ઊપડી હોત ?' અનંતને વિચાર આવ્યો 'તો આવો જ હોત ને ? માબાપને સંતોષ આપી શકત, કોઈ કુમારિકાને આકર્ષી શકત, કોઈના પ્રત્યે જરા યે ઘસાયા વિના માન મરતબો મેળવી શકત પણ જીવનનું સત્ત્વ ન મેળવત. આજે બીજા માટે દર્દ અનુભવતાં જે

પરમ આનંદ પ્રાપ્ત થાય છે તે ન થાત.' અનંત વિચારમાં અને વિચારમાં સુમનના ઘર નજીક આવી પહોંચ્યો. બાજુના બંગલામાંથી એક મોટર નીકળી તે તરફ અનંતનું ધ્યાન ખેંચાયું. ભાવનગરના લક્ષાધિપતિને અનંતે ઓળખ્યા. હમાણાં જ એમણે પચીશમો બંગલો ચણાવ્યો એમ અનંતે સાંભળ્યું હતું. ધનલોભી અને ઘાતકી માણસ તરીકે તે આખા શહેરમાં પ્રખ્યાતિ પામેલા હતા. ભાવનગરમાં પરદેશી કાપડનો મોટામાં મોટો વેપાર કરતા આ ધનિકને જોઇ, અનંતને ઘણા વિચારો આવી ગયા. રાજ્યમાં લાગવગ ધરાવનાર આ માણસે ભાવનગરનું જાહેરજીવન રૂંદી નાખ્યું હતું તે અનંત જાણતો હતો. એમને જોતાં અનંતને પહેલાં તો તિરસ્કાર પેદા થયો પણ તુરત જ દેશના કમનસીબ ઉપર નિઃશ્વાસ મુકાઇ ગયો.

અનંત ઘેર આવી પહોંચ્યો. સુમન રાહ જોતો પરસાળમાં બેઠો હતો. અનંત આવતાં સુમને નજીક પડેલી ખુરસી સામે મૂકી. અનંત બેઠો.

'કોને કોને મળ્યો ?' સુમને હસતાં હસતાં પૂછ્યું.

'લગભગ બધાંને'

'કેવો અનુભવ થયો ?'

'દુઃખદ.' અનંતે ખુરસીની પીઠ ઉપર શરીર ઢાળ્યું.

'કોઇને દેશની પડી જ નથી. વચ્ચે આ ચાર વર્ષો આવી ગયાં એ તો જાણે દેખાતું જ નથી. સ્વાતંત્ર્યયુદ્ધ તો જાણે કોઇ મોટું સ્વપ્નું કે નાટક થઇ ગયું હોયને !'

'બધેય આવું જ છે અનંત ! તું નાહકનો દુઃખી થાય છે.'

'હું નાહકનો દુઃખી નથી થતો. મારી છાતીમાં લાહ્ય બળે છે એટલે દુઃખી થાઉં છું. હજી તો રામપુર છોડીને આ એક જ શહેર જોયું. અમદાવાદ—મુંબઇ ને કરાચી—કલકત્તા જોઇને તો કોણ જાણે

શું યે થશે? રામપુરમાં મને થતું હતું, સમજતો હતો તો યે થતું હતું. કે ગામડાંમાં ન દેખાતા સૈનિક મિત્રો શહેરમાં બેઠા લોકસેવા કરતા હશે. પણ અહીં આવીને જોઉં છું તો સૌ કોઈ પોતપોતાની સેવામાં પડયા છે. કોઇ કોઇ તો જૂની નોકરી છૂટી જવા બદલ, ધંધો ભાંગવા બદલ. બે ત્રણ વર્ષ અભ્યાસનાં 'બગાડવા' બદલ નિસાસા નાખે છે. પેલો જયંત ? છાવણી ઉપર આક્રમણ લઇ ગયો તે દિવસે તો શહીદોના દોસ્ત જેવો લાગતો હતો. આજ બિચારો પટ્ટણીસાહેબના ને દીવાનસાહેબના બારણે ટેલ નાખે છે ! ગુણવંત, કેવો બહાદુર હતો ? કોઇને કલ્પના પણ આવે કે એ સ્વદેશી અને છેવટે પરદેશી સ્ટેશનરીની દુકાન કાઢીને બેસે ? અને કનૈયાલાલ, તને યાદ છે ? તે દિવસે મેં છાવણીમાં કહ્યું કે 'ગામલોકો ડરી ગયા છે. આજે સામુદાયિક ભંગ રહેવા દો.' કનૈયાલાલ કહે, 'મારા એકલાની જવાબદારી ઉપર હું જવાનો. ગામ તો શું આખું હિંદુસ્તાન ડરીને બેસી જશે તો ય હું તો ઝંડો અણનમ રાખીશ.' આજ એને મેં કોર્ટમાં વકીલાત કરવા જતાં જોયો.'

'પણ બીજું શું કરે ?' મંથન ભાગીને હારી ચૂકેલો સુમન એનું એ બોલ્યો.

'શું કરે ?' અનંત ઉશ્કેરાયો. 'બહાદુરીથી જીવી ન શકાતું હોય તો આપઘાત કરે. મને તો થાય છે કે આ બધા લડાઇમાં આટલા બધા બહાદુર કેમ લાગતા હતા ? તે દિવસે કોઇને પ્રશ્ન પણ નહોતો ઊઠતો કે મરી જશું, ઘાયલ થશું, લુંટાઈ જશું; પછી કુટુંબનું શું થશે ? ભાવીજીવનનું શું થશે ? લગ્નનું શું થશે ? કોણ જાણે એ બધું આજે કયાંથી સૂઝી આવ્યું ? સુમન ! આખા દેશમાં કુરબાનીના વિચારોનું પ્રચંડ મોજું ફરી વળ્યું એમાં કયાંક ભૂલ હતી. આ બધા જુવાનોની દેશભાવનામાં કયાંક જબરદસ્ત ભૂલ છુપાયેલી હતી. નહિ તો આમ ન જ થાય. દેશ હજી યે પરાધીન છે, હજી યે કંગાલ અને પતિત છે. છતાં આ બધાંને લડાઇ પૂરી થઇ ગઈ કેમ લાગે છે ? સુમન ! હું

તને પૂછું.' અનંતે સુમન સામે આંખ માંડી 'તને લાગે છે કે લડાઇ પૂરી થઇ છે?'

સુમન અનંત સામે જોઈ રહ્યો.

'કેમ જવાબ નથી આપતો? લડાઇ પૂરી નથી થઈ તો તું શા માટે રેવન્યુખાતાની ઓફિસમાં જવાની પેરવી કરે છે? ક્યાં જેલમાં 'ગુની કપડાં' ને 'ડંડાબેડી'માં શોભતો વીર સુમન અને ક્યાં રેવન્યુ-ખાતાનો કારકુન? સુમન! તું ક્યાં જઇ રહ્યો છે?' અનંતનો સાદ ફાટશે એવું લાગ્યું.

સુમન નીચું જોઇને બેસી રહ્યો. ઘરમાંથી એનાં બાએ આવી બંનેને વાળુ કરવાનું યાદ કર્યું. બંને મૂગા મૂગા ઊઠયા. જમવા બેઠા.

'કેમ અનંતભાઈ!' બારણામાં કાન્તા આવીને ઊભી રહી.

'ઓહો! આવી પહોંચ્યાં? વાતોમાં જરા મોડું થઇ ગયું હો. પાંચ મિનિટમા જમી લઉં છું' અનંતે જવાબ આપ્યો.

'ઉતાવળ ન કરશો. નિરાંતે જમજો. હું પાંચ સાત મિનિટ વહેલી છું.'

અનંત અને સુમન પાંચ મિનિટમાં જમીને ઊઠયા. અનંત પરસા-ળામાં કાન્તા પાસે બેઠા. સુમને બહાર જતાં જતાં કહ્યું:

'ઉપર બેસવું હોય તો ત્યાં બેસો. ત્યાં કોઇ આવશે કરશે નહિ.'

બંને ઊઠીને ઉપર ગયાં. ઉપર કોચ નાખેલા હતા. અનંત કોચ ઉપર બેઠો. કાન્તા કોચની સામે ખુરસી લાવીને બેઠી.

કાન્તાને જોતાં જ અનંતને મૂંઝવણ ઊભી થઇ હતી. એણે કશું વિચાર્યું જ નહોતું. વિચારી શકયો જ નહોતો. આ મૂંઝવણમાં એક ઝબકારો આવી ગયો. 'કાન્તા ને કૃપેશ ચંદનપુરમાં કામ કરે

તો ?' ચંદનપુર રામપુરની બાજુનું એવડું જ ગામડું હતું. સુંદર ગામ, પાદરમાં ભાદર નથી અને રામપુર કરતાં યે લીલુંછમ. ગામને પાદરે વૃક્ષોની ઘટા તો અત્યંત રમણીય હતી.

'શો વિચાર કર્યો ?' કાન્તાએ જ શરૂઆત કરી.

'કાન્તાબેન,' અનંત બોલ્યો. 'તમે રામપુર આવી શકો ?'

'આવું તો ખરી પણ લોકો આપણને જંપવા નહિ દે.'

'રામપુર જઈ આપણે વિનુને મળીએ. મને એક વિચાર આવે છે કે તમે અને અમારી સાથે એક સોળ વર્ષનો કુમાર છે તે બાજુના ગામમાં રહો અને અમારી પેઠે જ કામ કરો.'

'લોકો મને સાંખશે ?'

'કાન્તાબેન ! ગમે તેમ હોય પણ તમને લોકોની બીક લાગે છે એટલી મને નથી લાગતી. લોકો શું અટલા બધા મૂઢ હશે કે તમારી સાધનાને ઓળખી જ નહિ શકે ? તમને એમ નથી લાગતું કે કેટલીક વખત આપણે લોકોથી અમસ્તા અમસ્તા જ ડરી મરીએ છીએ ? જે સમાજ આટલી જૈન સાધ્વીઓને સાંખી શકે છે એ તમને કેમ નહિ સાંખે ? તમે વિચાર તો કરો; કેટલીક મુક્તિફોજની બહેનો પણ ગામડામાં સાવ એકલી બેઠી હોય છે ને લોકો તેની દયાળુતાને પૂજે છે. જૈન સાધ્વી કરતાં કે લોકસેવા કરતી અંગ્રેજ કે અમેરિકન બેન કરતાં તમારામાં શું ઓછું છે ? તમારા તપનું તેજ લોકોના વહેમનાં વાદળ વિખેરી નાખશે.'

'પણ હું ત્યાં......' કાન્તા વિચારમાં ગણગણી.

'તમને ત્યાં ભય લાગશે.'

'ભય તો નહિ પણ...' કાન્તા અટકી ગઈ. 'હું એકલી ત્યાં શું કરી શકીશ ?'

'તમે એકલાં? કાન્તાબેન, તમે જો જો તો ખરાં. તમને એકલું લાગશે જ નહિ. લોકો તમને ગામની દીકરી સમજી સત્કારશે અને ભાગ્યની દેવી ગણી તમારો પડયો બોલ ઝીલશે.' અનંતની મૂંઝવણ વીખરાઇ ગઇ હોય અને અંતરમાં દીવો પ્રગટયો હોય એમ તેને બધું સૂઝવા લાગ્યું.

'ત્યારે કરો તૈયારી,' કાન્તાને વિચારમાં પડેલી જોઇ અનંતે કહ્યું.

કાન્તાએ જવાબ ન આપ્યો. અનંત કાન્તાના મોં ઉપર એનું વિચારમંથન પારખવા મથી રહ્યો. કાંઇ ન સમજવાથી એણે પૂછ્યું:

'કાન્તાબેન, એક વાત પૂછું?'

'જરૂર.' કાન્તા જાગી. 'તમને ગમે તે પૂછવાનો અધિકાર છે.'

'તમને તમારી જાત માટે એકલાં ભય તો નથી લાગતો?' અનંતે હિંમત કરીને પુછયું.

'ગામડામાં રહેતાં?' કાન્તાની આંખ તીક્ષ્ણ થઇ. 'શહેરમાં ભય લાગે. શહેરમાં સંસ્કારી માણસો હોય ને, એટલે ડરીને રહેવું પડે!' કાન્તાનું મોં સખત થઇ ગયું. 'અનંતભાઇ! મને અત્યારે વીસમું વર્ષ ચાલે છે. લડતમાં આવી ત્યારપછી હું ઘરમાં ઓછું જ રહું છું. ચાર વર્ષ લડાઇનાં અને એક વર્ષ આ. એમાં ઘણા અનુભવો મળી ગયા. બધી વાતો કરવાનો અત્યારે સમય નથી પણ આટલા ઉપરથી સમજી જાઓ કે જ્યાં મેં સંસ્કારિતા, કેળવણી, આદર્શ ને એવું એવું જોયું ત્યાં ભય લાગ્યો છે. જ્યાં મેં અજ્ઞાન, દરિદ્રતા ને અણઘડપણું જોયું ત્યાં મેં સુરક્ષિતપણું અનુભવ્યું છે. મને ગામડાંના ખેડૂતો કે કોળીનો ડર નથી. લુચ્ચા, લફંગા કે હરામખોરોનો ડર નથી. એ લોકો મારા સામે આંખ પણ નહિ માંડે. ત્યાંનાં લોકો પાપ કરે છે પણ પાપથી ડરતાં હોય છે. મને તો ડર છે આ સડક ઉપરથી પસાર થતા, દેશની આશા ગણાતા ફૂટડા જુવાનોનો. પેલા બંગલામાં રહેતા

ધનિકોના પુત્રોનો, જમીનદારો અને અમલદારોના નબીરાઓનો. બિચારાં ગામડાંનાં ભોળિયાં લોકો મને શું કરવાનાં હતાં ?'

'કાન્તાબેન !' અનંતના અવાજમાં હર્ષાવેશ હતો. 'તમે સમાજનું સાચું પૃથક્કરણ કર્યું છે. જુઓને આખો સમાજ કેળવાયેલાં યુવક–યુવતી તરફ શંકાની નજરે જ જુએ છે.'

'અનંતભાઈ! મેં તો કેટલાય દુઃખદ અનુભવ પછી પણ માન્યું છે કે ભયંકર પરિણામોનું જોખમ ખેડીને પણ કુમારિકાઓએ બહાર નીકળવું જોઈએ અને પુરુષોનો સહવાસ કરવો જોઈએ. એમ નહિ થાય તો ભૂખ્યાં ડાંસ જેવાં યુવક–યુવતીઓ એક બીજાને જોતાં ભડકશે અને લાગ મળતાં ખાઇ જવાની વૃત્તિ સેવશે. હું ચંદનપુર આવીશ તો તમને કેટલાક અનુભવ કહીશ. તમે સાંભળીને તાજુબ થઇ જશો.'

અનંતને આજ સુધી કોઇ કુમારિકા સાથે પરિચય જ નહોતો થયો. વાચન અને વિચારથી એ સહશિક્ષણ અને સ્ત્રી–પુરુષના સહવાસમાં માનતો હતો, પણ વીસ વર્ષની બુદ્ધિશાળી કાન્તાની અનુભવવાણી સાંભળી ત્યારે આશ્ચર્યમુગ્ધ બન્યો.

'હવે ચંદનપુર ચાલો જ.' આનંદમાં આવી જઇ અનંત બોલ્યો.

'ઇચ્છા કરું કે આવી જવાય એટલું મારું જીવન સરળ નથી, પણ મને હવે જરા હિંમત આવી છે.'

'લગ્નનું શું કરશો ?'

'સગપણ ફોક, બીજું શું ?' કાન્તાનો જુસ્સો મોં ઉપર તરી આવ્યો.

કાન્તા સાથે વાત કરતાં પ્રત્યેક સવાલજવાબે અનંત પોતાને નાનો ને નાનો લાગવા માંડયો. 'આટલી બળવાન છતાં એ શા માટે મારા પાસે આવી હશે ?' એના મનમાં પ્રશ્ન ઊઠયો.

'અનંતભાઈ!'

અનંતની વિચારમાળા તૂટી.

'તમે મને બરાબર મદદ કરશો ને?' કાન્તાએ પૂછ્યું.

'કાન્તાબેન, તમને વિનય લાગશે, પણ સાચું કહું છું કે તમારા જેટલી શક્તિ હું નથી ધરાવતો.'

'મારે એ નથી સાંભળવું. જુઓ. તમે પુરુષ છો. દુનિયામાં તમને કેટલીક અનુકૂળતાઓ છે. તમારો સહેજ–ભલે નબળો પણ–ટેકો હશે તો હું ઉપર આવી જઈશ. મારે આ જિંદગીમાં કાંઈક કરી જવું છે માટે મદદની માગણી કરું છું, કેવળ સમાજના પ્રચલિત રિવાજ સામે બંડ કરવું હોત તો મદદ ન માગત. મારા પિતાને ચોખ્ખી ના પાડતાં, વરરાજાને તોરણેથી પાછો વાળતાં અને આખું ગામ કીકિયારી કરે ને છોકરાંઓ પથરા ફેંકે તોય મસ્ત થઈ જીવતાં મને આવડે છે પણ મારે એમ નથી જીવવું. એમ જીવવું હોત તો આટલી મૂંઝાત નહિ. મારે તો આ ને આ સમાજની સેવા કરવી છે. અનેક રૂઢિથી જકડાયેલા અને હજારો વર્ષો થયાં સ્ત્રીશક્તિને છૂંદી નાખનારા હિંદુસ્તાનના પગ ધોવા છે અને એમ કરીને મારી કરોડો બહેનોની બેડીઓ તોડવી છે. મારા પિતા સામે હું લડીશ, પેલા ધનિક જુવાનને હું નિરાશ કરીશ. મારી આખી કોમની ગાળો ખાઈશ અને ભાવનગરની શેરીએ શેરીએ મારી વાતો કરાવીશ; પણ એ બધા પછી પણ આશા રાખીશ કે આ પિતા, પેલો જુવાન, મારી જ્ઞાતિ ને આખું શહેર એક દિવસ મને સમજશે. મારું દુઃખ અને દ્વારા ઊગતાં જ આથમી જતી કેટલી યે કુમારિકાઓનું દુઃખ પિછાનશે.''

અનંત શું બોલે? કાન્તાના દર્શને અનંત પોતાની જાતને ધન્ય માનવા લાગ્યો. એને થયું કે કાન્તા માટે કાંઈ કરું તે 'મદદ' નથી પણ પ્રગટ થતી સ્ત્રીશક્તિની પૂજા છે.

'કાન્તાબેન ! મને તમારો ભાઈ માનજો. સોગંદ તો શું લઉં ! પણ ભારતમાતા પ્રત્યે જેટલી પ્રેમભક્તિ છે તેટલી જ એની તેજસ્વી પુત્રી માટે રાખીશ.'

'બસ, મારે એટલું જ જોઈએ છે. અનંતભાઈ! મારો માર્ગ હવે હું કરી લઈશ. તમારે કાલ સવારની ગાડીમાં જવું હોય તો ભલે જજો.'

'પણ હું અહીંથી રામપુર નથી જતો.'

'ત્યારે ?'

''આપણે એ તો વાત જ નથી થઈ. રામપુરથી હું તો કંઈક નિરાશાનો માર્યો નીકળ્યો હતો. જો કે મને અહીં આવતાં જ ખાતરી થઈ ગઈ છે કે હું જીવન જીવું છું તે સાચું જીવન છે, પણ હવે તો અનુભવ લેવાને ખાતર પણ એમ થાય છે કે મુંબઈ અમદાવાદ વગેરે જગ્યાએ લડતના મિત્રો છે તેને મળતો જાઉં.'

'પાછા ક્યારે ફરશો ?'

'તમે કહો ત્યારે. મારી જરૂર હોય તો અત્યારે જ રામપુર જાઉં.'

'વિનુભાઈ તો ત્યાં જ રહેવાના છે ને ?'

'હા.'

'તમે એને આ બધું લખશો તો ખરા ?'

'જરૂર, સવારે જ લખવાનો.'

'અને એમને તમારા ઠેકાણાની તો ખબર હશે ને ?'

'હા.'

'બસ ત્યારે તમે મંગલ મુસાફરી કરી આવો. જરૂર પડશે ત્યારે વિનુભાઇ મારફત હું તમને જણાવીશ.' કાન્તા ખુરશી ઉપરથી ઊઠી.

'તમે કહેતા હો તો હું તમને પણ મારા પ્રવાસના ખબર આપતો રહું.'

'ના, ના. વળી પિતાશ્રીને લાગશે કે આ છોકરો જ બગાડે છે.'

'ઠીક ત્યારે.' કાન્તા દાદર તરફ ગઈ. અનંત એને નીચે સુધી મૂકી આવ્યો. સલામ કરી બંને છૂટાં પડયાં.

[ ૯ ]

# અગમ્યની યાદ

કાન્તાના ગયા પછી અર્ધીક કલાકે સુમન બહારથી આવ્યો. અનંત આરામખુરસીમાં પડ્યો પડ્યો કાન્તાનું સામિપ્ય અનુભવતો હતો. સુમને અંદર આવતાં જ પૂછ્યું:

'કાન્તા ગઈ?'

'હા, અર્ધોક કલાક થયો.'

'એનાં લગ્ન તો થશે જ' સુમને બેસતાં બેસતાં કહ્યું.

'તું એને ઘેર ગયો હતો?'

'હા.'

'બીજી કાંઈ વાતો થઈ?' અનંતે આતુરતાથી પૂછ્યું.

'બીજા તો કાન્તાના બાપાના બખાળા. કાન્તાએ ત્યાં ચોખ્ખું સુણાવી દીધું છે કે પોતે પરણવાની નથી.'

'સુમન!' ખૂબ હર્ષ પામતો હોય એમ અનંત બોલ્યો. 'કાન્તા-બેન અદ્ભુત શક્તિવાળી છે. આને તે પરણાવાય? એ તો કોઇ મહાન ક્રાન્તિકાર થવાની.'

સુમન અનંતનો અભિપ્રાય ન માની શક્યો.

'જોઇએ શું થાય છે.' ઠંડે કલેજે સુમન બોલ્યો.

સુમનનો જવાબ અને મુખભાવ જોઇ અનંત પાછો પડયો.

'ઠીક, સુમન, ત્યારે હું સવારે જાઉં છું.'

'કેમ વળી શું થયું? બે ચાર દિવસ રહે તો ખરો.'

'બધું કામ પતી ગયું. કાન્તાબેનને મળવું હતું તે મળી લીધું.'

'શું નક્કી કર્યું ?'

'નક્કી તો કાન્તાબેન જાતે જ કરશે.'

'પણ તો તારી શી જરૂર હતી ?'

'કાન્તાબેન ઇચ્છે છે કે એમને જરૂર પડે તો મારે સગા ભાઇની પેઠે મદદ કરવી.'

'એટલે એ નહિ પરણે અને ઘર છોડશે તો શું તું એને તારી સાથે રાખીશ ?'

'રહેવું હશે તો જરૂર રાખીશ.'

સુમન આશ્ચર્ય પામ્યો.

'લોકો શું કહેશે એ ખબર છે ?'

'લોકો ધીમે ધીમે સાચું સમજશે. લોકોથી બહુ જ ડર્યા કરીએ તો આ દુનિયામાં જિવાય જ નહિ.'

'પણ તેં આજ સુધી જે સેવા કરી છે અને આપણા આખા મંડળમાં 'સાચા માણસ' તરીકેની પ્રતિષ્ઠા મેળવી છે તે એક ક્ષણમાં ફેરવાઇ જશે.'

'પ્રતિષ્ઠાને ખાતર કાંઇ ધર્મ છોડાય છે ?'

'પણ આમાં તારો ધર્મ ક્યાં છે? તારે ને કાન્તાને શું?'

અનંત ચોંક્યો.

'મારે ને કાન્તાને શું? મારે ને તારે શું? વિનુને શું?' અનંત ઉશ્કેરાટમાં આગળ વધ્યો. 'મારે ને મારા દેશને શું? સુમન! મારે ને કાન્તાને ઘણું. કાન્તાના પિતા કરતાં યે વધારે. કાન્તા અને હું એક જ આદર્શ પાછળ જીવીએ છીએ ને ઝૂરીએ છીએ. પરમાત્માની દૃષ્ટિએ જગતનાં કોઇ પણ ભાઇબેન કરતાં અમે વધુ નિકટનાં ભાઇ-બેન છીએ. એક જ માતાપિતાનાં બાળકોને લોહીનો સંબંધ હશે, અમારે આત્માનો—હૃદયનો સંબંધ છે.'

સુમન અનંતનો વાણીપ્રવાહ સાંભળી સ્તબ્ધ થઈ ગયો. એકાદ મિનિટ પછી એણે ધીમે રહીને કહ્યું:

'પણ સાથે રહેવાથી તારા કામને વિક્ષેપ નહિ આવે?'

'એ વિચાર તને જ આવે છે એમ નથી. કાન્તાને અને મને પણ એ ખ્યાલ છે. કામને વિક્ષેપ ન આવે એમ કરવા અમે બધું કરશું, પણ કામને વિક્ષેપ ન આવે એટલા ખાતર કાન્તાની પડખે ઊભા રહેવાનો હું ઇન્કાર નહિ કરી શકું. અને કામને વિક્ષેપ આવે જ નહિ સુમન! બે દિવસ લોકોને નવું લાગે ને ગમે તેમ વાતો ચલાવે પણ આપણી આંખ નિશ્ચલ હોય અને હૈયામાં ફફડાટ ન હોય તો લોકોને અસર થાય જ.'

'અનંત!' જરા હસતો શરમાતો સુમન બોલ્યો. 'હું પણ રામપુર આવું તો?'

'આવું તો શું? આવવું જ જોઇએ. તને રેવન્યુખાતામાં જવાનું ગમે છે કેમ? અને સુમન! આ મિલનું ધોતિયું! ખમે પીંજણ લઈને ગામડામાં ફરતો એ ભૂલી ગયો? એ ઘેલછા હતી? નશો હતો?'

સુમન વિચારમાં પડયો.

'કાન્તા આવશે તો જરૂર આવીશ.' એકાદ મિનિટ રહીને સુમન બોલ્યો.

'તારા આવવાને અને કાન્તાબેનને શો સંબંધ છે? ગામડાં માટે આવવું છે કે કાન્તાબેન માટે?'

'ના, ના પણ એકાદ મહિનો વિચાર કર્યા પછી આવીશ.' સુમન ગંભીર થઇ ગયો.

'દોઢ વર્ષમાં હજી વિચાર પૂરો નથી થયો?'

'એ વિચારનું પરિણામ તો આવી ગયું. રેવન્યુખાતાની નોકરીનું કાંઇ એક દિવસમાં નથી સ્વીકારી લીધું. હવે બધું ફરીને વિચારવું પડશે.' સુમન ગંભીર સ્વરે બોલ્યો.

'ભલે વિચાર. પણ હવે આવે તો ફરી પાછા નથી ફરવાનું એવો નિશ્ચય કરીને આવજે.' અનંત સુમનની ગંભીરતા ન સમજ્યો એટલે એણે વાત ટૂંકાવી.

'કબૂલ' સુમને જવાબ આપ્યો.

સૂવાનો સમય થતાં બંને મિત્રો મેડી ઉપર ગયા અને લડતના પ્રસંગો યાદ કરતાં કરતાં ઊંઘી ગયા. પરોઢિયે સાડાત્રણ વાગે ઘડિયાળની ઘંટડી વાગતાં અનંત ઊઠયો. સુમન પણ ઊઠયો. હાથ ડ્ચો ધોઇ અનંતે થેલી ને ધાબળો લીધાં.

'ઠીક સુમન, વળી કયારેક.' અનંતે ચંપલ પહેરતાં હાથ મોં કરી કહ્યું.

'હું સ્ટેશને આવું છું ને? આપણે રાત્રે ટપ્પાવાળાને કહેવું જ ભૂલી ગયા. સબૂર, માણસને મોકલું.'

સુમન અંદર જવા માટે પાછો વળ્યો.

"હવે ટપ્પો જ છે. તું ચાલતો હો તો ચાલ, નહિ તો હું જાઉં છું."

અનંત નીચે ઊતર્યો. સુમન એની પાછળ ઊતર્યો. બંને મિત્રો સ્ટેશન તરફ ચાલ્યા. રસ્તામાં કાન્તાની અને બીજા સૈનિકોની વાતો કરતાં વીસેક મિનિટમાં સ્ટેશને પહોંચ્યા. અનંતે અમદાવાદની ટિકિટ કઢાવી ગાડીમાં જગ્યા લીધી.

ગાડી ઊપડતાં સુધી બંનેએ વાતો કરી. જુદા પડતાં સુમન ગળગળો થઈ ગયો અને એણે ખાતરી આપી કે પોતે જરૂર રામપુર આવશે જ.

ગાડી ઊપડી. સલામ કરી સુમન છૂટો પડયો. હર્ષશોકની મિશ્રિત લાગણીઓ અનુભવતો અનંત ગાડીમાં ઠીક થઈ બેઠો. એક પછી એક સ્ટેશનો વટાવતી ગાડી અમદાવાદના માર્ગે દોડવા લાગી. અનંતની આંખો ઘેરાવા લાગી એટલે એણે બેઠક ઉપર લંબાવ્યું. આંખ મીંચાતાં પણ મનઃચક્ષુ સામે ચિત્રપટ કરતાં યે વધારે ઝડપથી એક પછી એક દશ્યો પસાર થવા લાગ્યાં.

રામપુર, છેલ્લા અઠવાડિયાનું મંથન, વિનુ, કૃપેશ, ગામના ખેડૂતો, નાનકડી વાડી આંખ સામે આવી ગયાં, સુમન અને કાન્તાએ આવી નવો વિચાર અને નવું મંથન રજૂ કર્યું, ભાવનગરના બીજા મિત્રોએ આશા નિરાશામાં ઝુલાવ્યો. કંઈ કંઈ લાગણીઓ અનુભવતો અનંત સવારના સાત વાગ્યા સુધી આંખો મીંચીને પડી રહ્યો. મીઠો તડકો બારીમાંથી અંદર આવ્યો ત્યારે અનંત ઊઠયો. આંખ ભરીને સૂર્યનારાયણનાં દર્શન કર્યાં. ટ્રેનના પાટાની આજુબાજુ પથરાયેલાં લીલાં ખેતરો અને પવન સાથે ગેલ કરતાં ચાસાટ્યા ઉપર વેરાતાં સોનેરી કિરણો એને આકર્ષક લાગ્યાં. અનંતે દૂર દૂર

સુધી દૃષ્ટિ ફેંકી. આસ્માન જ્યાં નીચું વળીને પૃથ્વીને ચૂમે છે એ દૃશ્ય જોઇ અનંતને અગમ્યની યાદ આવી અને એનું હૃદય ભક્તિથી પુલકિત થઇ ગયું. ગાડી સસવાટા કરતી ચાલી જતી હતી. કઠોર પણ તાલબદ્ધ આવતો અવાજ અનંતને મીઠો લાગ્યો. નદી, નાળાં ટેકરા વટાવતી ગાડી ઉપર મન સ્થિર થતાં અનંત ખુશ ખુશ થઇ ગયો. કોણ જાણે કેમ આજ એની આંખ ઊઘડી ત્યારથી જ એ જ્યાં જ્યાં નજર ફેંકતો હતો ત્યાં ત્યાં બધું ય આખી કુદરત જાણે હસતી હોય એવું લાગ્યું.

સૂર્ય ઉપર ચડતો હતો અને પ્રકાશનો ધોધ છૂટતો હોય એમ કિરણો પથરાતાં હતાં 'કેટલું ભવ્ય છે!' અનંતથી બોલાઈ ગયું, 'કયા ચિત્રકારની મગદૂર છે કે આ ક્ષણે ક્ષણે બદલાતું છતાં યે શાશ્વત સૌંદર્ય ચીતરી શકે?' અનંતે ફરીને અગમ્યને યાદ કરી માથું નમાવ્યું.

અનંત સાથે કાંઇ ભાતું નહોતું. પેટમાં ખાડો જણાતાં એક સ્ટેશનેથી કેળાં–પેપૈયું લીધાં અને પેટનો અગ્નિ શાંત કર્યો. થોડીવારે થેલીમાંથી એક ચોપડી કાઢી વાંચવા બેઠો પણ મજા ન આવી એટલે પડતી મૂકી. શાંત થયેલા વિચારો જાગ્યા હોય અને મગજમાં ઘૂમતા હોય એવું એને લાગ્યું. અચાનક યાદ આવતાં એણે થેલીમાંથી કાગળ કાઢી પોતાના અનુભવ વિનુને લખવા માંડયા. વીરમગામ સુધીમાં કાગળ પૂરો કરી ટપાલમાં નાખ્યો.

અમદાવાદ પહોંચતાં સુધી કાન્તાબેન અને એનાં સોંસરા ઊતરી જતાં વચનોને અનંતે યાદ કર્યાં. અમદાવાદ સ્ટેશને ગાડી આવતાં પ્લેટફૉર્મ ઉપર નજર નાખી. કોઈ ઓળખીતું ન દેખાયું. 'કોને ત્યાં જવું?' એ વિચાર આવ્યો પણ થેલી લઇ નીચે ઊતરી સીધો રેવાબાઇધર્મશાળામાં જ ગયો અને ઓરડી લઇ બત્તી કરીને બેઠો.

ગઈ રાત્રે પૂરું સુંવાયું નહોતું એટલે આંખ ઘેરાતી હતી પણ વિચારોનો વેગ એટલો પ્રબળ હતો કે ચિત્ત શાંત થતું જ નહોતું. ઓરડીનું ભોંયતળિયું બરાબર સાફ નહોતું એટલે અનંતે એક ખાટલો ભાડે લીધો અને ઉપર ટુવાલ પાથરી લંબાવ્યું.

ભાવનગરના અનુભવો યાદ કરતો અને અમદાવાદનો કાર્યક્રમ મનમાં ઘડતો રામપુરનો ગ્રામસેવક અનંત, રેવાબાઈ ધર્મશાળામાં અનેક વિચારોમાં ઝોલાં ખાતો આખરે પોઢી ગયો.

[ ૧૦ ]

# આશ્રમે

અનંત પરોઢિયે પાંચ વાગ્યે જાગી ગયો. છ કલાકની ઘસઘસાટ ઊંઘે એનાં શરીર–મનનો થાક ઉતારી નાખ્યો. સ્વસ્થ થઇ ખાટલામાં બેઠો. મનમાં કાર્યક્રમ ઘડવા લાગ્યો. ઘણી મહેનત કરી પણ કાર્યક્રમ ઘડાયો નહિ. મનમાંથી કાન્તા ખસતી નહોતી. પોતે અમદાવાદની એક ધર્મશાળામાં બેઠો છે એમ જાણતો હોવા છતાં કાન્તા એને બાજુમાં જ લાગવા માંડી. ગમે તે વિચાર શરૂ કરે પણ વિચારની એકાદ કડી તૈયાર થતાં જ કાન્તા સાથે જોડાઇ જવા લાગી.

કાન્તાનું ગૌર તેજસ્વી વદન, નિશ્ચલ આંખો, સ્પષ્ટ મધુર અવાજ, સુડોલ શરીર અનંતને આકર્ષક લાગવા માંડયાં. અનંત કલ્પનાએ ચડયો. ઘડીક તો એને એમ થઈ ગયું કે 'ભાવનગર જઈ કાન્તાને લઇ રામપુર ચાલ્યો જાઉં. કાન્તા રામપુરમાં પગ મૂકશે તો ત્યાં નવચેતના પ્રગટશે.'

ઘડિયાળમાં છના ડંકા થયા ત્યાંસુધી અનંત વિચારમાં બેસી રહ્યો. ડંકાના અવાજે એને જાગૃત કર્યો, ઊઠીને શૌચાદિ ક્રિયામાં પ્રવૃત્ત થયો, સાત સાડાસાત વાગતાં સ્નાનાદિથી પરવારી અનંત બહાર જવા તૈયાર થયો, ઘાબળો ખીંટીએ ભેરવી, ઓરડીને તાળું મારી હાથમાં થેલી ઝુલાવતો અનંત બહાર નીકળ્યો.

શહેરની બજાર અને માણસોની ભીડાભીડ જોતો અનંત એલીસબ્રીજ પાસે આવી પહોંચ્યો. ત્યાં ઘડીક થોભ્યો, 'હવે કયાં જવું ?' ત્યાંથી પાછો વળી ભદ્ર તરફ ગયો. એક મિત્રના ઘેર તપાસ કરી પણ પત્તો ન મળ્યો. છેવટે વિદ્યાપીઠમાં જવાનું ઠરાવ્યું. અનંતને લાગ્યું કે બધા મિત્રોનો પત્તો ત્યાંથી જ મળશે.

એલીસબ્રીજ વટાવી અનંત વિદ્યાપીઠને રસ્તે ચાલ્યો, રસ્તામાં કાન્તાના વિચારો જ આવવા લાગ્યા. પાંચ વર્ષ પહેલાં જ્યારે કાન્તાને પહેલી જોયેલી ત્યારે પણ પોતે ખેંચાયેલો એ પણ યાદ આવ્યું. સંગ્રામના દિવસોનાં અનેક સ્મરણો તાજાં થયાં. અમદાવાદના રસ્તા ઉપર કાન્તાએ એક જુવાનને તમાચો ખેંચી કાઢયો હતો તે યાદ આવતાં અનંતનું મોં મલકી ગયું.

'આવી કાન્તાનો હાથ ઝાલવાને કોણ સમર્થ છે?' અનંતના મનમ. પ્રશ્ન ઊઠયો. આ એક પ્રશ્ને અનેક પ્રશ્નો જન્માવ્યા. સુમનનું લગ્નજીવન યાદ કરતાં અનંતના મોં ઉપર વિષાદ છવાઇ ગયો. એમ કરતાં વિનુ યાદ આવ્યો અને પછી તો આખું રામપુર નજર સામે ખડું થયું. પોતે ઘરથી ઘણે દૂર નીકળી ગયો છે એમ અનંતને લાગવા માંડયું. રામપુરનાં વૃક્ષો ને ખેતરો, નદી ને તળાવ, બાળકો ને મોટાંઓ એને પોતિકાં લાગવા માંડયાં.

વિચારના વેગ સાથે મોટાં મોટાં ડગલાં ભરતો અનંત વિદ્યાપીઠના મકાન પાસે આવી પહોંચ્યો. નાળા પાસે બે ત્રણ વિદ્યાર્થીઓ મળ્યા તેને અનંતે પૂછયું:

'રામભાઇ છે?'

'એ તો વેડછી ગયા.' એકે જવાબ આપ્યો.

'અનુભાઇ ?'

'એ જંબુસર.'

'પ્રેમશંકર ?'

'એ વિદ્યાપીઠમાંથી નીકળી ગયા.'

અનંતને વિદ્યાપીઠમાં કોઈ મિત્રો ન મળ્યા. પાછા જવા કરતાં આશ્રમ તરફ જવું ઠીક લાગ્યું. ઊપડયો આશ્રમ તરફ. આશ્રમ 'હરિજન આશ્રમ' બની ગયો છે તે અનંત જાણતો હતો. ત્યાં કોઈ મળશે નહિ એ પણ ખબર હતી છતાં આશ્રમની ભૂમિ સાથે જ એને કાંઇક સંબંધ હતો એટલે આશ્રમના વિચારો કરતો આશ્રમે આવ્યો. બધે ફર્યો. શાળા જોઇ, ચમારકામ જોયું, કાર્યાલય જોયું, આશ્રમનાં ઝાડ જોયાં. અનંતે નિઃશ્વાસ મૂકયો. ગાંધીજીનું નિવાસસ્થાન આવતાં અનંતની પાંપણો ભીંજાઇ ગઇ, 'આ પૂનિત જગ્યા ! અહીંથી બાપુએ કૂચ કરી અને જગતને જણાવ્યું: 'સ્વરાજ લીધા વિના નહિ આવું !' અનંત સુની પડેલી ઓરડી જોઇ રહ્યો. એનું અંતર વલોવાયું. ધીમે પગલે ઓરડી પાસે ગયો અને આજુબાજુ જોઈ ઓટા ઉપર બેઠો. આખા અંગમાં એક ઝણઝણાટી અનુભવી.

પાંચેક મિનિટ સુધી ત્યાં બેસી રહ્યો. વાતાવરણનું પાન કરતો હોય એમ ભક્તિપૂર્ણ નેત્રે આજુબાજુ જોતો અનંત ઊઠયો. અનંતનું માથું સહેજ નમી ગયું.

અનંત આશ્રમમાંથી બહાર નીકળતો હતો ત્યાં એક મિત્ર મળ્યા પરસ્પરના ખબર પૂછ્યા. મિત્રના આગ્રહથી અનંત પાછો વળ્યો. બને અંદર જઈ એક ઓટલા ઉપર બેઠા.

લગભગ બાર વાગ્યા હતા. અનંતે સવારના કંઇ ખાધું નહોતું. કીર્તિએ શીંગ ને ગોળ મૂકયાં. અનંતે છાવણી યાદ કરી હસતાં હસતાં નાસ્તો કર્યો.

'કીર્તિભાઇ, તમે કેટલો સમય થયા અહીં છો ?' અનંતે પૂછ્યું.

'એક મહિનો થયો.' કીર્તિએ જવાબ આપ્યો. એનો અવાજ મધુર હતો.

'ત્યારપહેલાં ક્યાં હતા ?'

'ઘેર'

'એટલે ?'

'પિતા પાસે કલકત્તા.'

'કલકત્તા ? ત્યાં શું કરતા ?'

'ઘણું કર્યું.' કીર્તિ હસ્યો.

'શું કાંઇ ધંધો કરતા ?'

'જઇને ત્રણેક મહિના તો આંટા માર્યા. પછી ચારે બાજુથી આગ્રહ થવા માંડ્યો એટલે પાછો કોલેજમાં દાખલ થયો. પણ ત્યાં ગમે જ નહિ. એમાં એક દિવસ 'કોઇ વિદ્યાર્થીએ સભા સરઘસમાં નહિ જવું' એવું ફરમાન નીકળ્યું એટલે સભામાં જઇ બરતરફ થવા કરતાં મેં નીકળી જવાનું જ પસંદ કર્યું. ફરી ચારેક મહિના કલકત્તામાં ફર્યો. અંતે બાપાએ પોતાની સાથે શણની દલાલીમાં રાખ્યો. ત્યાં તો શેનું ફાવે ? છ મહિના કાઢયા. બાપાએ પણ આશા મૂકી અને એક મિત્રના સ્વદેશીભંડારમાં રાખ્યો. બાપાના મિત્ર પણ જબરો હતો. સ્વદેશીના નામે કમાણી જ કરવા બેઠો હતો. ત્રણ મહિના રહી એની સાથે પણ લડ્યો. અંતે થાકી બાપાને મારા દુ:ખની વાત કરી. પિતાને સમજાવ્યા કે આ બધાં ફાંફાં છે. હૃદયના સંચા જ બદલાઇ ગયા છે, હવે ધંધોપાણી થઇ શકશે જ નહિ. અંતે થાકીને બાપાએ અહીં આવવાની રજા આપી.'

'શાબાશ' અનંત ખુશ થઇ ગયો.

'મને એકને જ આવું નથી થયું હો ! ચાર પાંચ મિત્રોને તો હું જાણું છું. લડાઇએ કેટલાકનું માનસ જ ફેરવી નાખ્યું છે.' કીર્તિએ કહ્યું.

'મને તો એથી જુદું જ લાગે છે. લડાઇને બધા ય ભૂલી ગયા હોય એમ જ વર્તે છે.'

'એવા પણ છે, પરંતુ હું કહું છું એવાની સંખ્યા ઓછી નથી.'

અનંતે ન સાંભળ્યું હોય એમ બીજો પ્રશ્ન પૂછ્યો:

'વાતાવરણ કેવું લાગે છે?'

'દંડુગાર ?'

'મને પણ એવું જ લાગે છે. તું માને છે કે ફરી બે પાંચ વરસમાં લડત થાય?' અનંતે 'તમે'નો ડોળ છોડયો.

'લડતનું તો પૂછ જ મા. કોણ જાણે કયાંથી ફાટી નીકળે છે? એ તો વળી એવું કંઇક બને તો આખો દેશ સળગી ઊઠે.'

'અત્યારે બધાએ ગામડાંમાં જ બેસી જવું જોઇએ એમ તને નથી લાગતું?' અનંત બોલ્યો.

'ગામડાંમાં તો બેસવું જ જોઈએ પણ સાચી વાત તો એ છે કે બધાએ કોઇને કોઈ કામમાં લાગી જવું જોઈએ કે જેથી દેશનું દર્દ મટે. આપણે ય કંઇ ઓછા પ્રશ્ન ઉકેલવાના છે? અસ્પૃશ્યતાનો જ વિચાર કર. ધરતીના પડ ઉપર આવું કયાંય હશે?'

'બાપુજીની લડતમાં આજ વિશેષતા છે કે એમાં રાષ્ટ્રના એક પણ અંગની ઉપેક્ષા નથી થતી.' અનંત બોલ્યો.

'સાંજ સુધી બન્ને મિત્રોએ વાત કરી. વર્તમાન રાજકારણને ડોળી નાખ્યું. ઘણા મિત્રોના સમાચાર એક બીજાએ જાણ્યા. અનંતે પોતાની રામપુરની વ્યથા અને ભાવનગરના અનુભવો કહી સંભળાવ્યાં. બે વરસ પહેલાં અનંત અને કીર્તિ જેટલામાં હતા એ કરતાં યે ચાર-પાંચ કલાકના સહવાસથી મૈત્રી વધી હોય એવું બન્નેને લાગ્યું.

'આપણે જેલ તરફ ફરવા જશું ?' કીર્તિએ પૂછ્યું :

'ભલે.' અનંત ઊઠ્યો.

'તું થાકી તો નથી ગયો ને ?'

'ના રે ના. રામપુરમાં રહેનાર એમ થાકે ?' અનંત હસ્યો.

બન્ને જેલ તરફ ચાલ્યા. અચાનક યાદ આવતાં કીર્તિએ પૂછ્યું :

'તું શ્રીકાન્તને મળ્યો ?'

'ના, ના. એ કયાં છે ?'

'અહીં જ હતો. બે દિવસ પહેલાં જ અહીંથી કયાંક ગયો.'

'કયાં ગયો ? એ શું કરે છે ?' અનંતે પૂછ્યું.

'તને ખબર નથી ? એ બહુ જબરો છે. છેલ્લા દોઢ વર્ષથી પ્રવાસ જ કર્યા કરે છે. ખાસ જરૂર પડે ત્યારે ગાડીમાં બેસે. બાકી પગપાળો રખડયા જ કરે.'

'પણ શા માટે ?' અનંતે જિજ્ઞાસાથી પૂછ્યું.

'અભ્યાસ અર્થે.'

'જબરો !'

'અને સુખલાલની ખબર છે ?'

'ના.'

'એ બીલીમોરામાં કામ કરવા ગયો છે. તું અમસ્થો નિરાશ થાય છે. આપણા ઘણા મિત્રો આજ પોતપોતાની રીતે સ્વરાજસાધના જ કરી રહ્યા છે.'

'કીર્તિ, ઘણા એટલે કેટલા ?' અનંતનો અવાજ જરા ભારે થયો "સ્વરાજ માટે આપણે કેટલા સાધકો જોઇએ એ ખબર છે ? હિંદનાં સાત લાખ ગામડાં !' અનંત સ્થિર આંખે જોઇ રહ્યો.

'અને કીર્તિ,' થોડીવાર રહીને અનંત બોલ્યો. 'આપણે સૈનિકો પણ કેવા સ્વાર્થમાં પડયા છીએ ? જેટલું દુઃખ મિત્રવિયોગનું થાય છે, તેટલું આ કંગાળ ગામડિયા વિશે થાય છે ? સાચે જ ગાંધીજીએ જ્યારે યરોડામાં ઉપવાસ કર્યા ત્યારે મારું હૈયું હચમચી ઊઠયું હતું. મને થયું કે અમને કોઈને કેમ હરિજનો માટે મરવાની તાલાવેલી નથી લાગતી ? એવું જ બીજી બધી પ્રવૃત્તિ વિષે.'

કીર્તિ અનંત સામું જોઈ રહ્યો. અનંતના મોં ઉપર પથરાયેલી વેદનાએ કીર્તિને વશ કરી લીધો. બંને ફરતાં ફરતાં જેલના ફાટક પાસે આવી પહોંચ્યા.

'અનંત...યાદ આવે છે ?' કીર્તિએ હસતાં હસતાં પૂછ્યું.

'આ કેમ ભુલાય ? ખરેખર આપણે અંદર હતા ત્યારે વધુ સુખી હતા. ત્યારે મનમાં એક પ્રકારનો સંતોષ હતો. બહાર આવ્યા પછી શાંતિ લુંટાઈ ગઈ.'

બંને મિત્રો ફાટક પાસે થોડીવાર ઊભા રહ્યા, જેલના દરવાજામાં સાતના ડંકા થયા.

'બેરેકો બંધ થતી હશે." કીર્તિ બોલ્યો.

'હા.' અનંતના મુખ ઉપર દુઃખ તરી આવ્યું.

બંનેએ મૂગા મૂગા જેલના તોતીંગ દરવાજાને જોયો અને એ હજાર માનવીને વીંટળાઇને પડેલી ઊંચી દીવાલ ઉપર એક વખત નજર ફેરવી.

'કીર્તિ, આ અમલદારોને હૃદય જ નહિ હોય!' પાછા ફરતાં અનંતે ઉદ્ગાર કાઢ્યા.

જેલનાં સ્મરણો યાદ કરતા અને જુલમોની વાત કરતાં બંને મિત્રો આશ્રમે આવ્યા.

'હવે હું જઇશ.' અનંત દરવાજા પાસે જ અટક્યો.

'જમવાનો વખત થયો છે. જમતો જ જા.' કીર્તિએ અનંતનો હાથ ઝાલી કહ્યું. અનંત તેની સાથે ચાલ્યો.

જમવાની ઘંટડી વાગતા અનંત અને કીર્તિ ભોજનાલય તરફ ગયા.

'કીર્તિ, બાપુ હતા ત્યારનો આશ્રમ અને આજનો આશ્રમ! જાણે અંદરથી આત્મા જ ચાલ્યો ગયો. હરિજનસેવાનું પવિત્ર કામ અહીં થાય છે પણ હું તો અહીં આવ્યો છું ત્યારથી દુ:ખી થઇ રહ્યો છું. કોણ જાણે મને એમ જ થયા કરે છે કે બાપુ એના આ દેહે અહી આવી શકશે?' અનંત ગળગળો થઈ ગયો. 'જોને તને નથી લાગતું, જાણે ઝાડપાન રોતાં હોય! આ બગીચો જો!' અનંતની આંખે જળજળિયાં આવી ગયાં.

કીર્તિ અનંતની અશ્રુભરી આંખ સામે ટાંપી રહ્યો.



[૧૧]

## સૈનિકનો ધર્મ

**અ**નંતે આશ્રમના વિદ્યાર્થીઓ સાથે ભોજન લીધું. કીર્તિની વિદાય લેતાં અનંત બોલ્યો:

'તારા સરનામે મારો કાગળ આવે તો રાખજે. હું આજ કાગળ લખીશ તેમાં તારું સરનામું લખવાનો છું.'

કીર્તિ દરવાજા સુધી અનંતને વળાવી આવ્યો. આછા અંધારામાં અનંત ઝડપભેર અમદાવાદ તરફ ચાલ્યો. મ્યુનિસિપાલિટીની હદ શરૂ થતાં બત્તી પાસે એક જેલના સાથી દેખાયા. અનંત ખુશ થયો. ચંદ્રશંકર પ્રત્યે અનંતને ખૂબ આદર હતો. ચંદ્રશંકર પણ અનંતને જોતાં આનંદ પામ્યા.

'અનંત, તું ક્યાંથી ?' પાસે આવતાં ચંદ્રશંકરે પ્રેમભર્યા અવાજે પૂછ્યું.

'કાલ રાત્રે અહીં આવ્યો છું. આપ ક્યારે આવ્યા ?'

'મને તો ચારેક દિવસ થયા. સવારની ગાડીમાં જવું છે.'

'અહીંથી ક્યાં ?'

'નડિયાદ. અહીં અમારે ત્યાંના આઠ દસ ખેડૂતો મિલમાં કામ કરે છે તેના માટે આવ્યો હતો.'

જરાવાર બંને મૂગા મૂગા ચાલ્યા. થોડેક આગળ નીકળી ચંદ્ર-શંકરે પૂછ્યું:

'હમણાં તું ક્યાં છો ?'

'રામપુર.'

'શાબ્બાશ, બીજું કોણ છે ?'

'વિનુ અને એક વિદ્યાર્થી છે.'

'કેમ, મઝા પડે છે ને ?'

'હા, મઝા જરા ઓછી થઇ ગઇ હતી એટલે ફરવા નીકળ્યો છું. દશબાર દિવસમાં પાછો પહોંચી જઇશ.'

'અહીંથી ક્યાં જવાનો છો ?'

'હજી બે'ક દિવસ અહીં રહીશ પછી મુંબઇ જવું છે.'

'ત્યાં તો ઘણા ભાઇબંધો મળશે.'

'એ બધાને મળવા જ જાઉં છું. ચંદ્રભાઇ, રામપુરમાં છેલ્લા કેટલાય દિવસ થયાં મન ડામાડોળ રહ્યા કરતું હતું.'

'કામમાં મુશ્કેલીઓ ઊભી થતી હતી ?'

'ના, ના. મનમાં જ મુશ્કેલીઓ ઊભી થતી હતી. ઘણી વાર શંકા થયા કરે; 'આમ કાંઇ સ્વરાજ મળશે ?' વળી એમ પણ થાય કે 'લડતમાં હતા તેમાંના ઘણાખરા આજ કેમ ધંધે વળગી ગયા હશે ?' અને ઘણા વિચારો આવ્યા કરે, છેવટ થયું કે એક વખત બહાર નીકળી બધું જોઇ આવવા દે.'

'ગામલોકોનો તો તમારા તરફ સહકાર છે ને ?'

'ખૂબ. ભાગ્યે જ બીજે કોઇ ઠેકાણે આટલી સફળતા મળી હશે.'

'લડતમાં તું કયા ગામમાં હતો ?'

'લડતમાં રામપુરમાં જ. ત્રણ વખત રામપુરમાંથી પકડાયો છું.'

'ત્યારે તો તેં બરાબર ગામ પસંદ કર્યું. અનંત, આપણે લોકોને કહ્યા કરતા હતા કે સ્વરાજ માટે ફના થઈ જશું. લોકોમાં તો આજ જોર નથી રહ્યું પણ આપણને જુએ છે એટલે એને લાગે છે કે આ લોકો સાચા હતા. પાણી ઊતરી ગયાં પણ એ ઘેર પાછા નથી ગયા. તું ને વિનુ આખર સુધી ત્યાં જ રહેજો.'

'હવે તો રામપુરમાં જ.' અનંત બોલ્યો.

બંને એલીસબ્રીજ નજીક આવી પહોંચ્યા.

'પણ તમારે તો ખૂબ મુશ્કેલી આવતી હશે?' થોડીવાર રહી અનંત બોલ્યો.

'કેમ ?'

'લડતનો રંગ તો તમારી બાજુ જ હતો ને! ફનાફાતિયા થઈ ગયેલા લોકો આજે આપણા તરફ કેવી દૃષ્ટિએ જુએ છે ?'

'લોકોનો સદ્ભાવ તો એવો જ છે. પણ અનંત ! એમની સ્થિતિ જોતાં આંખમાં પાણી આવે છે. કેટલાક ખેડૂતો સાફ થઈ ગયા. જેને ત્યાં છાકમછોળ હતી એના છોકરાને આજ કયાંય ધંધો નથી મળતો. જમીન, ઘરબાર, માલમિલકત ગુમાવી બેઠેલા અમારા પ્રદેશના ખેડૂતોનો હું જ્યારે વિચાર કરું છું ત્યારે મારું દેસસેવાનું અભિમાન ગળી જાય છે. કોઈ કોઈ થાકયા છે. કયારેક દીધેલા આપભોગ માટે અફસોસ પણ કરે છે પણ ઘણાખરા છાતી કઠણ કરીને બેઠા છે, એમની આંખમાં આંસુ નથી તેમ મોં ઉપર ઉલ્લાસ પણ નથી. એમને જોતાં હું સમસમી ઊઠું છું.'

'સાચો ત્યાગ તો એમનો જ હતો.' અનંત ભક્તિપૂર્વક બોલ્યો.

'એમનો જ ત્યાગ હતો. આપણે શું ગુમાવ્યું છે? હું જ્યારે આજે બેકાર બની રખડતા અને આગેવાનોને ગાળો દેતા સૈનિકોનો ખ્યાલ કરું છું ત્યારે મને થાય છે કે એક વખત એમને અહીંનાં ઉજ્જડ થયેલાં કુટુંબો બતાવું. એક વખત અહીંના માતબર પટેલને ઉભડિયા તરીકે કામ કરતો બતાવું. એક વખત ભીષણ શાંતિ ધારણ કરીને બેઠેલા સાચા ત્યાગવીરનાં દર્શન કરાવું. આપણા શહેરના સૈનિકો પોતાના આપભોગના, જેલના, મારના વખાણ કરતા થાકતા નથી અને 'અમને કોઇ મદદ કરતું નથી.' એવો પોકાર કરે છે. તેઓ એક વખત અહીંની સ્થિતિ જુએ તો સમજી જાય કે યુદ્ધને અંતે આવી સ્થિતિ હોય જ.'

એલીસબ્રીજ વટાવી વિકટોરિયા ગાર્ડન પાસે પહોંચતાં ચંદ્રશંકર અટકયા. એમને ત્યાંથી જુદા પડવાનું હતું.

'ઠીક અનંત, કયારેક ખેડા જીલ્લો જોવા પણ આવી જજે.'

'જરૂર આવીશ. મુંબઇથી પાછા ફરતાં ત્યાં ઊતરવું છે.'

'તને ત્યાં ઘણું જાણવાનું અને જોવાનું મળશે. આ ઘોર નિરાશામાં પણ તું જોઇશ કે દેશના સદ્‌ભાગ્યે આ સ્થિતિમાં પણ સેંકડો સાચા સેવકો જ્યાં ત્યાં આસન જમાવીને બેસી ગયા છે.' ચંદ્રશંકરે અનંતના ખભા ઉપર હાથ મૂકયા અને આગળ બોલ્યા, 'કો'ક દિવસ એમનું કામ જ દેખાવાનું છે. દેશની ભોળી પ્રજા એમના ઉપર જ વિશ્વાસ મૂકશે. જીવનભર એક જ ધ્યેયની સાધના કરનારને પ્રજા ઓળખશે અને પોતાનું સર્વસ્વ એના પાસે જ ધરશે. અનંત! તમે રામપુર છોડતા નહિ. 'એક ગામડાથી શું થશે?' એવો વિચાર કરતા નહિ. સેવકો મળે તો કાર્યવિસ્તાર કરજો પણ જે ગામ હાથમાં લ્યો ત્યાં પ્રાણ નિચોવજો. આપણે ભાંગીને ઢગલો થયેલા દેશને ઊભો કરવો છે એ સતત યાદ રાખજો.'

અનંત ચંદ્રશંકરની વાતથી હર્ષ પામ્યો.

'મેં તો મારું સર્વસ્વ ચરણે મૂક્યું છે. ચંદ્રભાઇ, હું કદી પાછો નહિ પડું.'

'તો કો'ક દિવસ તમારી વિખરાયેલી છાવણી પાછી રચાશે. અને ગામડાંનું દુઃખદારિદ્રય ફેડવાના રચનાત્મક કાર્યમાં લાગી જશે. તમે દોડાદોડ કરશો કે મિત્રોને સમજાવવા બેસશો તો કોઇ નહિ સમજે. તમારું કામ જ લોહચુંબક સમું નીવડશે. સાચું જીવન જીવવા ઇચ્છનારને એ માર્ગે આવ્યા વિના છૂટકો નથી. સાત લાખ ગામડાંને અંધારાંમાં રાખી મુંબઇ, કલકત્તા કે અમદાવાદ સ્વરાજની લડત નહિ લડી શકે. એટલે સ્વરાજનો પાયો પૂરવા, દેશની ગરીબી ફેડવા આપણાં જેવાએ ગામડાંમાં દટાવું પડશે. ગામડાંમાં આપણને છાપાં નહિ મળે, પુસ્તકો નહિ મળે, દેશપરદેશનું જ્ઞાન નહિ મળે, કલાસાહિત્યનો સહવાસ નહિ મળે પણ કરોડો માણસોને એમાંનું કાંઇ નહિ માત્ર જીવન પણ આપણે આપવા ઇચ્છતા હોઇએ તો હજારો જુવાનોએ સ્વેચ્છાએ એ બધી ઇચ્છાઓ છોડવી પડશે. શહેરમાં આવતાં, ત્યાંના જુવાનોને મળતાં આપણે ઘણીવાર અજ્ઞાન જેવા લાગશું પણ એથી શરમાવું નહિ. આપણે જેમ ભૂખે મરતાને માટે દોલતનો ત્યાગ કરીએ, દુઃખીઓના માટે સુખનો ત્યાગ કરીએ તેમ જ ભયંકર અજ્ઞાનમાં પડેલાં અને બધાં પ્રકારનાં દુઃખમાં ડૂબેલાંના માટે જ્ઞાનનો ત્યાગ કર્યો છે એમ માની સંતોષ લઇએ.'

'પણ આપણે જગતના પ્રવાહથી અજાણ્યા રહ્યું કેમ પાલવશે ?' અનંતે પૂછ્યું.

'જ્યાંસુધી જગતના પ્રવાહોને ગામડાંમાં પહોંચાડવાની સગવડ ન થાય ત્યાંસુધી અજાણ્યા રહેવું જ પડશે. મને ઘણીવાર થાય છે કે આપણે ગામડાંમાં બેઠેલા બધા એકત્ર થઇ એક સંઘ બાંધીએ

અને કોઈને કોઈ વ્યવસ્થા દ્વારા એકબીજાની પરિસ્થિતિથી વાકેફ રહીએ. ઉપરાંત બધા ગ્રામસેવકો માટે દેશના અને જગતના પ્રવાહો જાણવામાં ઉપયોગી થાય એટલા અભ્યાસનો પણ પ્રબંધ કરવો જોઈએ; પણ એવું ન થાય ત્યાંસુધી આપણે થોભવાનું નથી. આપણી મેળે અભ્યાસ કરી શકીએ તો જરૂર કરીએ પણ એવા અભ્યાસને માટે જીવનના પરમ કર્તવ્યનો ભોગ તો ન જ અપાય. અનંત! જેલમાં મેં જોયું હતું અને બહાર આવ્યા પછી પણ હું જોઉં છું કે આજે અભ્યાસનો પવન વાયો છે. પણ એ પવન જુદા માર્ગે છે. અભ્યાસનો અર્થ જ પુસ્તકોનું વચન થઈ રહ્યો છે. પુસ્તકોનું વાંચન આવશ્યક છે પણ આજુબાજુની પરિસ્થિતિનું અવલોકન અતિ આવશ્યક છે. શા માટે કોઈને એવી ઇચ્છા નથી થતી કે કોઈ તાલુકા કે પ્રદેશનો બધી દૃષ્ટિએ અભ્યાસ કરે? શા માટે કોઈ સમસ્ત ગૂજરાતનાં ગામડાં ફરવાનું પસંદ નથી કરતા? શા માટે કોઈ બાવાઓની જમાતોનો, ચોરીનો ધંધો કરતા ચુંવાળિયાનો, રાજપુતી ગુમાવી બેઠેલા રજપૂતોનો, ગામેગામ ફરતી ટોળીઓનો, વાઘરીઓનો અને એવી એવી જાતોનો અભ્યાસ નથી કરતા?'

અનંત ચંદ્રશંકરના વાણીપ્રવાહમાં તણાવા લાગ્યો. એના મનમાં ઊઠતી શંકાઓને સમજી ગયા હોય ને જવાબ આપતા હોય એમ ચંદ્રશંકર બોલ્યે જતા હતા.

'આપણા જુવાનો તો પરદેશના સાહિત્યમાંથી ગુલામી ફેડવાનો કોઈ ઇલમ શોધતા હોય, તેમ વાંચવામાં મશગૂલ રહે છે. ગુલામી ફેડવાનો ઇલમ આપણું રાજતંત્ર અને પ્રજાતંત્ર સમજવામાં અને સમજ્યા પછી એક ક્ષણના વિલંબ વિના અમલ કરવામાં રહ્યો છે. આજ તો વાંચન અને ચર્ચા, ચર્ચા અને વળી વાંચન એમ ચાલ્યા જ કરે છે. કર્તૃત્વશક્તિ જ ઓછી થઈ ગઈ છે. તમે વાંચજો; વંચાય તેટલું વાંચજો પણ એનો ઉપયોગ રામપુરમાં ન મળી શકતો હોય તો ભેજામાં કચરો ભર્યો છે એમ માનજો. હિંદ, હિંદની વિશિષ્ટ સંસ્કૃતિ,

એનાં સાત લાખ ગામડાં અને કંગાળ તેમ જ અજ્ઞાન માનવસમાજને ખ્યાલમાં રાખીને વાંચજો. આપણી કાર્યશક્તિને વેગ મળે અને આપણી જબાનમાં અજબ જોર આવે એવું વાંચજો.'

ત્યાંથી જુદા પડવાનું છે અને રાત જામતી જાય છે એવો ખ્યાલ આવતાં ચંદ્રશંકર અટક્યા.

'મક્કમ રહેજો, ખૂબ વિચારો કરજો પણ આચારમાં મોળા ન પડજો.' ચંદ્રશંકરે જવાની તૈયારી બતાવી.

'આપ એક વખત રામપુર ન આવો ?' અનંતે પૂછ્યું.

'તું ખેડા આવ પછી જોશું. ઠીક અનંત, તું યે થાકી ગયો હોઇશ. હવે ખેડા જરૂર હો ?' ચંદ્રશંકરે અનંતના ખભા હલાવ્યા અને સ્મિત કરતાં ચાલવા માંડ્યું.

અનંત પોતાને માર્ગે વળ્યો. ચંદ્રશંકર દેખાયા ત્યાંસુધી અનંતે એ બાજુ નજર ફેરવ્યા કરી.



[ ૧૨ ]

## સુમન

અનંતને વળાવ્યા પછી સુમન ભારે હૈયે પાછો વળ્યો. એક જ દિવસમાં અનંતે એને વશ કરી લીધો હતો. અનંતથી વિખૂટા પડતાં એને લાગી આવ્યું. સવારના સાડાચાર વાગે ભાવનગરના શાંત રસ્તા ઉપર માથું નીચું ઢાળીને અનંતના વિચારો કરતો સુમન પોતાના ઘર ભણી ચાલવા લાગ્યો. પોતે ક્યાં જઇ પડ્યો છે એના ખ્યાલમાં એકલો એકલો શરમાવા લાગ્યો. લડતમાં જતાં પહેલાં જે મનોમંથન ભોગવ્યું હતું તે યાદ આવ્યું. તે દિવસે યુદ્ધ એ જ ધર્મ એવું માનતો, સગાંઓને અને પોતાની જાતને સમજાવવાને જે દલીલો કરી હતી તે તાજી થઇ.

સુમન વધુ ને વધુ શરમાવા લાગ્યો. એક વાત અનંતથી છુપાવી હતી તેની શરમ સૌથી વિશેષ હતી. જેલમાંથી છૂટયા પછી બે મહિને સુમનના લગ્ન થયાં હતાં અને અત્યારે ચંદ્રા સુવાવડ માટે એને પિયર ગઈ હતી એ વાત કહેવાને સુમનની જીભ જ ન ઊપડી. એને એમ જ થયું કે ઊકળી રહેલો અનંત એ સાંભળીને તો પ્રજળી ઊઠશે. અનંતના એક દિવસના સહવાસે સુમનને પલટાવી નાખ્યો હતો. એ જ ક્ષણે રામપુર દોડયા જવાનું એને મન હતું પણ ચંદ્રાનું શું ? એક મહિના પહેલા જ ગુલામ હિંદુસ્તાનનું ફરજંદ બનેલા અનિલનું શું ? એટલે સુમને મનને રોકયું, એકાદ મહિનામાં માર્ગ મળી આવશે એ

ખ્યાલથી વિચારવા માટે વખત માગ્યો અને કાન્તા આવે તો ચંદ્રને ખેંચી શકાય એ આશાએ 'કાન્તા આવશે તો જરૂર આવીશ' એમ કહ્યું.

સુમનને અનંત નિખાલસ લાગ્યો. અનંતને બધું કહી દેવું જોઈતું હતું અને એની સલાહ માગવી જોઈતી હતી એમ લાગ્યું. સુમન રસ્તા ઉપર ઊભો રહી ગયો. એક ક્ષણ વિચાર કરી વળી આગળ વધ્યો. કાન્તાને મળવા ઇચ્છા થઈ. કાન્તા બહાદુર લાગવા માંડી. 'કાન્તા અને અનંત પરણે તો?' વળી વિચાર આવ્યો. અનંતની ગંભીર મુખમુદ્રા આંખ આગળ ખડી થઈ. વિચાર શમી ગયો.

રસ્તામાં પીલગર્ડન આવતાં સુમન અંદર ગયો. કોઈ કોઈ વહેલા ફરવા આવનાર આવ્યા હતા. સુમને પાએક કલાક સવારની ખુશનુમા હવા લીધી અને પછી એક બાજુ એકાંત શોધી બાંકડા ઉપર બેઠો. એના મનની બધી બાજી અનંતે ઉથલાવી નાખી હતી એટલે સુમનને ભારે અશાંતિ લાગતી હતી. હવે તો કાંઈક પરિવર્તન થાય તો જ આ તોફાન શમે એમ સુમનને લાગવા માંડ્યું.

સુમન ચોવીસ વર્ષનો જુવાન હતો, '૩૦ની લડતમાં જોડાયો ત્યારે અઢાર વર્ષનો કુમાર હતો. લડાઈનાં પાંચ વરસ એ બહાદુરીપૂર્વક જીવ્યો હતો. એના સૈનિકજીવનમાં એક પણ પ્રસંગ શરમાવા જેવો નહોતો. અહિંસક યુદ્ધના સિપાહીને શોભે એમ એ જેલમાંથી છૂટયા પછી પણ રાષ્ટ્રની નવરચનાના કામમાં જ લાગી જતો હતો. છાવણીમાં પડયા રહેનારા સૈનિકોને એ હમેશ કહેતો હતો કે 'આપણે ભાડૂતી સિપાહી નથી કે આક્રમણાત્મક લડાઈ ન જાગે ત્યાંસુધી બેસી રહીએ.' સુમને ભાવનગરમાં લેન્સર્સની છાવણી જોઈ હતી. એને હમેશ થતું કે, 'આ તે જીવતા માનવી છે કે માનવસંહાર અર્થે રચેલી જીવતી મશીનગનો છે? જ્યારે ભયાનક શસ્ત્રયુદ્ધ જાગે ત્યારે જ આ સિપાહીઓને કામ, ત્યાંસુધી ખાવું પીવું ને બે વખત પરેડ કરવી!

માનવશક્તિનો આ દુર્વ્યય નથી?' સુમનના નાના મગજમાં આ પ્રશ્નો ઊઠતા અને અણઊકલ્યા શમી જતા. છાવણીના દિવસોમાં એ પ્રશ્નો પોતાની જાત માટે જ ઊભા થયા. સુમન જ્યાં એક દિવસ પણ રહેતો ત્યાં કાંઈકને કાંઈક સ્થૂળ સેવા તો કરતો જ. કંઈ ન થઈ શકે એવું હોય તો છેવટ હરિજનવાસમાં કલાક બે કલાક બેસી આવતો અને પોતાની જાતિ વતી પ્રાયશ્ચિત્ત કરતો હોય એવા ખ્યાલે શાંતિ અનુભવતો.

જેલમાં પણ એ પોતાના કામ અને અભ્યાસ ઉપરાંત જેના જેના પ્રસંગમાં આવતો તેની સેવા કરવાનું ચૂકતો નહિ. જેલ એ હિંદની દુનિયા–જેના માટે પોતે લડી રહ્યો છે તે–નો જ એક ભાગ છે એ સુમન વીસરતો નહિ. માંદાની માવજતનું કામ હોય કે કોઈ નબળાની 'વરધી' પૂરી કરવાની હોય, કોઈ અભણને ભણાવવાનું હોય કે કોઈ દુઃખિયાને દિલાસો આપવાનો હોય–સુમન એમાં પહેલો જ રહેતો.

સુમને લડતનાં વર્ષોમાં અનંત અને વિનુ જેવાં જ સ્વપ્નાંઓ સેવ્યાં હતાં. પોતાની આખી જિંદગી રાષ્ટ્રને અર્પણ થઈ ચૂકી છે એમ એ માનતો હતો પણ એના જીવનને કૌટુંબિક મુશ્કેલીઓએ ભરડો લીધો હતો તેનો એને પૂરો ખ્યાલ નહોતો. સદ્‌ભાવનામાં રાચતા સુમન સામે લડાઈનું પૂર શમી જતાં મુશ્કેલીઓ દેખાવા લાગી. ત્યારે સુમન હિંમત હારી બેઠો અને નાતાકાત બની સમાજની ઘરેડમાં ચાલવાનું તેણે કબૂલ કરી લીધું.

સુમનના પિતા સુમનને છ વરસનો મૂકીને અવસાન પામ્યા હતા. સુમન એની માતાનો એકનો એક આશાદીપક હતો. સુમનના પિતા અને કાકા સાથે રહેતા. સંયુક્ત કુટુંબ હતું. દોલતમંદ હતા એટલે એ રીતે ચિંતા જેવું નહોતું. પણ સુમનના પિતા ગયા પછી એની માતા પોતાને જ ઓશિયાળા જેવી લાગતી હતી. કાકાની ઠીક લાગણી હતી છતાં એને એમ હતું કે, સુમન મોટો થાય; કમાતો થાય અને ઘર બાંધે એટલે જુદાં જઈને રહેવું!' આ ગણતરીએ સુમન બાર વરસનો થયો ત્યારે એનું સગપણ કરી નાખેલું. સુમન

મેટ્રીક થઇને કૉલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારે એને લડાઇની હવા સ્પર્શી. માતા પાસે એણે વાત મૂકી. માતાએ અને કાકાએ સુમનને ખૂબ સમજાવ્યો. સગાંઓએ સમજાવવામાં બાકી ન રાખી પણ સુમન કોઇને વશ ન રહ્યો. એક દિવસ સાંજની ગાડીમાં એ રામપુર ભાગી ગયો. સુમને પાછળથી જાણ્યું કે એના ગયા પછી માતાએ ચાર દિવસ ઉપવાસ ખેંચ્યા અને માથાં પછાડવામાં મણા ન રાખી. પણ ત્યારે સુમનને એમ જ લાગતું હતું કે માતા ને ભારતમાતા બેય માથાં પછાડે છે. મારો ધર્મ ભારતમાતાને બચાવવાનો છે. એ એક બચશે તો કરોડો માતાઓ અને પુત્રો સલામત રહેશે.

કારમો જખમ પણ સહી જાય તેમ માતાને ધીમે ધીમે સુમનના વિયોગનું દુ:ખ ઓછું થવા લાગ્યું. સુમન દરેક વખતે જેલમાંથી છૂટયા પછી ઘેર આવતો અને માતાને આશ્વાસન આપતો કે, 'લડાઇ પૂરી થાય પછી તું કહીશ તેમ કરીશ.' માતા હમેશ લડાઇ પૂરી થવાની આતુર હૃદયે રાહ જોયા કરતી. લાંબાં ચાર વરસ પછી લડાઇ પૂરી થઈ. સુમન પરાજયની શરમ અને દુ:ખ લઈ ઘેર આવ્યો. માતાને મન એ વિજયની ઘડી હતી. એનો હરખ ઊભરાતો હતો. સુમન પોતાની મનોવ્યથા કે મનોરથો પ્રગટ કરે તે પહેલાં તો માતાએ પોતાનાં આંસુથી અને હર્ષથી સુમનને મૂંઝવી દીધો અને સુમનના હૃદયવજ્રને ગાળી નાખ્યું.

બે મહિના પછી સુમન પરણ્યો. માતા નિશ્ચિંત થઇ. એને થયું કે હવે સુમનને રોકનાર આવી ગયું; મારે માથાં નહિ પછાડવાં પડે. સુમને પરણ્યા પછી ઘરના નાના મોટા પ્રશ્નોમાં રસ લેવા માંડયો અને પહેલાં જે પ્રશ્નોને પોતે તુચ્છ સમજતો તે હવે મહત્ત્વના લાગવા માંડયા.

દિવસો વીતતા ગયા તેમ એને લાગવા માંડયું, અથવા આજુબાજુની પરિસ્થિતિએ એને લગાડયું કે 'કમાવું જોઈએ.' પ્રમાણિક નોકરી–ધંધો શોધવામાં જેમ જેમ નિષ્ફળતા મળતી ગઇ તેમ તેમ એને લાગતું

ગયું કે 'મારે આ શક્તિ મેળવવી જ જોઇએ.' અને સગાંવહાલાં એમ કહેવા લાગ્યાં કે 'લડાઇમાં તો પારકા રોટલે દિવસો કાઢ્યા. હવે કમાઇ દેખાડો તો ખરા કહીએ !' સુમન બુદ્ધિશાળી હતો. કામ કરવાની દાનત પણ હતી, પણ લડતના સંસ્કારે એનામાં પ્રમાણિકતા પ્રગટાવી હતી એટલે એને એકે ય ધંધો રૂચતો નહતો.

કાકાએ પહેલેથી જ સુમનને કહ્યું હતું કે રેવન્યુખાતામાં નોકરી અપાવી દઉં, પણ સુમનનું મન માનતું નહોતું. જે રાજ સામે એના મનમા પ્રચંડ વિરોધ ભર્યો હતો તેની ગુલામી કેમ થાય ? પ્રજાતંત્રનાં સ્વપ્નાં સેવતા સુમનને એ નોકરીનો વિચાર પણ અળખામણો લાગતો હતો. પણ સુમન આખરે હારી ગયો. લગભગ સવા વરસ એ રખડયો. જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ એનું હૃદયબળ ઓછું થવા લાગ્યું. ધીમે ધીમે એના ક્રાંતિકારી વિચારો એને તરંગા જેવા લાગવા માંડયા. એને એમ પણ થયું કે અમને દુનિયાનો સાચો ખ્યાલ જ નથી. જીવવું હોય તો કેવળ પ્રમાણિકતાથી–સચ્ચાઇથી જીવી જ ન શકાય. ડગલે ને પગલે માંડવાળ કરવી જ જોઇએ.

ચંદ્રા બહુ ભણેલી નહિ પણ સંસ્કારી અને પ્રેમાળ હતી. એ સુમનને હમેશ કહ્યા કરતી કે 'તમે કામ ઉપર ચડી જાવ તો આપણું માન વધે' અને ધીમે ધીમે સુમનને પણ એમ લાગવા માંડ્યું હતું કે ઠીક ઠીક કમાતા હોઇએ તો જ માનભેર જીવી શકાય.

સુમને થાકીને કાકાને હા પાડી અને કાકાએ આઠેક દિવસમાં ગોઠવી દેવાનું વચન આપ્યું, ત્યાં અનંત આવ્યો. અનંતે સુમનને ભર ઊંઘમાંથી જગાડી દીધો. જીવનના બધા પ્રદેશમાં છવાતા જતા અંધકાર અને નિરાશાને નિવારવા અનંતે સુમનની પ્રાણશક્તિ જાગૃત કરી દીધી. સુમનની આંખો ઊઘડી કે તરત એને છેલ્લા દોઢ વર્ષની પોતાની હજારો નબળાઇઓ સાલવા લાગી. પોતાની જીવનદૃષ્ટિ જ બદલાઇ ગઇ હતી એમ એ સમજી ગયો. લોકોએ આપેલી દૃષ્ટિએ

પોતે જોતો હતો. લોકોએ નક્કી કરેલાં કાટલે પોતે બધું તોળતો હતો, લોકોએ ચોક્કસ કરેલાં ધોરણે પ્રતિષ્ઠા ને માનમરતબો પોતે વિચારતો હતો એમ સમજાતાં જ સુમનને જીવન ભારે લાગવા માંડ્યું. પોતે દોઢ વરસ સુધી બુદ્ધિને ગીરો મૂકી, ન દેખાય એવી ગુલામી સેવી હતી એમ એને લાગી ગયું.

સુમન પીલગાર્ડનમાં નવ વાગ્યા સુધી બેઠો. લગભગ ચાર કલાક એણે વિચારોમાં ગાળ્યા. આશ્ચર્ય પામતો, દુઃખ અનુભવતો સુમન અનંતને સંભારી સંભારી નમન કરવા લાગ્યો અને પોતાની જાત માટે વધુ ને વધુ લજ્જા અનુભવવા લાગ્યો.



## [ ૧૩ ]

# મીઠાશ ઊડી ગઇ

સુમન ત્યાંથી ઊઠ્યો અને સીધો ઘેર ગયો. ઘેર જઈ જોયું તો બાને ચિંતા થવા માંડી હતી. બાએ કહ્યું: 'અમને થયું, વળી એના ભેળો તો નહિ ચાલ્યો ગયો હોય!' સુમને જવાબ ન આપ્યો. માતાના ઉલ્લાસભર્યા મુખ સામે તાકી રહ્યો.

'સુમન, તું તો હજી નાહ્યોય નથી કાં? ચા લાવું?' બાએ હેતથી પૂછ્યું.

'હવે હું ચા નથી પીવાનો.' સુમને ધીમેથી જવાબ આપ્યો.

'કેમ?' માના મુખ ઉપર ચિંતા તરી આવી.

'અમસ્થો, દૂધ ગરમ થયું હોય તો લાવો.' કહી સુમન હિંડોળા ઉપર બેઠો.

બા અંદર જઈ દૂધનો કપ ભરી આવ્યાં.

'અંદર ખાંડ નાખી છે?' સુમને પૂછ્યું.

'હા.' બા એના સામું જોઇ રહ્યાં.

'હું આજથી ખાંડ નથી ખાવાનો. બીજું દૂધ હોય તો વાટકામાં લઇ આવોને!' સુમન મૂંઝાતાં મૂંઝાતાં બોલ્યો.

'પણ શું કામ?'

'કાંઇ નહિ. હ્યે દૂધ લઈ આવો તો હું પી લઉં. વળી મારે બહાર જવું છે.'

બા આશ્ચર્ય પામતાં દૂધ લઇને આવ્યાં. સુમને મૂંગે મોઢે દૂધ પી લીધું. બાની આંખોમાં એણે ચિંતા વાંચી, પણ શાંત જ રહ્યો. થોડી વારે ઊઠી બહાર જવા તૈયાર થયો.

'ક્યારે આવીશ?' બાએ પૂછ્યું.

'લગભગ બાર વાગ્યે.' સુમન જરા ઊભો રહ્યો. 'હં, બા! કાકા આવે તો કહેજો કે નોકરીનું નક્કી ન કરે.'

'પણ તું વાત તો કર. આ બધું શું છે?' બા સુમનની પાસે આવ્યાં.

'કાંઈ નથી.'

'આજ તને ઠીક નથી? તારું મોં કેમ લેવાઇ ગયું છે?' બાએ નજીક આવી સુમનના ગાલે હાથ ફેરવ્યો.

'ના, ના. મને કાંઈ નથી.' સુમનનો કંઠ ભારે થઈ ગયો. વધુ બોલતાં રડી પડાશે એમ લાગતાં સુમન નીચે ઊતરી ચાલતો થયો.

બા ચિંતાતુર નયને સુમનને જોઈ રહ્યાં.

સુમન સીધો કાન્તાને ત્યાં ગયો. બારણા પાસે આવતાં કાન્તાના પિતાનો અવાજ સંભળાયો. સુમન થંભી ગયો.

'મારા ઘરમાં આ તોફાન નહિ ચાલે.' કાન્તાના પિતા ગાજતા હતા. 'મારે દુનિયામાં જીવવું છે, બાવા થઈને રામપુરમાં નથી બેસવું. તને ખબર છે, આખું ગામ તારી કેવી વાતો કરે છે? સ્વરાજ લેનારાં નીકળ્યાં છો! માબાપને દુઃખી કરવાથી સ્વરાજ મળતું હશે! મર્યાદા મૂકી ગમે તેના સાથે રખડવાથી સ્વરાજ મળતું હશે!'

સુમનને વધુ ઊભા રહેવું ઠીક ન લાગ્યું. રસ્તે ચાલતાં લોકો સુમન તરફ કુતૂહલથી જોતાં હતાં એટલે સુમન પાછો ફર્યો. આટલા ઉપરથી

એ બધા ભેદ પામી ગયા. કાન્તાના વિચારો કરતો ઘેર આવ્યો ત્યારે કાકા ઘેર આવી ગયા હતા.

સુમનના કાકાની ઉમર લગભગ પિસ્તાલીસ વર્ષની હતી. તેઓ રૂનો વેપાર–વેપાર નહિ પણ સટ્ટો–કરતા હતા. એમણે સુમનને જાણી જોઈને પોતાના ધંધામાં નહોતો જોડ્યો. એમને લાગતું હતું કે સુમન સાચખોટનું પૂછડું પકડી રાખશે અને ધંધામાં ખત્તા ખાશે એટલે એમણે સુમન માટે નોકરી જ શોધી રાખી હતી. બહારથી આવતાં સુમનની બાએ એમને આજના પરિવર્તનની વાત કરી ત્યારે એ બોલ્યા: 'મને તો એ છોકરો આવ્યો ત્યારથી જ ખબર હતી કે સુમનને પાછો ભગાડશે, તમે સાંભળતાં નહોતાં કે એ કેવી કેવી વાતો કરતો હતો ? આપણો સુમન તો અક્કલ વગરનો છે.'

સુમન ઘરમાં આવીને બેઠા એટલે કાકાએ કહ્યું:

'કેમ, હજી ગામમાં આંટા મારવા છે ?'

સુમન સમજી ગયો. એણે કશો જવાબ ન આપ્યો.

'દોઢ વરસ રખડ્યો છતાં હજી ધરવ નથી થયો કાંઈ નોકરી નહિ કરો તો કરશો શું ?'

'ગમે તે કરીશ.' સુમને બેપરવાઈથી જવાબ આપ્યો.

'ગમે તે કરીશ ?' કાકાએ ફરીને શબ્દો ઉચ્ચાર્યા. 'અમે જોયું નહિ કે દોઢ વર્ષમાં શું કર્યું ? આવડત તો દોકડાભારની નથી અને અભિમાનમાં જ તાગડો જ્યો છો. આ. તો ઠીક છે કે કાકાનું ઘર છે ને બાપા થોડી મિલકત મૂકી ગયા છે, નહિ તો ઠેરઠેર ભીખ માગવા જાઓ તોય પૂરું ન થાય.'

સુમન સળગી ગયો–એણે બા સામે જોયું તો એમની આંખો ભીની હતી.

'સાચું કીએ છે. કામ તો કરવું જ જોઈએ, ને હવે તું કાંઈ નાનો છો!' બા દુઃખાતા અવાજે બોલ્યાં.

'પણ હું કામની ક્યાં ના પાડું છું?'

'તો શેની ના પાડે છે?' કાકા તાડૂક્યા.

'મારે તમારી સાથે વાત જ નથી કરવી.' સુમને રોષમાં જવાબ આપ્યો.

કાકાએ ભવાં ચડાવ્યાં: 'તારા બાપનું મોં આડું આવે છે, નહિ તો એક દિવસે ઊભા રહેવા ન દઉં.'

સુમન સમસમી ગયો. મોં લાલચોળ થઈ ગયું. ઊઠીને બહાર જવા તૈયાર થયો. બા આડાં ફર્યાં.

'જવા દો. જોઈએ તો ખરા, ક્યાં જાય છે? હવે છાવણી નથી તો! અને વહુનેય ભેગી લઈ જવી પડશે ને?' કાકા બોલ્યા.

'મારે અહીં નથી રહેવું.' સુમન બાના હાથ છોડાવવા લાગ્યો.

'એવું થાય? લે હવે જમવા બેસ.' બાએ સુમનને નીચે બેસાર્યો.

કાકા વધુ ન બોલ્યા; અંદર જઈ, હાથ ધોઈ, જમવા બેસી ગયા. સુમન લમણે હાથ દઈ ત્યાં બેસી રહ્યો. બા સામે બેઠાં.

'બા!' સુમન ધીમેથી બોલ્યો. 'આપણે આ ઘરમાં નથી રહેવું.'

'તો ક્યાં જશું? તું ક્યાંક કામે ચડી જા તો અબઘડી જુદાં થઈ જઈએ. તારા બાપના પૈસા છે પણ એમ તુરતમાં કાકા શેના કાઢશે? ચાર જીવનું પેટ તો ભરવું જોશે ને?'

સુમન વિચારમાં પડી ગયો. પોતે પરણવામાં મોટી ભૂલ કરી છે એમ તેને આજ લાગવા માંડ્યું. બાને કંઈ પણ જવાબ આપ્યા વિના સુમન મૂંગો બેસી રહ્યો. બા ધીમે રહીને એને વિચારમાં મૂકી ઘરમાં ચાલ્યાં ગયાં.

'કમાવું તો જોઇએ જ.' સુમનને થવા લાગ્યું. 'અત્યારે જુદો થઇ ને ક્યાં જાઉં ? એક મહિનાનું અનાજ લેવાના કે નાની ઓરડીનું ભાડું ચૂકવવાના પણ મારી પાસે પૈસા ક્યાં છે ?' સુમન મૂંઝાવા લાગ્યો. 'મિત્રો પાસેથી ઉછીના લઉં ? કંઇ સરસામાન વેચું ? ચંદ્રાના ઘરેણાં ગીરો મૂકું ? ના ના, એમાં તો મારી નબળાઈ છે; હું ચોવીસ વર્ષનો જુવાન છું; હાથ, પગ ને મગજ સલામત છે; મને રોટલો નહિ મળી શકે ?...પણ ચાર માણસો ! બા, ચંદ્રા, હું અને હવે અનિલ.' વિચારમાં ગોથાં ખાવા લાગ્યો, 'અનિલની શી જરૂર હતી ?—પણ એમ તો ચંદ્રાનીયે શી જરૂર હતી...? જવા દો. મારે કંઈક કરવું જોઇએ. નોકરી તો નહિ થાય. સાચજૂઠનો વેપાર પણ નહિ. ત્યારે ?...મજૂરી કરું !' અંતરમાં પ્રકાશ થયો હોય એવું લાગવા માંડ્યું. 'મારાથી થઈ શકશે ?' અજાણતાં કાંડા ઉપર નજર પડી અને મુઠ્ઠીઓ વળાઈ ગઈ.

'ભાઈ, ચાલ તારી થાળી પીરસી છે.' બાએ આવીને કહ્યું.

સુમનને જમવાનું મન નહોતું પણ બા સામે જોતાં પીગળી ગયો. કાકા જમીને બહાર ગયા. સુમન જમવા બેઠો. તે દિવસ કાંઈ પર્વ જેવું હતું એટલે મિષ્ટાન્ન બનાવ્યુ હતું. સુમન ખાટલા ઉપર પડેલા મોટા ખુમચાને જોઈ રહ્યો. સ્વાદિષ્ટ વાનીઓ, ત્રણ જાતનાં શાક, અથાણાં, રાયતું, ભજિયાં વગેરે જોઇ એને મોંમાં પાણી આવવાને બદલે અમી સુકાયું. મગજમાં એક આંચકો લાગ્યો: 'મજૂરથી આવું ખવાય ?' અને અનંત યાદ આવ્યો, 'સૈનિકને આ શોભે ?'

સુમનને વિચાર કરતો જોઇ બા સામે બેઠાં. સુમને એક પણ શબ્દ બોલ્યા વિના જમવાનું શરૂ કર્યું. દોઢ વર્ષમાં આજે સુમનને સ્વાદિષ્ટ ભોજન સ્વાદહીન લાગ્યું, જાણે અંદરથી મીઠાશ જ ઊડી ગઇ હોય !



## [૧૪]
# નાસવાની તૈયારી

સુમન જમીને મેડી ઉપર ગયો. મજૂરી કરીને રળવાના વિચારે એને લગીર આશ્વાસન આપ્યું. પણ તુરત જ એને વિચાર આવ્યો કે 'મજૂરી મળશે ?' પોતે સ્ટેશન ઉપર આવતો ત્યારે ટોળાંબંધ મજૂરો વીંટળાઈ પડતા અને બજારમાંથી કોઈ ચીજ-વસ્તુ ઘરે લાવવી હોય ત્યારે પણ ખેંચાખેંચ થઈ પડતી એ બધું સુમનને યાદ આવવા લાગ્યું. ગામમાં મિલ હતી, બીજાં કારખાનાંઓ હતાં, છતાંયે બેકાર માણસો રખડતાં હતાં તે સુમન જાણતો હતો, પણ ઘડીક પહેલાં ભૂલાઈ ગયું હતું. સુમન બરાબર મૂંઝાયો. મજૂરી કરવાની હિંમત ચાલે કે કેમ ? બા શું કહે ? ચંદ્રાને કેવું લાગે ? મિત્રો ને સગાંવહાલાંઓ કેવો મત બાંધે ? એ બધા પ્રશ્નો તો હતા જ પણ એ બધા વટાવીને આગળ ચાલે તોય મજૂરી કયાં ?

સુમનનું માથું દુઃખવા આવ્યું. 'અરે, મજૂરી પણ ન મળે ?' સુમનને આશ્ચર્યકારક સત્યનો અત્યારે જ ખ્યાલ આવ્યો. આમ છતાંયે ભાવનગરમાં સેંકડો મજૂરોને રોટી મળે છે એવો વિચાર આવ્યો પણ તુરત શમી ગયો. એની આંખ સામે નાનપણથી આજ સુધીમાં જોયેલાં મજૂરોનાં દૃશ્યો ખડાં થયાં, 'મારાથી એમ થઈ શકશે ? હું ઝૂંટાઝૂંટ કરી શકીશ ? માથે બોજો ઊચકીશ પણ 'ભાઈશાબ' ને 'બાપુ' કહેવાશે ? મારાથી હાથ જોડાશે ?' સુમનને મજૂરોનો ધંધો ભીખના ધંધા જેવો લાગવા માંડ્યો.

'ત્યારે શું કરવું ? શિક્ષક થાઉં ?' સુમનથી હસી જવાયું. 'અમને બધાને એક આ ધંધો ઠીક સૂઝે છે. ના, શિક્ષક તો નહિ. ઘણા છે અને એથીયે ઘણા પ્રયત્ન કરે છે. ત્યારે ? ખાદીભંડાર ? સ્વદેશી-ભંડાર ?...અત્યારે છે એથી વધુ ચાલી શકશે ? ત્યારે ? ત્યારે ?' સુમનથી બોલી જવાયું.

'એક લાખ માણસો ભાવનગરમાં રહે છે. એક મને જ કામ નહિ મળે ?' વળી વિચાર આવ્યો...'ના, ના. મારાથી એમ જીવો ન શકાય. પરદેશી માલનો વેપાર ન થઈ શકે. લોકોને લૂંટવાનો ધંધો ન થઈ શકે. રાજ્યની નોકરી ન થઈ શકે. સાચું-ખોટું કરવું પડે એવો વેપાર ન થઈ શકે. બાકી શું રહ્યું ? મજૂરી તો છે નહિ. ડૉકટર ? વકીલ ?' સુમનને ઠેકઠેકાણે લાગેલાં ડૉકટર વકીલનાં પાટિયાં દેખાયાં.

સુમન મૂંઝાયો. આંખો મીંચી આરામખુરશીમાં પડ્યો. આંખનાં પોપચાં ઢાળ્યાં પણ મનનાં પોપચાં ઉઘાડાં હતાં. એક પછી એક હુમલા થવા લાગ્યા. સુમન અકળાયો, મૂંઝવણે એને થકવી નાખ્યો.

'સુમનભાઈ !' નીચેથી એક સુરીલો અવાજ આવ્યો. સુમને નિરાંત અનુભવી. અવાજ કાન્તાનો હતો. દુ:ખ ભૂલવા માટે કાન્તા મીઠી લાગી.

સુમને જવાબ આપ્યો એટલે કાન્તા ઉપર આવી. કાન્તા જ્યારે આવે ત્યારે હસતી જ હોય. અંતરનું દુ:ખ દબાવી હસવાની કળા કાન્તાએ સિદ્ધ કરી હતી. આજે એ સિદ્ધિ હરાઈ ગઈ હોય એમ સુમનને લાગ્યું. કાન્તાનું મોં લાલ લાલ થઈ ગયું હતું. હમેશાં સ્થિર રહેતી ગરદન આજ જરા ઢળેલી હતી અને કાન્તાની બેદરકારી તેમ જ રોષ બતાવતી હતી. આંખો ખુલ્લી અને કડક લાગતી હતી.

'કેમ અત્યારે ?' સુમન એનું મોં જોઈ બોલતાં અચકાયો.

'એક ખબર પૂછવા.' કાન્તાએ સામેની ખુરસી ઉપર બેસતાં કહ્યું. 'અનંતભાઈના સરનામાની ખબર છે ?'

'કેમ, શી જરૂર પડી ?' સુમન જરા ટટ્ટાર થયો.

'બાપાના ઘરમાં હવે વધુ વખત રહેવાય તેમ નથી લાગતું.' કાન્તાએ જવાબ આપ્યો.

'કેમ ?' જાણતાં છતાં સુમને પૂછ્યું.

'આજે ઘરમાં ધમાલ થઈ પડી. અનંતભાઇ પાસે બેઠી તેનો બાપાએ ઊંધો જ અર્થ કર્યો. મને તો એવો ગુસ્સો ચડ્યો કે બાપાને સુણાવી દઉં કે મને ફાવશે તેમ કરીશ.' કાન્તાના અવાજમાં ઉશ્કેરાટ હતો.

'અનંતને શું લખવું છે ?' સુમને શાંતિથી પૂછ્યું.

'મેં લગ્ન ન કરવાનો નિશ્ચય કર્યો છે અને રામપુર આવવાને તૈયાર છું.'

સુમન કાન્તાને જોઈ રહ્યો. કાન્તા કરતાં પોતે ઘણો જ ઢીલો છે એમ એને લાગ્યું. અનંતે કાન્તામાં જે શક્તિ જોઈ હતી તે સુમનને હવે દેખાવા લાગી.

'પણ કાન્તા,' સુમને જરા નજીક આવી કહ્યું, 'એથી તો બાપા ધમાલ કરી મૂકશે.'

'તો બીજું શું થાય ? તમને કાંઈ રસ્તો સૂઝે છે ?'

'મને ?' સુમન મૂંઝાયો. 'મને તો મારો રસ્તો પણ નથી સૂઝતો.'

'તમારો રસ્તો તો સીધો પડ્યો છે. રેવન્યુખાતામાં નોકરી કરવી અને ચંદ્રાભાભી જોડે મોજથી રહેવું ! આનંદમાં વૃદ્ધિ કરવા હવે અનિલ પણ આવ્યા છે !' કાન્તાના અવાજમાં જરા કડવાશ હતી.

'હું નોકરી નથી કરવાનો.' સુમન ગંભીર સ્વરે બોલ્યો.

'ત્યારે ?' કાન્તા આશ્ચર્ય પામી.

'વિચારવાનું બાકી છે.' સુમન જરા અટક્યો. 'કદાચ હું પણ અનંતને કાગળ લખું અને રામપુર જાઉં.'

'સાચું!' કાન્તાના આશ્ચર્યનો પાર ન રહ્યો. થોડી વાર રહી એણે પૂછ્યું: 'પણ ચંદ્રાભાભી?'

'એ પણ સાથે.'

'બા?'

'તેઓ માને તો સાથે, નહિ તો ભલે અહીં રહે.'

'બા કે ભાભી તમને જવા જ ન દે.' કાન્તાએ સ્વસ્થ થતાં કહ્યું.

'મારે જવું જ હોય તો કોણ રોકવાનું છે?'

'ત્યારે કેમ નિશ્ચય નથી કરી નાખતા?'

'નિશ્ચય કઈ રીતે કરી નાખી શકાય? ચંદ્રા હજી એને પિયર છે. સુવાવડને એક મહિનો પણ નથી થયો. અશક્ત સ્થિતિમાં એને બોલાવાય નહિ. તેમ એને આઘાત પહોંચે એવું પણ મારાથી થાય નહિ. વળી એમ પણ થયા કરે છે કે અહીં બેઠાં કંઈ ન થઈ શકે?'

કાન્તાને સુમનની મૂંઝવણમાં બહુ રસ ન આવ્યો. સુમનને કાન્તા સાચા પણ ઢીલા જુવાન તરીકે જ ઓળખતી હતી. એણે પોતાની વાત શરૂ કરી:

'ત્યારે તમે મને શી સલાહ આપો છો?'

'કાંઈ જ નહિ.' સુમન વ્યથા ભોગવતો હોય એમ બોલ્યો.

'એક કામ કરશો?' કાન્તાએ આજુબાજુ જોઈ ધીમેથી કહ્યું.

'શું?' સુમન કાન્તાના મુખભાવ જોઈ ચમક્યો, અને નજીક આવ્યો.

'મને આઠ-દસ રૂપિયા આપો, અને અમદાવાદમાં કોઈ ખાસ મિત્ર હોય તો તેનું ઠેકાણું આપો.' કાન્તાએ ધીમેથી કહ્યું.

'અમદાવાદ! નાસી જવું છે?' સુમન મોટેથી બોલી ગયો.

કાન્તાએ નાક ઉપર આંગળી મૂકી ચુપ રહેવા કહ્યું:

'હું ત્યાં જઈ અનંતભાઈનો પત્તો મેળવી લઈશ.'

'પણ...પણ અનંત શું કરી શકશે?'

'એ કાંઈ પણ કરશે. તમે આટલું કરી શકો એમ છો?' કાન્તાનો અવાજ જરા સખત થયો.

'ભલે.' સુમન ઢીલે સ્વરે બોલ્યો.

'તો લાવો.' કાન્તાએ હાથ લંબાવ્યો.

સુમન મૂંગોમૂંગો કાન્તા સામે તાકી રહ્યો. થોડીક ક્ષણ મૌન વ્યાપી રહ્યું.

'પણ તેં બધી બાજુનો વિચાર કર્યો?' સુમન થોથરાતો બોલ્યો.

'એ તમને સોંપ્યું.' કાન્તા સખત થઈ.

'સબૂર, કાન્તા, આવતીકાલ ઉપર રાખ. એક દિવસ રહી જા.' કાન્તા વચ્ચે બોલવા જતી હતી તેને અટકાવીને સુમને કહ્યું: 'બસ, એક દિવસ. હું તારા જ માર્ગે છું એવો વિશ્વાસ રાખ.'

'પણ હવે બાપાના ઘરમાં એક દિવસેય રહેવાય એવું નથી.'

'થોડું સહન કરીને પણ એક દિવસ કાઢી નાખ.'

કાન્તા વિચારમાં પડી. થોડી વાર બંને મૂંગાંમૂંગાં બેસી રહ્યાં.

કોઈના ઉપર ચડવાનો અવાજ સંભળાતાં બંને સ્વસ્થ થઈને

બેઠાં. દાદર ઉપર સુમનનાં બા દેખાયાં. બંનેને ભય લાગ્યો, સાંભળી ગયાં હશે ? એકમેક સામે જોઈ રહ્યાં.

'સુમન,' બા ઉપર ચડતાં જ બોલ્યાં. 'નીચે બેસ ને ! આજ તો મને ગોઠતું જ નથી.'

સુમન અને કાન્તાનો ભય દૂર થયો.

'ચાલો નીચે.' સુમન સામે જોઈને કાન્તા બોલી અને ઊઠી.

બા દાદરેથી જ પાછાં વળ્યાં. સુમન અને કાન્તા એમની પાછળ નીચે ઊતર્યાં.



# [૧૫]

## માતા અને પિતા

કાન્તા નીચે આવ્યા પછી થોડી વાર બેસીને ચાલી ગઈ. સુમન એકલો પડ્યો. કાન્તા કરતાં પોતાની પરિસ્થિતિ વિકટ છે એટલું જ નહિ પણ પોતામાં આત્મબળ પણ ઓછું છે એમ સુમનને લાગવા માંડ્યું. કાન્તા નાસી શકશે, પોતે ક્યાં જશે? દોઢ વર્ષમાં કાન્તાએ એક પણ બંધન વધાર્યું નહોતું, સુમને એક બંધનમાં બંધાવાનો ઇન્કાર કર્યો નહોતો.

સાંજ સુધી સુમન ઘેર બેસી રહ્યો. સાંજે નાહ્યો એટલે કાંઈક સ્ફૂર્તિ જણાવા લાગી. મન પણ કંઈક હળવું થયું. બહાર ફરવા જવાનો વિચાર કરતો હતો ત્યાં કાકા બજારમાંથી આવ્યા. સુમન સામે એક તુચ્છ નજર ફેંકી ઘરમાં ગયા. સુમનને કાકાનું મોં અળખામણું લાગ્યું.

કાકાએ અંદર જઈ વાતો કરવા માંડી તે સુમને સાંભળી: 'હવે આને સમજાવવો છે કે રખડવા જ દેવો છે? દાબ નહિ રાખો તો ભાગી જશે હો! અને વહુ ને છોકરા રઝળી પડવાં છે!'

સુમનને અંદર જઈ કાકાને ખખડાવવાની ઇચ્છા થઈ પણ અપમાનની બીકે શાંત રહ્યો. શાંતિ રાખવી મુશ્કેલ થઈ એટલે બહાર ચાલતો થયો. બહાર નીકળ્યા પછી ક્યાં જવું એ પ્રશ્ન ઊભો થયો અને ફરી મૂંઝાયો. એકાદ ક્ષણ વિચાર કરી કૉલેજના રસ્તા તરફ ફરવા ઊપડ્યો.

સંધ્યાનો સમય હતો. મીઠો પવન વાતો હતો. સૂર્યનાં છેલ્લાં છેલ્લાં કિરણો પથરાતાં હતાં. પક્ષીઓનો કિલકિલાટ વાતાવરણને સજીવ બનાવતો હતો. સુમન સૌંદર્યલીલામાં લીન તો ન થઈ શક્યો પણ લગીર ચિત્તશાંતિ અનુભવવા લાગ્યો.

બીજે દિવસે કાન્તા નાસવાની હતી. સુમનને એ વિચિત્ર અને દુઃખદ લાગતું હતું. ભાવનગરમાં સુમનને ઘણા મિત્રો હતા. પણ છેલ્લા બે દિવસમાં ક્યાંય જવું નહોતું ગમતું. કાન્તા એને સામાન્ય છોકરી લાગતી તે જ હવે મિત્ર થવાને લાયક લાગી. કાન્તા ગયા પછી પોતાનાં મનોરથો અને મૂંઝવણો કોને કહેશે એ વિચાર સુમનને આવવા લાગ્યો. વળી એમ થયું કે 'કાન્તા ક્યાં જશે? એના નાસવાના સમાચારથી આખા શહેરમાં હાહાકાર મચી જશે. એના બાપાની શી સ્થિતિ?' સુમનને વિચારો ઉપર વિચારો આવવા લાગ્યા.

સુમન કૉલેજ વટાવી આગળ નીકળી ગયો. પક્ષીઓનો કલરવ શાંત પડી ગયો હતો અને સંધ્યા ડૂબી ગઈ હતી. આકાશ સ્વચ્છ હતું અને તારાઓ ઝગમગતા હતા. સુમને રસ્તામાં ઊભા રહી ચારે બાજુ નજર ફેંકી. પોતે આખા જગતમાં સાવ એકલો છે એમ લાગવા માંડ્યું. નીરવ શાંતિ એને ભયંકર લાગી. સુમન પાછો ફર્યો. જલદી વસ્તીમાં આવવા ઇચ્છતો હોય તેમ એણે ઝડપથી મોટાં પગલાં ભરવા માંડ્યાં.

સુમન ઘેર આવ્યો. એવી ને એવી મૂંઝવણોનો ભાર લઈ બહારની ખુરસી ઉપર પડ્યો. બા અંદરથી આવ્યાં.

'આજ તું આટલો બધો ઉદાસ કાં છે?' પાસે ઊભાં રહીને પૂછ્યું.

'અહીં હવે નથી ગમતું.' સુમને જવાબ આપ્યો.

'કાં?' બા ચમક્યાં.

'મારાથી રેવન્યુખાતાની નોકરી થાય તેમ નથી, અને કાકા એમ ને

એમ રહેવા દે તેમ નથી. અને કાકા એમ ને એમ રહેવા દે તોયે નવરો પડયો શું કરું ?'

'પણ ભાઈ, નોકરી તો કરવી જોઈએ ને ?' બા ચિંતાપૂર્વક બોલ્યાં.

'મારાથી એ નહિ થઈ શકે. અમલદારોની ખુશામત કરવી અને ખેડૂતોને નિચોવવા એ કામ મારાથી નહિ બની શકે.' સુમનનો અવાજ ઢીલો થઈ ગયો. 'બા તું દુઃખી ન થઈશ. હું મારો માર્ગ શોધી લઈશ.'

'પણ મારું અને વહુનું શું ?' બા વધુ ચિંતાતુર બન્યાં.

'આપણે બધાંય અહીંથી નીકળી જશું.'

'કયાં જશું ?'

'જ્યાં સ્વમાનપૂર્વક પ્રમાણિકપણે રોટલો મળે ત્યાં.'

બા કાંઈ સમજ્યાં નહિ. લડનમાં જતી વખતે સુમને ન સમજાય પણ હલાવી મૂકે એવી દલીલો કરી હતી તે બાને પણ યાદ આવી.

'આપણે કયાંય નથી જવું.'

'તો અહીં શું કરશું ? કાકાનાં વચનો મારાથી સંભળાય એમ નથી.' સુમને કહ્યું.

'આપણે નોખાં થઈ જઈએ. તારા ભાગના પૈસા આવશે તે ખાશું એટલે હમણાં તો ચિંતા નહિ રહે. વરસે–બે વરસે ભગવાન કામધંધો નહિ સુઝાડે ?'

સુમન બોલવા જતો હતો કે 'મારે ભાગના પૈસા નથી જોતા' પણ બાને આઘાત લાગશે એ ખ્યાલથી અને કાંઈક વધુ વિચારીને નિર્ણય કરવાના ખ્યાલથી ચુપ રહ્યો. થોડી વાર કોઈ ન બોલ્યું.

'કેમ મૂંગો થઈ ગયો ? હું કહી દઉં આજ કાકાને ?'

'ના, હમણાં બે–ચાર દિવસ ખમી જાવ.'

બા પુત્રનો ચિંતાયુક્ત ચહેરો જોઈ રહ્યાં.

'સુમન!' થોડીવાર રહી બાએ પૂછ્યું, 'કાન્તા કેમ હમણાં બહુ આવે છે?'

સુમન બા સામું જોઈ રહ્યો. 'વાત તો નહિ સાંભળી હોય?' પણ મોં ઉપર એવા કશાયે ભાવ નહોતા એટલે સુમન નિશ્ચિંત બન્યો.

'અમસ્થી.' સુમને જવાબ આપ્યો.

'અમથી આવે નહિ. તારા ભાઈબંધ સાથેય બહુ વાતો કરતી હતી અને આજ તમે મેડી ઉપર પણ બહુ બેઠાં.'

સુમન બા સામે તાકી રહ્યો.

'જો તું એને ચડાવતો નહિ; ન પરણવું હોય તો એ જાણે અને એનાં માબાપ જાણે.'

સુમનને મૂંગો રહેલો જોઈ બાએ પૂછ્યું:

'તારી સાથે કાંઈ વાત કરે છે?'

સુમન ખમચાયો, પણ તુરત જવાબ આપ્યો: 'વાત તો થાય જ ને? એ નહિ પરણે.'

'તો શું કરશે? છોકરીથી કાંઈ કુંવારાં જન્મારો કઢશે?'

અનંત સાથે વાત કરતાં સુમન આવું જ બોલ્યો હતો એ તેને યાદ આવ્યું. એક દિવસ પહેલાં બા અને એ વિચારમાં એક હતાં એમ લાગતાં સુમન શરમાયો.

'એ તો ન પરણવું હોય તો ન પરણે. છોકરા કુંવારા રહી શકે અને છોકરી કેમ નહિ?'

બા આશ્ચર્ય પામ્યાં. 'આટલું નહિ સમજતો હોય!' એમ એમને થયું. 'છોકરીથી ન રહેવાય.' એમણે ટૂંકો જવાબ આપ્યો.

'પણ બા,' સુમને વાત ફેરવી 'આપણે ક્યાંક ગામડામાં રહેવા જઈએ તો?'

લડત વખતે સુમન ગામડાની જ વાતો કરતો હતો એ બાને યાદ આવ્યું.

'ના, ભાઈ! આપણે ક્યાંય નથી જવું. તારાથી કામધંધો ન થાય તો તું તારે બેઠો બેઠો ખાજે. મારે તારું સ્વરાજ નથી જોઈતું.'

'પણ હું સ્વરાજની ક્યાં વાત કરું છું? હું લડાઈની વાત નથી કરતો, બા!'

'ગામડામાં તું સરખો રહે જ નહિ. ઓલ્યા વજુભાઈ હમણાં ન પકડાયા? તમે તમારું ઘર ઝાલીને ન બેસો ને? આખા ગામને સુખી કરવા જાવ ને પછી સરકાર પકડે.'

બાને કેમ સમજાવવાં તે સુમનને સૂઝયું નહિ. એણે ત્યાંથી ખસવા પ્રયત્ન કર્યો. બા સમજી ગયાં. એમણે સુમનને વધુ ન મૂંઝવ્યો:

'ત્યારે તું વાળુ કરવા બેસે છે?'

સુમન હા પાડીને ઊઠ્યો. બાએ મૂંગે મોંએ થાળી પીરસી, સુમને મૂંગે મોંએ વાળુ કરી લીધું. જમ્યા પછી સુમન મેડી ઉપર જવા તૈયાર થયો. બા જોઈ રહ્યાં એટલે સુમને કહ્યું:

'ઊંઘ આવે છે તે બહાર નથી જવું, ઉપર જઈને હું સૂઈ જાઉં છું.'

મેડી ઉપર સુમનની પથારી કરેલી હતી. રૂથી ભરેલું સરસ મજાનું ગાદલું અને મિલનો ઊજળો દૂધ જેવો ઓછાડ જોઈ સુમન જરા અટક્યો. બે ઓશીકાં પડ્યાં હતાં તે જોયાં. ગઈ રાત્રે અનંત સાથે સૂતો હતો એટલે શેતરંજી પાથરી હતી તે આજે ગાદલા નીચે દબાઈ ગઈ હતી, સુમને હળવેથી ગાદલું સંકેલ્યું ને બાજુએ મૂક્યું. એક ઓશીકું પણ મૂકી દીધું. શેતરંજી પર લાંબો થઈને સૂતો.

દસેક મિનિટ થઈ હશે ત્યાં નીચે કાનાનો અવાજ સંભળાયો.

આ એને પાછી વાળતાં હતાં એમ સુમનને લાગ્યું એટલે એણે ત્યાંથી જ બૂમ મારી, 'કાન્તા ! હું જાગું છું, ઉપર આવ.'

કાન્તા ઉપર આવી. સુમન શેતરંજી ઉપર બેઠો થયો.

'કેમ ?' સુમને પૂછ્યું.

કાન્તા નજીક પડેલો ધાબળો લઈ ઉપર બેઠી.

'મારે સવારની ટ્રેનમાં ભાગવું છે.'

'પણ એક દિવસમાં શું મોડું થાય છે ?'

'એક દિવસ રહીશ તો પછી નહિ જઈ શકું. બાપાએ મારા ઉપર બરાબર જાપ્તો રાખવા માંડ્યો છે. શાળાએ જવાનું આજથી બંધ કરાવ્યું. આજકાલમાં તો ચોકી પહેરો પણ મુકાશે. બોલો, તમે મદદ કરી શકો એમ છો ? નહિ તો મારે ઘરમાંથી ચોરી કરવી પડશે.'

સુમન સ્તબ્ધ થઈ કાન્તા સામે જોઈ રહ્યો.

'હશે, ચાલો, મારે મોડું થાય છે, હમણાં કોઈ તપાસ કરવા આવશે.'

સુમન ઊભો થવા જાય ત્યાં કાન્તાના બાપાનો બુલંદ અવાજ સંભળાયો. કાન્તા ચમકી. સુમન થથરી ગયો. બંનેએ સુમનની બા અને કાન્તાના બાપા વચ્ચેની વાત સાંભળી. દાદર ઉપર પગ પડ્યો એટલે બંને સરખાં થઈ ને બેઠાં.

કાન્તાના પિતા ઉપર આવ્યા. સુમન અને કાન્તા તરફ એક રોષભરી નજર ફેંકી અને કાન્તાને હાથના ઇશારાથી નીચે ઊતરવા કહ્યું. સુમન એમનું રૌદ્રરૂપ જોઈ ડઘાઈ ગયો. કાન્તા એક ક્ષણ પિતા સામે ટાંપી રહી અને પછી એક પણ શબ્દ બોલ્યા વિના શાંતિથી નીચે ઊતરી. પિતા મૂંગામૂંગા એની પાછળ ઊતર્યા. સુમન આંખો ફાડી બેસી રહ્યો.



[ ૧૬ ]

# રેવાબાઇ–ધર્મશાળામાં

અનંત ચંદ્રશંકરથી છૂટો પડીને સીધો ધર્મશાળા તરફ ચાલ્યો. ગામડાંમાં એ ખૂબ રખડેલો હતો છતાં આજે એને થાક લાગવા માંડ્યો. થાકને લઈ વિચાર કરવા પણ ન ગમ્યા. ધર્મશાળામાં પહોંચતાની સાથે જ ઓરડી ઉઘાડી ખાટલામાં પડ્યો અને પાંચેક મિનિટમાં ઘસઘસાટ ઊંઘી ગયો.

અનંતને વળાવ્યા પછી કીર્તિ પોતાની ઓરડીમાં ગયો અને આખા દિવસનું કામ ચડી ગયું હતું તે કરવા બેઠો. આશ્રમનો હિસાબ, નોંધ વગેરે લખવાનું હતું તે એકાદ કલાકમાં પૂરું કરી કાંતવા બેઠો. નવ વાગ્યાની ઘંટડી વાગી એટલે આશ્રમમાં શાંતિ થવા લાગી દસેક મિનિટમાં તો નીરવ શાંતિ વ્યાપી ગઈ. કીર્તિ કાંતવામાં મશગૂલ હતો કે વિચારમાં તે જોનારને ખબર પડે તેમ નહોતું. એક પછી એક તાર ખેંચતો કીર્તિ અનંતના વિચાર કરતો હતો. અનંતના વિચારની સાથે છાવણીનાં અને જેલનાં સ્મરણો તેમ જ સમાજ અને દેશના મુશ્કેલીભર્યા પ્રશ્નો તો સહજ જ હોય. કીર્તિ એમ વિચારોમાં ઘૂમવા લાગ્યો.

લગભગ સાડા નવ વાગે કીર્તિએ કાંતવાનું પૂરું કર્યું. રેંટિયો એક બાજુ મૂકવા માટે ઉપાડવા જાય ત્યાં મોટરનો અવાજ સંભળાયો. રેંટિયો ત્યાં જ મૂકી કીર્તિ આસન ઉપર બેઠો. એની ઓરડીમાં

બેઠાબેઠા એ આશ્રમનો દરવાજો જોઈ શકતો હતો. આશ્રમના દરવાજા પાસે ફાનસ બળતું હતું. તેના આછા અજવાળામાં કીર્તિએ બે માણસોને અંદર દાખલ થતા જોયા. દાખલ થનાર કાર્યાલય તરફ જતા હતા એટલે કીર્તિ બહાર નીકળ્યો. આવનારે કીર્તિને જોયો એટલે એ તરફ વળ્યા.

'કેમ ભાઈ, કોનું કામ છે?' કીર્તિએ શાંતિથી પૂછ્યું.

'આજ કોઈ મહેમાન આંહીં આવ્યું છે?' એમાંથી એક જુવાન હતો એણે પૂછ્યું.

'તમારે કોનું કામ છે?' કીર્તિએ સામો પ્રશ્ન પૂછ્યો.

'અનંત કરીને મારા એક મિત્ર...'

'તમારું નામ?' કીર્તિએ આતુરતાથી પૂછ્યું.

'વિનોદ.'

'મારું નામ કીર્તિ.' કીર્તિ હર્ષમાં આવી ગયો.

'ઓહો!' વિનુ ચમકયો. 'તમે અહીં કયાંથી? હ, પણ અનંત કયાં છે?'

'તમે અંદર તો આવો.' કીર્તિએ કહ્યું.

'અનંતનું જરૂરી કામ છે, આ એના પિતા છે.' વિનુએ ત્યાં ઊભા રહીને જ જવાબ આપ્યો.

કીર્તિએ અનંતના પિતા તરફ જોયું. પચાસેક વરસની ઉંમરના અમુભાઈના મોં ઉપર ચિંતા પ્રસરેલી હતી. કીર્તિએ તુરત જ ઉત્તર આપ્યો:

'અનંત તો રેવાબાઈ–ધર્મશાળામાં ઊતર્યા છે. શહેરમાં કેટલાક મિત્રોને મળવું છે એટલે મેં એને અહીં રહેવાનો આગ્રહ ન કર્યો, અત્યારે ત્યાં જશું?'

વિનુએ અમુભાઈ તરફ જોયું. એમની સંમતિ હતી એટલે વિનુએ કીર્તિને તૈયાર થવા કહ્યું કીર્તિને તૈયાર થવાપણું નહોતું. ઓરડી વાસી બંને સાથે આશ્રમ બહાર નીકળ્યા. ત્રણે જણા મોટરમાં બેઠા અને મોટર અમદાવાદને માર્ગે દોડી. રસ્તામાં વિનુએ કીર્તિ પાસેથી અનંતના વધારે સમાચાર જાણવા માટે વાતો કરી પણ એની જિજ્ઞાસા સંતોષાઈ નહિ.

મોટર રેવાબાઈ–ધર્મશાળા પાસે આવી પહોંચી. દરવાજા ઉપર તપાસ કરી ત્રણે જણા અનંતની ઓરડી તરફ ગયા. દરવાજાની સામી બાજુએ પહેલા માળે અનંતની ઓરડી હતી. નંબર શોધી ઓરડી પાસે આવ્યા. ઓરડી ખુલ્લી હતી. ચોક વચ્ચે મોટું ફાનસ બળતું હતું, તેનો પ્રકાશ ઓરડીમાં પડતો હતો. વિનુ અંદર ગયો. વિનુની પાછળ અમુભાઈ અંદર ગયા. અનંતને સીંદરીના ખાટલા ઉપર કાંઈ પણ પાથર્યા વિના પડેલો જોઈ અમુભાઈનું મોં પડી ગયું. એમણે દુઃખપૂર્વક વિનુ સામે જોયું. અમુભાઈની નજર ધર્મશાળાની ભાગ્યે જ વળાતી ઓરડીમાં પડતાં એમને લાગી આવ્યું. એક ખીંટી ઉપર ધોતિયો અને થેલી ટિંગાતાં હતાં. ખાટલા પાસે ચંપલ પડ્યાં હતાં.

થાકેલો અનંત ઘસઘસાટ ઊંઘતો હતો. ખાટલા પાસે વિનુ, કીર્તિ ને એના પિતા ઊભા છે એવું એને સ્વપ્ન પણ નહિ હોય. વિનુએ જરા નીચા વળી નામ પોકાર્યું અને ખભો હલાવ્યો. અનંતે આંખ ઉઘાડી. ખાટલા ઉપર ઝળૂંબી રહેલા ત્રણ જણાને જોઈને એ ચમક્યો. તુરત જ બેઠો થઈ ગયો. આંખો ચોળી એણે ફરીથી બધાને જોયા. અનંતના આશ્ચર્યનો પાર ન રહ્યો. એ તુરત જ ખાટલા ઉપરથી નીચે ઊતર્યો.

'અત્યારે! વિનુ! અને...બાપા!' અનંત વિનુ સામે જોઈ આશ્ચર્યપૂર્વક બોલ્યો. કીર્તિ તરફ નજર પડતાં એ એટલું સમજ્યો કે કીર્તિ લઈ આવ્યા હશે.

'તારાં બા બહુ બીમાર છે.' વિનુએ ધીમેથી કહ્યું.

અનંત બાકીનું બધું સમજી ગયો. એના મુખ ઉપર ચિંતા પ્રસરી ગઈ. પોતે કાંઈક ગુનો કર્યો હોય એમ બાપા સામે જોયું.

'હવે અહીં જ સૂવું છે કે આશ્રમમાં ?' કીર્તિએ પૂછ્યું.

'સવારની ટ્રેનમાં તો જવું પડશે એટલે અહીં જ સૂવાનું રાખીએ. તમે પાગરણની વ્યવસ્થા કરો.' વિનુએ જવાબ આપ્યો.

કીર્તિ પાગરણની વ્યવસ્થા માટે નીચે ગયો. અમુભાઈ, અનંત અને વિનુ ખાટલા ઉપર બેઠા.

'કેમ, અચાનક બીમાર થઈ ગયાં ?' અનંતે હળવેથી અમુભાઈને પૂછ્યું.

'અચાનક તો કાંઈ નહિ. છેલ્લાં પાંચ વરસ થયાં સાજુંમાંદું ચાલ્યા કરે છે. આ બે મહિનાથી કાંઈક વધારે હતું. તને કાગળ લખ્યો પણ તારો જવાબ ન આવ્યો.'

અનંતે નીચું જોયું.

'બે દિવસ પહેલાં વસમું લાગી ગયું. અને સૌનો મત પડ્યો એટલે હું રામપુર તેડવા આવ્યો. રામપુર આવું ત્યાં તો તું ભાવનગર ગયો છો એમ ખબર પડી. એ તો સારું થયું કે તે દિવસે જ તારો કાગળ મળ્યો, નહિ તો અમે ભાવનગર જાત.'

અનંતે વિનુ સામે જોયું.

'હવે રાજકોટ જઈ આવ. બા સાજાં થાય ત્યાં સુધી ત્યાં જ રોકાજે.' વિનુ બોલ્યો.

ત્રણ ખાટલા અને ગાદલાં-ઓઢણાં ઉપડાવી કીર્તિ આવી પહોંચ્યો; સાથે ફાનસ પણ હતું. ખાટલા પાથરી, પથારી કરી બધા સૂવાની તૈયારી કરવા લાગ્યા. કપડાં કાઢતાં કાઢતાં અમુભાઈએ પૂછ્યું :

'તે...ગાદલું ન પથરાય અનંત ?'

અનંતે જવાબ ન આપ્યો. અમુભાઈ કોટ અને પાઘડી ઉતારી પથારીમાં સૂતા. એક બાજુ પહેલો ખાટલો એમનો, બાજુમાં વિનુ, ત્રીજે અનંત અને ચોથો કીર્તિ એમ પથારી ગોઠવી બધા સૂતા.

અનંત થોડી વાર સૂઇ પિતાના ખાટલા પાસે ગયો. અમુભાઈ જાગતા હતા. અનંત બેઠો. લગભગ એક કલાક પિતા–પુત્રે ઘર સંબંધી વાતો કરી. અમુભાઇ અનંતને ઠપકો આપતા હતા અને પોતાનું દુઃખ પ્રગટ કરતા હતા. વિનુ અને કીર્તિ સૂતા સૂતા એ સાંભળતા હતા. છેવટે અનંત જ વાત પૂરી કરી પથારીમાં આવી સૂતો. એણે વિનુ તરફ નજર કરી. વિનુ જાગતો હતો. અનંતને વાતો કરવાનું મન થયું પણ પિતાને નહિ ગમે એમ માની વિનુ તરફ મોં રાખી સૂઈ રહ્યો. વિનુ પણ અનંતને ભાવપૂર્વક જોઈ રહ્યો.

અર્ધીક રાત થવા આવી ત્યારે બધાને મીઠી ઊંઘ આવી. ત્યાં સુધી પડખાં ફેરવતા ચારેય જણા ઊંઘ માટે પ્રયત્નો કરતા હોય એમ લાગતું હતું.

[ ૧૭ ]

# ઘરભણી

લગભગ છ વાગ્યે અમુભાઈની આંખ ઊઘડી ગઈ. એમણે અનંત અને વિનુને ઉઠાડયા. કીર્તિ પણ જાગી ગયો. પા કલાકમાં બધા તૈયાર થઈને સ્ટેશને આવ્યા. ટિકિટબારી તરફ જતાં વિનુએ કહ્યું :

'પિતાશ્રીની અને તારી ટિકિટ લઉં છું. કીર્તિ અને હું તો પાછા જઈશું.'

'કેમ, તારે રામપુર નથી જવું ?'

'એક દિવસ અહીં રોકાઈશ. આવતીકાલે સવારે કે સાંજે નીકળીશ. આવ્યો છું તો હુંયે બધાને મળતો જાઉં.'

'પણ આપણે તો કાંઈ વાતોયે ન કરી.'

'ભાવનગરના સમાચાર તો તારા કાગળથી જાણ્યા. અમદાવાદના અનુભવ રાજકોટ જઈને લખજે.'

બે રાજકોટની ટિકિટ અને બે પ્લૅટફૉર્મપાસ લઈ ચારે જણા સ્ટેશનમાં દાખલ થયા. અનંતે પ્લૅટફૉર્મ ઉપર નજર નાખી. કોઈ ઓળખીતું ન દેખાયું. અનંતે પિતાશ્રી સામે જોયું, તેઓ ગંભીર હતા. અનંત વિનુ અને કીર્તિ તરફ ફર્યો. અનુભાઈ સમજીને પ્લૅટફૉર્મ ઉપર એક જગ્યાએ ઊભા રહ્યા. ત્રણેય મિત્રોએ ફરવા માંડયું.

'તમે અને વિનુ તો આ વખતે જ મળ્યા, ખરું ?' અનંતે વાત શરૂ કરી.

'હા, દર વખતે હું પકડાઉં ત્યારે એ છૂટે અને એ પકડાય ત્યારે હું છૂટું; લડતમાં કયારેક તો કમાલ થતી. એક વખત જુદા પડયા પછી ભેગા થવું જ મુશ્કેલ.' કીર્તિ હસતો હસતો બોલ્યો.

કીર્તિ અને અનંત વાતો કરતા આનંદમાં આવી ગયા. વિનુ ગંભીર હતો. અનંતે આશ્ચર્યપૂર્વક એની સામે જોયું.

'અનંત, રાજકોટમાં તારી કસોટી થવાની છે હો!' વિનુએ ગંભીર સ્વરે કહ્યું.

'કેમ? પિતાશ્રી કાંઈ કહેતા હતા?'

'બાની તો ગંભીર સ્થિતિ છે જ, પણ આખા કુટુંબની સ્થિતિયે સારી નથી.'

'એટલે? બીજું કોઈ માંદાં છે?'

'ના, ના, માંદું તો કોઈ નથી, પણ......' વિનુ અટકયો.

'તું જઈશ ત્યારે ખબર પડશે.'

'તું વાત તો કર. પિતાશ્રીએ તને કંઈક કહ્યું હશે.'

'કહ્યું છે. ભલભલો સૈનિક પણ હિંમત હારી જાય એટલી વેદનાપૂર્વક કહ્યું છે.'

અનંત બોલવા જતો હતો ત્યાં ગાડી આવી પહોંચી. આખું પ્લૅટફૉર્મ ગાજી ઊઠયું. અમુભાઈએ આ જુવાનો તરફ નજર કરી એટલે ત્રણેય મિત્રો ત્યાં ગયા અને એક ડબ્બો શોધી બધા અંદર બેઠા. ડબ્બામાં જગ્યા નક્કી થઈ ગઈ એટલે અનંત અને વિનુ નીચે ઊતર્યા. નીચે ઊતરતાં વિનુએ કીર્તિને કહ્યું:

'તમે જરા બેસજો ને! અમે હમણાં આવીએ છીએ.'

કીર્તિ બેસી રહ્યો. અનંત અને વિનુ પ્લેટફોર્મ ઉપર ફરવા લાગ્યા. વિનુએ વાત શરૂ કરી:

'તું છૂટયા પછી ઘેર કેટલા દિવસ રહ્યો હતો?'

'બે દિવસ.'

'ત્યારે કુટુંબની સ્થિતિ વિષે કંઈ જાણેલું?'

'સ્થિતિ ખરાબ થતી જાય છે એટલું જાણેલું; અને મોટાભાઈ સાથે બનતું નથી એમ બા-બાપુ કહેતાં હતાં.'

'હવે તો મોટાભાઈ સાથે દરરોજ ક્લેશ થાય છે, અને આર્થિક રીતે પાયમાલી જ નહિ પણ લગભગ આઠથી દસ હજાર સુધીનું કરજ થઈ ગયું છે.'

અનંતને આ સમાચારો નવા હતા પણ એના મન ઉપર બહુ અસર ન થઈ.

'પિતાશ્રી કહેતા હતા કે હવે એમની તબિયત પણ સારી નથી રહેતી. શ્વાસ ચડી આવે છે. જ્યારે ત્યારે માંદા પડી જાય છે. વળી બે બહેનોની ચિંતા છે. કમળાની ઉંમર લગભગ સત્તર વર્ષની થઈ. પિતાશ્રીને ક્યાંય યોગ્ય ઠેકાણું મળતું નથી.'

અનંતે સહેજ અકળામણ અનુભવી.

'અનંત,' વિનુ ચાલતાં ચાલતાં ઊભો રહી ગયો. 'આ બધી મુશ્કેલીઓમાંથી તું પાર ઊતરી શકીશ?'

જવાબ આપવાને બદલે અનંત વિનુ સામે જોઈ રહ્યો, એની આંખમાં વિનુના પ્રશ્ન માટે આશ્ચર્ય હતું.

'તારો ધર્મ નક્કી કરવામાં તને ઘણી મુશ્કેલીઓ આવશે.' વિનુએ કહ્યું

અનંત ન બોલ્યો. અને માથું સહેજ ઢાળી ડબા તરફ ચાલવા લાગ્યો. વિનુને પણ વધુ બોલવું ઠીક ન લાગ્યું.

બંને ડબ્બા પાસે આવી ઊભા રહ્યા.

'તું આવતીકાલે અહીંથી નીકળીશ, ખરું ?' અનંતે વિનુને પૂછ્યું.

'હા, કેમ ?'

'નહિ, અમસ્થો પૂછું છું.'

'કાંઈ કામ હોય તો આજે જ રામપુર પાછો જાઉં, અથવા મારી રાજકોટ જરૂર છે ?'

'ના, ના. હું તો એટલા માટે પૂછતો હતો કે ત્યાં કદાચ કાન્તા-બેનનો કે સુમનનો કાગળ આવે.'

'હું આવતીકાલે ચોક્કસ નીકળી જઈશ. કદાચ આજ રાતની ટ્રેનમાં પણ નીકળી જાઉં. કાન્તાબેનને ખાસ કાંઈ લખવું છે ?'

'કાંઈ લખવું તો નથી, પણ રામપુર કાગળ આવે તો રાજકોટ મોકલજે.'

'મને રાજકોટ કેટલા દિવસ લાગશે ?' થોડી વાર રહીને અનંતે પૂછ્યું.

'એ તો કેમ ખબર પડે ? પણ તને જબ્બર મુશ્કેલીઓ આવ-વાની છે.'

'હું નહિ ટકી શકું એમ તને લાગે છે ?' અનંત વિનુ સામે તાકી રહ્યો.

'આમાં ટકવાની વાત નથી. એમ તો તું ઘણો બળવાન છે. પણ તને તારું કર્તવ્ય જ નહિ સૂઝે. તું મૂંઝાઈ પડવાનો છે.'

અનંતના મોં ઉપર ત્યારે તો મૂંઝવણ જેવું ન લાગ્યું. વિનુને પણ એમ થયું કે અનંતને પોતાની મુશ્કેલીઓનો પૂરો ખ્યાલ નથી.

ગાડી ઊપડવાનો સમય થયો. અમુભાઈ પાસે બેઠેલો કીર્તિ નીચે ઊતર્યો. અનંત બારણું ઝાલી ઊભો રહ્યો. અમુભાઈની નજર

અનંત ઉપર જ હતી. ગાર્ડની સીટી વાગતાં અનંતે ઉપર ચડી બારણું વાસ્યું.

એક આંચકો લાગ્યો અને ગાડી ઊપડી. અનંતને એમ લાગ્યું કે ગાડી એને બળાત્કારે ક્યાંક ઉપાડી જાય છે. એણે વિનુ અને કીર્તિ સામે હાથ ઊંચો કરી સ્મિત કર્યું. પણ એના મોં ઉપર ગભરામણ હતી. અનંતે જોયું કે વિનુની આંખોમાં પણ ગભરામણ હતી.

બે એક મિનિટમાં તો ગાડી પ્લૅટફૉર્મ છોડી ગઈ અને અનંત પિતા પાસે આવીને બેઠો. પિતાએ અનંત સામે જોયું. અનંતથી એ આંખો ન ઝિલાતી હોય તેમ એણે નજર ચુકાવી અને બારીમાં માથું રાખી જોવા લાગ્યો.

અનેક પાટાઓ બદલાવતી ગાડી સાબરમતી નજીક આવી ત્યારે અનંતે આંખ ખેંચીને જેલની દીવાલોનાં દર્શન કર્યાં.

'અનંત!' પિતાનો અવાજ સંભળાયો. અનંતે મોં ફેરવ્યું, 'તારી બા તને બહુ જ ઝંખે છે!'

અનંત કંઈ ન બોલ્યો. પિતા પણ ચુપ રહ્યા. ગાડી સુસવાટા કરતી આગળ વધવા લાગી.



## [ ૧૮ ]

# પ્રેમની સમાધિ

**અ**મદાવાદ જેમ દૂર થતું ગયું તેમ અનંતને લાગવા માંડયું કે પોતે દૂર દૂર–પાછા ન ફરી શકાય એટલે દૂર–જઈ રહ્યો છે. પિતા સાથે વાતો કરવાનું એને મન નહોતું છતાં ધીમે ધીમે એને ઘરના સમાચાર સાંભળવા પડયા. પિતા ઘરની વાત કરતાં જે ઉકળાટ અને દુઃખ પ્રગટ કરતા હતા તેનો તો અનંતને સ્પર્શ નહોતો થતો, પણ આ નવી મુસ્કેલીઓને લઈ જૂની મુસ્કેલીઓ વધુ મહાન લાગવા માંડી. માતાની માંદગીના સમાચારે એનું હૃદય ભેદાયું નહિ. ઊંડે ઊંડે એને એ સમાચાર ખોટા લાગવા માંડયા. પિતાએ કુટુંબની આર્થિક બાજુ બતાવી તે તો અનંતે મન ઉપર પણ ન લીધી. મોટાભાઈ સાથેના ક્લેશની વાત અનંતને રુચી જ નહિ. કમળાની ચિંતા એને નકામી લાગવા માંડી. પિતાને જે વસ્તુઓ જીવનમરણ જેવી હતી તે અનંતને મન નજીવી અને નકામી હતી. અનંતને જે વસ્તુ જીવનમરણ જેવી હતી તે પિતાને મન કોડીની હતી. અનંત એ સમજ્યો હતો અને એટલે જ પિતાને પોતાને માર્ગે ખેંચવાની હોંશ એને નહોતી. અનંતે પોતાની મુસ્કેલીઓ કે ચિંતા વિષે શબ્દોચ્ચાર સરખા ન કર્યો. પિતાએ પોતાની વિટંબણાઓ વર્ણવવામાં મણા ન રાખી. એમને વિશ્વાસ હતો કે અનંતને પલટાવી શકશે.

ગાડીમાં આખો દિવસ આ પ્રકારની જ વાતો થઈ. છેલ્લાં પાંચ વર્ષમાં અનંતે આ વખતે જ આ પ્રકારની વાતો સાંભળી હતી. માત્ર ઘરની–પોતાનાં જ કુટુંબીજનોની વાતો સાંભળવાનો અનંતને કંટાળો હતો. અનંત વાતો કરવાનો શોખીન હતો પણ એ વાતો તો જીવનની મથામણની હોય કે દેશનાં દુઃખદર્દોની હોય. રામપુરના એકાદ માણસની કે કુટુંબની વાત હોય તોપણ એ દ્વારા કરોડો કુટુંબના પ્રશ્નોને વિચારવાના હોય. પિતાએ છેલ્લા બાર કલાકમાં ચાર માણસો ઉપરાંત પાંચમા માણસની વાત નહોતી કરી. અનંતને વાતો તરફ કંટાળો આવતો હતો છતાં ગમતે–અણગમતે મને બધું સાંભળી લીધું.

પિતા વાતો કરતા હતા ત્યારે અને વચ્ચે મૂંગા બેસી રહેતા હતા ત્યારે અનંતને તો પોતાની જ મુશ્કેલીઓ મૂંઝવતી હતી. કાન્તાબેન, વિનુ, સુમન, ચંદ્રશંકર, કીર્તિ ને રામપુરનાં લોકો અનેક પ્રશ્નો લઈ એના મનોચક્ષુ સામે ખડાં થતાં હતાં. ગઈ રાત્રે ચંદ્રશંકરે જે વાત કરી તે અનંતને અદ્ભુત બલપ્રેરક લાગી. એના મનમાં મનોરથો જાગતા હતા કે એ વાત જુવાનઆલમને સંભળાવી દઉં અને સૌને સળગાવી મૂકું. થોડીક ક્ષણો માટે એવા મનોરથો આવી જતા ત્યારે અનંતનું હૃદય મસ્ત બની જતું હતું પણ એ થોડીક ક્ષણો પછી આખી જુવાનઆલમનું સાચું દર્શન થતું અને અનંતથી નિસાસો મુકાઈ જતો.

આવા મંથન અને મસ્તીમાં હોવા છતાં એના મનમાં એક પ્રકારનો ભય વસી ગયો હતો. ઘર નજીક આવતું હતું તેમ ડર વધતો જતો હતો. વિચારતાં કારણ નહોતું મળતું છતાં પોતાના બધા આદર્શો છિન્નવિચ્છિન્ન થઈ જશે એમ એને લાગતું હતું. પિતાની વાતો સ્પર્શતી નહોતી છતાં એ વાતો જ બંધન બની પોતાને જકડી રાખશે, તરફડિયાં મરાવશે, એવું મનમાં થયા કરતું હતું.

વિનુએ ચેતાવ્યો ત્યારે દરકાર નહોતી કરી પણ ગાડી ઊપડી ત્યારે કંઈક થઈ ગયું અને આખે અંગે ભય વ્યાપી ગયો. અનંતે એ કલ્પનાના ભયને ભૂલવા અને પોતાના પ્રશ્નોને શાંત ચિત્તે વિચારવા બહુ મહેનત કરી પણ એમાં ન ફાવ્યો.

ગાડીને અનંતની દરકાર નહોતી. એ તો સમય થતાં રાજકોટ સ્ટેશને આવી પહોંચી. અનંતે એક વર્ષ પછી રાજકોટમાં પગ મૂક્યો. પિતા–પુત્ર ગાડી કરીને ઘેર ગયા. અનંતના પિતા સદરમાં રહેતા હતા. ઘર નજીક આવતાં અનંતને કંઈ કંઈ લાગણીઓ થઈ. ભય, જિજ્ઞાસા, દુઃખ એક સામટાં ધસી આવ્યાં.

અમુભાઈનું ઘર નીચે અને ઉપર હતું. મકાન પોતાનું જ હતું પણ ગીરો મૂકાયેલ હતું. નીચે ઓરડો, ઓસરી ને રસોડું. ઉપર પણ એમ જ. ઉપર ઘરની બાજુમાં નાનકડી અગાસી હતી. અનંતનો શિછેર એ ઘરમાં થયા હતા.

ઘરમાં પ્રવેશતાં જ બંને બહેનો હસતી સામે આવી. દસ વરસની કુસુમે બૂમ મારી એટલે ઉપરથી મોટોભાઈ નવનીત આવ્યા. નીચેના રસોડાના બારણામાં લાજનો ઘૂમટો તાણીને અનંતનાં ભાભી આવ્યાં. મોટાભાઈના મોં ઉપર ગંભીરતા હતી. ભાભીનું મોં દેખાતું નહોતું. નાની બહેનો હસતી હતી. અનંત અર્ધી ગંભીરતા અને અર્ધું સ્મિત મોં ઉપર લઈ ને ઘરમાં દાખલ થયો.

થેલી ને ધાબળો નીચે મૂકી અનંત કોઈની સાથે વાત કર્યો વિના ઉપર ગયો. ખાટલામાં અનંતની બા સૂતાં હતાં. અનંતે પાસે જઈને મોં જોયું તો પિતાએ કરેલી વાત સાચી લાગી. એક વરસ પહેલાંની બા નહોતી. શરીર હાડકાંનો માળખો બની ગયું હતું. મોં ઉપર માંસ નહોતું. હાડકાં ઊપસી આવ્યાં હતાં એટલે મોં બિહામણું લાગતું હતું. શ્વાસ ધીમે ચાલતો હતો. આંખ અર્ધી મીંચેલી હતી.

અનંતની પાછળ અમુભાઈ આવ્યા. એમણે અનંતને ખાટલા પાસે સ્થિર થઈ ઊભેલો જોયો એટલે ખાટલા નજીક આવી ધીમેથી બોલ્યા:

'બા અનંત આવ્યો.'

અનંતની બાનું નામ કસ્તુર. એણે આંખ ઉઘાડી. અનંતને જોઈ મોં ઉપર હાસ્ય આવ્યું. અનંત પાસે જઈ ખાટલા ઉપર બેઠો. એના આખા અંગમાં ઝણઝણાટી વ્યાપી ગઈ. માતાએ હૈયાનું હેત ઠાલવવા ધ્રૂજતે હાથે અનંતનો હાથ પકડી પોતાના મોં પાસે લીધો. અનંત ટમટમતા દીવા જેવી આંખો જોઈ સાનભાન ભૂલ્યો. બધા વિચારો ને મંથન ક્યાંય ડૂબી ગયાં. નિશ્ચલ આંખો ઢીલી પડી ગઈ. એક ક્ષણ પછી આંખ મીંચી ત્યારે ખૂણામાં અશ્રુબિંદુ ચમકી રહ્યું.

'આવ્યો, બેટા!' ધીમો પણ ભેદક અવાજ સંભળાયો. 'હવે ક્યાંય જઈશ મા, હો!' અને બે હાથ અનંતને બાથમાં લેવા ઊંચા થયા. માતાના ગળાની પાસે પડેલો હાથ શરીર ખસવાથી ખસીને હૃદય પાસે આવી ગયો. અમુભાઈએ કસ્તુરના ઊંચા થયેલા હાથ પાછા વાળ્યા. બંને હાથ છાતી ઉપર પડ્યા. નીચે અનંતનો હાથ હતો તે દબાયો. અનંતે હૃદયના ધબકારા અનુભવ્યા. માતાના હૈયામાંથી એના હાથમાં કાંઈક આવતું હોય અને શરીરમાં પ્રસરી એક ઝીણી કંપારી પ્રસરાવતું હોય એવું અનંતને લાગ્યું. અમુભાઈ મા અને બચ્ચાંનો પ્રેમ જોઈ રહ્યા. એમનાથી ત્યાં ન રહેવાયું. માથું નીચું કરી તેઓ દાદર તરફ વળ્યા. પગથિયા ઉપર પગ મૂકતાં ખોખરાતા અવાજે એમણે અનંતને કહ્યું:

'બહુ વાતો ન કરીશ. પાછી તબિયત લથડશે.'

અનંતના કાન ઉપર શબ્દો પડ્યા પણ અનંત સમાધિસ્થ હતો એટલે શબ્દો ભોંઠા પડી પાછા વળ્યા. અનંતે હૃદય ઉપરથી હાથ ન ઉપાડ્યો. કેટલી ક્ષણો ગઈ હશે તે ખબર ન રહી. પણ એ ક્ષણો અનંતે સમાધિમાં ગાળી. બાએ હાથ ઉપાડી પડખું ફેરવવા પ્રયત્ન કર્યો

ત્યારે અનંત જાગ્યો. હૃદય ઉપરથી હાથ લઈ લીધો. ખાટલા પાસે પડેલી ખુરસી ઉપર નજર પડતાં ઊઠવા તૈયાર થયો. બા સમજી ગયાં હોય તેમ અનંતને ઊઠતો અટકાવ્યો.

'હવે પાછો જઈશ મા, હો!' એ જ કરુણ શબ્દો! અનંતનું હૈયું વલોવાયું. અનંતની આંખ આડેથી કોઈએ પડદો ખસેડી લીધો અથવા કોઈએ નવો પડદો મૂકયો. અનંતને બધું જુદું દેખાવા લાગ્યું. જે જીવન માટે પોતે રાચતો હતો એ જીવન માતાનું ઘાતક લાગ્યું. અનંતને હૈયે વસી ગયું કે પોતે માતાના મોતનું કારણ છે. અનંત કંપી ઊઠયો. એણે જોરથી માતાનો નબળો હાથ પકડી લીધો અને ઢળી પડતા દેહને બળપૂર્વક સાચવ્યો.

'બા!' અનંતના હૃદયતલમાંથી અવાજ આવ્યો. બાએ આંખ ઉઘાડી જુવાન પુત્રના મોં સામું જોયું. માતા–પુત્રની આંખો મળતાં ચારેય આંખો છલકાવા લાગી.

એ અનુપમ દૃશ્ય જોવા ત્યારે ઓરડામાં કોઈ નહોતું!



## [૧૯]

# કારમી રાત

રાતના અગિયાર વાગ્યા હતા. અનંત થોડી વાર સુધીમાં ન ઊતર્યો એટલે અમુભાઈએ નવનીતને ઉપર મોકલ્યો. નવનીતે ઉપર આવીને જોયું તો અનંતે બા ઉપર શરીર ઢાળી દીધું હતું. બંને નિદ્રસ્થ હોય એવું લાગતું હતું. નવનીત ગભરાઈ ગયો. તુરત નીચે આવ્યો. એનાં પગલાં ઉપરથી અમુભાઈ એની ગભરામણ પારખી ગયા.

'કેમ શું છે?' અમુભાઇએ ઊંચે શ્વાસે પૂછ્યું.

'અનંત મારી બાની છાતી ઉપર ઢળી પડયો છે. બનેની આંખો બંધ છે.'

અમુભાઈ સફાળા ઊઠયા. કમળા અને કુસુમ બેબાકળી બની મોટાભાઈ અને પિતા સામે જોઈ રહી. નવનીતની વહુ લાજ ખસેડી ઓરડામાં દોડી આવી.

અમુભાઈ ઉપર ગયા. અનંત ધીમે રહીને પોતાનું શરીર ઉપાડતો હતો અને ગળી પડતી આંખે માતાના મોં સામે જોતો હતો. અમુભાઈએ આ જોયું. એમના પગ નીચેની ધરતી ખસતી હોય એવું લાગ્યું.

આશ્ચર્યપૂર્વક તેઓ અનંત સામું જોઈ રહ્યા. અનંતની આંખોએ અમુભાઇને બધી વાત કહી દીધી. એમણે દોડીને પત્નીનું કાંડું પકડયું.

હાથ ટાઢોબોળ હતો. નાડી બિચારી થાકીને વિસામો લેતી હતી. અમુભાઈના મોંમાંથી ચીસ નીકળી ગઈ.

નવનીત, એની વહુ અને બંને બેનો ઉપર દોડી આવ્યાં, બધાંની આંખો કસ્તુર ઉપર મંડાયેલી હતી. કસ્તુરના હોઠ જરીક હાલ્યા. અમુભાઈએ તુરત નાક આગળ આંગળી ધરી. શ્વાસ ચાલતો હતો. નાડી જોઈ તો ધબકતી હતી. બધાંના મુખભાવ બદલાયા, અનંત ગંભીર નયને બધું જોઈ રહ્યો હતો. એના મોંની એક પણ રેખા ન બદલાઈ. અમુભાઈએ હાથના ઇશારાથી બધાંને નીચે જવા કહ્યું. બધાં દાદર તરફ વળ્યાં. અનંત પણ ઊઠ્યો.

'નવનીત, અનંત માટે નીચે પથારી કરાવજે અને તું ઉપર સૂજે.' અમુભાઈએ કહ્યું.

'હું જાગી શકીશ.' અનંતે ધીરે રહીને કહ્યું.

'આજે તું થાક્યો હઈશ. જરા આરામ કર. કાલે તું જાગજે.'

'હું થાક્યો નથી અને મોટાભાઈ એકલા આખી રાત જાગે એના કરતાં અમે વારાફરતી જાગશું.'

'હું છું ને!'

અનંત વધુ ન બોલ્યો. સૌની સાથે નીચે ઊતર્યો. એનાં ભાભી ગાદલું પાથરવા લાગ્યાં તે અનંતે જોયું પણ બોલ્યો નહિ. ઓરડામાં એક ખૂણામાં ટેબલ અને બે ખુરસી પડ્યાં હતાં. એની બાજુમાં ઓટીંગણવાળો લાકડાનો બાંકડો પડ્યો હતો. એક બાજુ મોટો કબાટ હતો. કબાટની નજીક ટિપાઈ પડી હતી. અનંતે નીચે ઊતરી આખા ઓરડામાં નજર ફેરવી બધું જોયું. કાંઈ નવું ન લાગ્યું. એ બાંકડા ઉપર જઈને બેઠો.

'હવે તો અહીં જ રહેવું છે ને?' મોટાભાઈ ખુરસી ઉપર બેસતાં બેસતાં બોલ્યા. બંને બહેનો વારાફરતી બંને ભાઈઓ તરફ જોવા લાગી.

અનંતે જવાબ ન આપ્યો. ગંભીર મુખમુદ્રા ધારણ કરી મોટાભાઈ સામે તે તાકી રહ્યો.

'હું હવે અહીં નથી રહેવાનો. બાને ઠીક થશે એટલે હું તો ચાલતો થઈશ.'

'તમારે જવું હોય તો જજો.' અનંત ધીમેથી બોલ્યો.

'પછી ઘરનું ખર્ચ કોણ પૂરું કરશે? મેં પાંચ વર્ષ ખેંચ્યું, હવે મારામાં ત્રેવડ નથી. મુંબઈનું ખર્ચ તો તું જાણે છે?'

અનંત ન બોલ્યો. એની પાસે બોલવા જેવું કાંઈ હતું જ નહિ. પથારી થઈ એટલે મૂંગોમૂંગો ઊઠી પથારીમાં જઈને લાંબો થયો. નવનીત એના તરફ કંઈક રોષભરી નજર ફેંકી ઉપર ગયો. નવનીત ઉપર ગયો એટલે અનંતનાં ભાભી પથારી પાસે આવ્યાં. એનું નામ નિર્મળા. અનંત એમને જોઈ બેઠો થયો. ભાભી પથારી પાસે નીચે બેઠાં.

'મજામાં છો ને?' ભાભી હસતાં હસતાં બોલ્યાં.

'તમે આનંદમાં?' અનંતે જવાબ આપતો હોય એમ પૂછ્યું.

'અહીં આનંદ કેવો! બા માંદાં પડયાં છે તે એક ઘડીની નવરાશ નથી મળતી. કમળાબેન કે કુસુમબેન થોડું જ કંઈ કામ કરાવે છે?' ભાભીએ બંને બેનો સામે જોયું. બંને બેનોએ એકમેક સામું, ભાભી સામું અને છેવટે અનંત સામું જોયું. એમની આંખોમાં કોઈ ખોટો આરોપ મૂકતું હોય એવો ભાવ હતો.

'હવે તો લડાઈમાં નથી જવાના ને?' ભાભીએ પ્રશ્ન કર્યો.

'જેવી પ્રભુની ઇચ્છા!' અનંતે જવાબ આપ્યો.

'તમારા મોટાભાઈ હવે અહીં રોકાશે તો મુંબઈની નોકરી તૂટી જશે. એવી નોકરી પછી નહિ મળે.'

અનંત ન બોલ્યો.

'અને બાપુજીને ને એમને એક દિવસેય ક્યાં બને છે? રોજનો લોહીઉકાળો.' ભાભીએ સમાચાર આપવા માંડ્યા.

અનંતે ઊંઘ આવતી હોય એમ આંખો મીંચીને ઉઘાડી. ભાભી સમજી ગયાં.

'ઊંઘ આવે છે? ગાડીમાં થાકી ગયા હશો.' ભાભી જવા તૈયાર થયાં.

'દિવસની મુસાફરીમાં થાકી તો શું જવાય? પણ કાલ રાત્રે સુવાયું નથી.' અનંતે સૂવાની તૈયારી કરતાં જવાબ આપ્યો.

'ઠીક ત્યારે, નિરાંતે સૂઓ. કમળાબેન, તમેય સૂઈ જાઓ. અનંતભાઈને સૂવા દ્યો.' ભાભી ઊઠ્યાં.

ભાભી પાછળને દાદરેથી ઉપર ગયાં. બહેનોની પથારી નીચેની ઓસરીમાં હતી. તેઓ એ તરફ ગઈ. અનંત પથારીમાં લાંબો થયો.

'કમુ!' અનંતે સૂતાં સૂતાં ધીમેથી બૂમ મારી.

કમળા અને કુસુમ તુરત દોડી આવ્યાં. બંનેનાં મોં ઉપર ઉલ્લાસ હતો. અનંતે એમને પથારી પાસે બેસવાનું કહ્યું. બંને બહેનો બેઠી. અનંતને એમની સામે જોતાં જરા નિરાંત થવા લાગી. બંને બહેનો ઘડી ઘડી દાદર તરફ જોતી હતી એટલે અનંતે પૂછ્યું:

'કમ, ત્યાં શું જુઓ છો?'

'મોટાભાઈ આવશે.' કુસુમ ધીમેથી બોલી.

અનંત આશ્ચર્ય પામ્યો: 'ભલે આવે. એમાં શું છે?'

'ખિજાશે.' કમળાએ જવાબ આપ્યો.

'પણ આમાં શાના ખિજાય?'

જવાબ ન મળ્યો. અનંતે વધુ ન પૂછ્યું. મોં ઉપર પરાણે સ્મિત લાવી એણે બીજી વાત શરૂ કરી:

'બેય લહેરમાં છો ને ?'

બંનેનાં મોં મલકી ઊઠ્યાં, આંખો હસી પડી. અનંતનું કૃત્રિમ સ્મિત સાચા રૂપમાં ફેરવાઈ ગયું.

'તું શું ભણે છે, કુસુમ ?'

'ચોથી.'

'તું ?' કમળાને પૂછ્યું.

કમળાએ શરમથી નીચું જોયું.

'એ તો નથી ભણતી.' કુસુમે જવાબ આપ્યો.

'કેમ ? હું એક વરસ પહેલાં આવ્યો ત્યારે તું નહોતી ભણતી ?'

'ના.' કમળાએ માંડમાંડ જવાબ આપ્યો.

'કેમ મૂકી દીધું ?'

'બાએ ના પાડી.'

'ક્યારે નિશાળ છોડી ?'

'પહેલી અંગ્રેજીમાં ગઈ પછી બાએ ઉઠાડી લીધી.'

'એટલે તો...' અનંત યાદ કરવા લાગ્યો. 'હું લડતમાં ગયો પછી બીજે જ વર્ષે ?' અનંતને આશ્ચર્ય થવા લાગ્યું.

'હા.'

'પણ તેં બાને કહ્યું નહિ ? બાપુજીને કહેવું હતું. નિશાળ શા માટે મૂકી દીધી.'

કમળા જવાબ આપવાને બદલે અનંત કરતાંયે વધુ આશ્ચર્યથી એના સામું જોઈ રહી. અનંતે કમળાની આંખમાં પોતાનું ભોળપણ વાંચ્યું. અનંત પાછો પડ્યો. થોડી વાર ભાઈબેન મૂંગાં બેસી રહ્યાં.

'કુસુમ, તું તો ભણવાની ને?' અનંતે ફરી મોં ઉપર સ્મિત લાવી પૂછ્યું.

'બાપુજી તો દરરોજ ઉઠાડી મૂકવાની વાતો કરે છે, ચોથીની પરીક્ષા આવશે પછી ઉઠાડી લેશે.' કુસુમે જવાબ આપ્યો.

'હવે નહિ ઉઠાડે.' અનંત સ્વગત બોલતો હોય એમ બોલી ગયો.

'નાનાભાઈ!' કુસુમના અવાજમાં અદ્‌ભુત મીઠાશ હતી. 'હવે તમે અહીં રહેશો ને?'

અનંત જવાબ ન આપી શક્યો. એના ડોળા ફાટી રહ્યા. બંને બહેનો 'નાનાભાઈ'નું મોં જોઈ સ્તબ્ધ થઈ ગઈ.

'કુસુમ!' અનંત ગંભીર સ્વરે બોલ્યો. 'બે–ચાર દિવસ પછી બધું કહીશ હો!' પાછળના શબ્દોમાંથી ગંભીરતા ખસેડવા અનંતે પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળ ગયો.

'અનંત!' ઉપરથી અવાજ આવ્યો. અવાજ બાપુજીનો હતો. કમળા અને કુસુમ ઊઠીને ઓસરીમાં ચાલ્યાં ગયાં.

'કેમ બાપુજી!' અનંતે નીચેથી જવાબ આપ્યો.

'જરા ઉપર આવ તો!' ધીમો પણ ગંભીર અવાજ આવ્યો.

અનિષ્ટની કલ્પના કરતો અનંત ઉપર ગયો. નવનીત ખાટલા પાસે ઊભો હતો. અમુભાઈ ખાટલા પરથી ઊભા થતા હતા. અનંતે ફાટી આંખે ખાટલામાં નજર નાખી. માતાનું કલેવર શાંત પડ્યું હતું. ડોકું એક બાજુ ઢળી ગયું હતું. અનંત સમજી ગયો. આગળ પગલું ભરી શકાયું નહિ. દાદરની નજીક ઢગલો થઈને પડી ગયો. અમુભાઈના મોંમાંથી દબાવી રાખેલી ચીસ નીકળી ગઈ. નિર્મળા, કમળા અને કુસુમ દોડી આવ્યાં.

❧

[ ૨૦ ]

# સુધારક પિતા

કાન્તાના પિતા ભાવનગરના એક પ્રતિષ્ઠિત શહેરી હતા. સુમનના કાકાની પેઠે તેઓ પણ રૂનો વેપાર કરતા. આજુબાજુના પ્રદેશમાં અને રૂના વેપારીઓમાં એમની સારી ખ્યાતિ હતી. પોતે ખાદી પહેરતા અને સૌ કોઈ ખાદી જ પહેરે એમ ઇચ્છતા. 'ગાંધીજયંતી' કે 'રાષ્ટ્રીય સપ્તાહ' વખતે કાંધ ઉપર તાકા લઈને ફેરી કરવા જવામાં એમને શરમ નહોતી લાગતી. તેઓ સુધારક વિચારના હતા. સાંજ-સવાર છાપાં લઈને વાંચવા બેઠા હોય તેમાં પુનર્લગ્નના કે આંતર-જાતીય લગ્નના સમાચાર આવે ત્યારે તેઓ હર્ષ પ્રગટ કરતા અને બાજુમાં કોઈ બેઠું હોય તો 'આધુનિક સમાજ અને તેમાં આવશ્યક સુધારા' પર મોટું પ્રવચન આપી દેતા. ગામના જુવાનો યુવકસંઘના ફંડ-ફાળા માટે એમના ઉપર મોટી આશા રાખતા અને તેઓ એમને નિરાશ કરતા નહિ. ભાવનગરની એક પણ જાહેર પ્રવૃત્તિ એવી નહોતી કે જેમાં કાન્તાના પિતા—શેઠ પ્રાણજીવનદાસ—નું નામ ન હોય.

તેઓ આધુનિક કેળવણી—ખાસ કરીને સરકારી કોલેજની કેળ-વણી—ના વિરોધી હતા. પોતે એ કેળવણીમાંથી બચી ગયા છે એ માટે પોતાની જાતને ધન્ય માનતા. પરંતુ એમના ચિ. ઇન્દુલાલ સ્વતંત્ર વિચારના હોવાથી અને પોતે પણ સ્વાતંત્ર્યમાં માનતા હોવાથી, એ વરસ પહેલાં વિલાયત ગયા ત્યારે એમણે મોટો મેળાવડો કર્યો હતો

અને એ પ્રસંગે ભાવનગર રાજ્યના અમલદારોને જ નહિ પણ રાષ્ટ્રીય અને સામાજિક કામ કરતા સેવકોને પણ પોતાને આંગણે નોતર્યા હતા.

તેઓ ખાદીનું ધોતિયું, પહેરણ, કોટ અને માથે પાઘડી પહેરતા. ઊજળાં દૂધ જેવાં વસ્ત્રોમાં એમની ગૃહસ્થાઈ ઓર શોભતી હતી. રાજ્યના તેઓ માનીતા હતા, જીભ મીઠી હતી અને ઈશ્વરે વહેવાર-બુદ્ધિનું છૂટે હાથે દાન કર્યું હતું .એટલે આજ સુધીમાં કોઈ દુશ્મન નહોતું થયું.

૧૯૩૦ની લડત ઊપડી ત્યારે તેઓ બધાને કહેતા કે 'દેશી રાજ્યની પ્રજાનો ધર્મ છે કે એણે ખાદી પહેરવી, સૂતર કાંતવું, અસ્પૃશ્યતાનો નાશ કરવો અને લડત પ્રત્યે સહાનુભૂતિ બતાવવી.' ગામના જુવાનોને એમની વાત ઠીક લાગતી પણ એ ઉપદેશને એમની 'અંગત માન્યતા' ગણી એમના પ્રત્યે એવો જ આદર રાખતા અને પ્રાણજીવન શેઠ સૈનિકોને ભાડું આપવામાં કે મદદ કરવામાં પાછી પાની કરતા નહિ.

એક દિવસ પંદર વરસની કાન્તાએ લડતમાં જવાની માગણી કરી ત્યારે પ્રાણજીવન શેઠના આશ્ચર્યનો પાર ન રહ્યો. ઈન્દુ બાવીસ વર્ષનો જુવાન હતો છતાં—ભલે પોતે નહોતા મનતા છતાં પણ કૉલેજમાં શાંતિપૂર્વક અભ્યાસ કરતો, જાહેરસભાઓમાં જતો, ખાદી પહેરતો, જરૂર પડયે ખાદી વિષે વ્યાખ્યાન આપતો. એણે લડતમાં જવાની ઇચ્છા ન બતાવી અને આ પંદર વર્ષની છોકરીને શું થઈ ગયું?

પ્રાણજીવનદાસે વાતને હસવામાં કાઢી નાખી. પણ કાન્તાએ ફરી સાંજે યાદ આપ્યું. ભાવનગરથી જતી કેટલીયે બહેનોનાં નામ આપ્યાં. પ્રાણજીવનદાસ બહુ વિરોધ ન કરી શક્યા. કાન્તા બહેનોની એક ટુકડી સાથે મેદાનમાં ઊતરી. કાન્તાના પરાક્રમની વાત સાંભળી

સ્નેહીઓ પાસે પ્રાણજીવનદાસ હર્ષ પ્રગટ કરતા હતા પણ એમના મનમાં એમ થયા કરતું હતું કે ' છોકરી ખોટે માર્ગે જઈ રહી છે. '

સંધિ થઈ ત્યારે કાન્તા ઘેર આવી. કાન્તા છઠ્ઠી અંગ્રેજીનો અભ્યાસ છોડીને લડતમાં ગઈ હતી. આવ્યા પછી એકાદ મહિને શાળામાં દાખલ થઈ. કાન્તા ભણવામાં હોશિયાર હતી અને પ્રાણજીવનદાસની પુત્રી હતી એટલે ત્રણ મહિના પછી પરીક્ષા લઈ એને સાતમીમાં દાખલ કરી. કાન્તાનો અભ્યાસ આગળ ચાલે ત્યાં તો ભાવનગરમાં કાપડ ઉપર પિકેટીંગ શરૂ થયું. કાન્તા થનગની રહી હતી. પહેલાં તો અભ્યાસ ને પિકેટીંગ બંને કરવા માંડયાં પણ અંતે અભ્યાસ રહી ગયો અને કાન્તા કાપડિયાઓને હંફાવનારી જબરદસ્ત સૈનિકા બની ગઈ. પિતાને આ ગમતું નહોતું પણ લડતમાંથી આવ્યા પછી કાન્તા આવી બાબતોમાં પ્રાણજીવનદાસને પૂછતી જ નહિ. સ્વાભાવિક હોય તેમ પોતાને ઠીક લાગતું તેમ કર્યે જતી.

'કર ની લડાઈ શરૂ થતાં કાન્તા એક દિવસ પણ શાની થોભે ? આ વખતે પિતાએ થોડો રોષ પણ બતાવ્યો. અને ' આ વખતનો રંગ જુદો છે ' એમ પણ સમજાવ્યું પણ કાન્તા માની નહિ. નાસીને નહિ, પણ અમુક દિવસે જાઉં છું એમ કહી ત્યાંથી વિદાય થતા સૈનિકો સાથે કાન્તા ચાલી ગઈ.

કાન્તાને માતા હતી પણ ઘરમાં પિતાજીનું એવું સામ્રાજ્ય હતું કે પ્રાણજીવનદાસ કહે તેમ જ નહિ પણ ઇચ્છે તેમ જ થાય. કાન્તાની બાએ એને કોઈ દિવસ રોકી નહોતી, તેમ કંઈ કહ્યું પણ નહોતું. ક્યારેક વાત ઊપડે તોયે ' તારા બાપુને પૂછ ' કહી એ શાંત થઈ જતી. કાન્તા આવી માતા બદલ ઘણી વાર પોતાની જાતને ભાગ્યશાળી માનતી પણ ક્યારેક એને પોતે માવિહોણી હોય એમ લાગી આવતું.

'૩૪ ના એપ્રિલમાં ગાંધીજીએ લડત પાછી ખેંચી લીધી ત્યાં સુધીમાં કાન્તા એક વખત આઠ દિવસ માટે ઘેર આવી હતી. બાકીનો બધો સમય જેલમાં, ખાદી અને સ્વદેશીપ્રચારમાં, અને છાવણીમાં જ એણે ગાળ્યો હતો. છાવણીના દિવસોમાં કાન્તા અનેક સૈનિકોના પરિચયમાં આવી હતી પણ એમાં અનંત અને વિનુ એને કંઈક જુદા જ લાગતા હતા.

કાન્તા લડતમાંથી ઘેર આવી ત્યારે એકાદ મહિના સુધી તો કોઈ સાથે બહુ બોલી જ નહિ. એના મોં ઉપર ભરપૂર વિષાદ છવાયેલો રહેતો. ક્યારેય બોલતી નહિ અને બોલતી ત્યારે એ જ વાત : 'આપણે હારી ગયા ! અત્યારે તો બધી આશાઓ ડૂબી ગઈ !' અને સાંભળનારનું અંતર પણ વિષાદમય બની જતું.

પછી તો દિવસો અને મહિનાઓ વિતવા લાગ્યા. કાન્તા ક્યારેક ક્યારેક સૈનિકમિત્રોના સમાચાર સાંભળતી. અનંત અને વિનુ રામપુરમાં બેઠા એ એણે સાંભળ્યું ત્યારે જવાની ઇચ્છા કરી. પણ પિતાએ દબાવી દીધી. અંતે થાકીને શાળામાં દાખલ થઈ. અભ્યાસ શરૂ કર્યો એટલે પિતાએ માન્યું કે હવે લડત પૂરી થઈ અને એમની એક ચિંતા ઓછી થઈ.

બીજી એક મોટી ચિંતા આ ચિંતાની પાછળ દબાયેલી હતી તે ઉપર ધસી આવી. પ્રાણજીવનદાસે કાન્તા માટે મુરતિયો શોધવા ચારે બાજુ નજર ફેરવવા માંડી. કાન્તાને ગંધ આવતાં એણે પિતાને કહ્યું. 'રહેવા દેજો. મારે અપરિણીત રહેવું છે.' પિતાને એ વિચારમાં બાલિશપણું લાગ્યું અને સારો મુરતિયો મળતાં કાન્તાનું સગપણ કરી નાખ્યું. તે દિવસ કાન્તાએ ભોજન છોડયું પણ પિતાએ માન્યું કે ધીમે ધીમે બધું ઠેકાણે આવી જશે

મુંબઈમાં હીરાનો વેપાર કરતા જમાઈએ જ્યારે કાન્તાનો કાગળ પ્રાણજીવનદાસને બીડયો ત્યારે એમની આંખ ફાટી રહી. છોકરી

અસામાન્ય છે એમ એમને લાગ્યું અનેક કુટુંબના ગૂંચવણભર્યા પ્રશ્નો પોતે ઉકેલતા પણ પોતાના કુટુંબની આ ગૂંચવણ ઉકેલવી મુશ્કેલ થઈ પડશે એમ એમને લાગવા માંડ્યું. પોતાની શક્તિ ઉપરનો વિશ્વાસ ઓછો થતાં દરરોજની સમજાવવાની રીત ને બદલે ધમકાવવાની રીત અખત્યાર કરી. પણ તેમ તેમ તે ગભરુ લાગતી કાન્તા ઉદ્ધત અને અવિનયી લાગવા માંડી

પ્રાણજીવનદાસ ચિંતાથી ઘેરાઈ ગયા. ખૂબ મથામણને અંતે એમને એમ લાગ્યું કે હવે ઢીલ કરવામાં વાત વણસી જશે. એમણે લગ્નનું મુહૂર્ત જોવડાવ્યું અને મુંબઈના ઝવેરીને ખબર આપ્યા. ઝવેરી જુવાન તૈયાર હતો. એક મહિના પછીની તિથિ નક્કી થઈ અને તૈયારી થવા માંડી. કાન્તા બધું જોયા કરતી હતી. કાન્તા સાથે પ્રાણજીવનદાસ વાત નહોતા કરતા એટલે કાન્તા પણ કશું નહોતી બોલતી. એણે મનમાં ગોઠવ્યું હતું કે 'આખરે પરણવું તો મારે જ છે. મને જણાવ્યા વિના કંઈ ચાલશે ?'

પ્રાણજીવનદાસે જોયું કે કાન્તા આ બધી તૈયારી વિષે જાણતી હોવા છતાં બેદરકાર થઈને ફરે છે. એમણે પોતાની સાળીના દીકરા સુમનને કાન્તાને સમજાવવા માટે કહ્યું. સુમન અને કાન્તા વચ્ચે વાત થઈ તેમાં તો કાન્તાએ સુમનને ઊધડો જ લીધો. સુમને માસા પાસે જઈ ચોખ્ખું કહ્યું. 'એને પૂછ્યા વિના ન કરતા; નહિ તો હેરાન થઈ જશો.'

કાન્તા સાથે વાત કરી શકે એવું બીજું કોઈ ન મળ્યું એટલે એક દિવસ સાંજે જમ્યા પછી પ્રાણજીવનદાસે કાન્તાને દીવાનખાનામાં બોલાવી. દીવાનખાનું સુંદર હતું. કાન્તા આવી ત્યારે કોચ પર બેઠેલા પિતાએ એને પ્રેમથી પાસે બોલાવી અને કોચ ઉપર બેસવા કહ્યું. કાન્તા ગંભીર મુખે કોચ ઉપર બેઠી.

'કેમ બેટા, હમણાં બહુ ગમગીન રહે છે ?'

કાન્તાએ જવાબ ન આપ્યો.

'મહિના પછી તો તું ઘર છોડી જઈશ.' પ્રાણજીવનદાસ લાગણીપૂર્વક બોલ્યા, 'તું આમ રહે એ અમને કેમ ગમે?'

'પણ તમે મને તો કંઈ પૂછતા જ નથી.' કાન્તા પિતા સામું નહિ જોતાં સીધું જોઈને જ બોલી.

'એમાં પૂછવું'તું શું? અમે તારું હિત નહિ વિચારતાં હોઈએ?'

'પણ હું મારું હિત નહિ વિચારતી હોઉં?'

'તું હજી બાળક કહેવાય.' પિતાના મોં ઉપર સહેજ સ્મિત ફરક્યું.

'તો મને શા માટે પરણાવો છો?' કાન્તા પિતા સામું જોઈ રહી.

પ્રાણજીવનદાસ સહેજ મૂંઝાયા હોય એવું દેખાયું.

'બાળક એટલે-અમારી પાસે તો તું બાળક જ છે ને? પિતા જરા અચકાતા અચકાતા બોલ્યા.

'હું હવે બાળક ન કહેવાઉં. અમસ્થા તો તમે એમ કહ્યા કરો છો કે હું બહુ મોટી થઈ ગઈ. આજ વળી હું બાળક થઈ ગઈ!'

પિતાએ નહોતું ધાર્યું કે કાન્તા આટલી છૂટથી વાત કરી શકશે. એમણે જરા સખત અવાજે કહ્યું:

'તું તો લડતમાં જઈને બહુ ડાહી થઈ ગઈ!'

કાન્તાએ જવાબ ન આપ્યો. વાત ત્યાંથી જ અટકી. કોઈ મળવા આવતાં કાન્તા ઊઠીને બહાર ચાલી ગઈ અને તે દિવસે જ અનંત ભાવનગર આવ્યો.

અનંત સાથે કાન્તાએ કલાકો સુધી વાતો કરી એમ જ્યારે પ્રાણજીવનદાસે જાણ્યું ત્યારે એમની તમામ હિંમત હરાઈ ગઈ. તેઓ અનંતને ઓળખતા હતા. દુનિયામાં કોઈની શેહમાં ન દબાય એવો અનંત કાન્તાના વિરોધને ટેકો આપશે અને જરૂર પડશે તો મદદ પણ કરશે એમ એમણે ધાર્યું. તે દિવસે રાત્રે કાન્તા ઘરે આવી.

એટલે પિતાએ સંભળાવી દીધું: 'હવે બહાર જવાનું નથી. કાલથી શાળા પણ બંધ.'

બીજે દિવસે કાન્તા બહાર જવા તૈયાર થઈ એટલે અથડામણ જાગી. પ્રાણજીવનદાસ ખૂબ ગાજ્યા. કાન્તાને મળવા આવતો સુમન બહારથી જ પાછો વળ્યો. બપોરે પ્રાણજીવનદાસ કાન્તાની બાને ભલામણ કરી બજારમાં ગયા. એમના ગયા પછી પા કલાકે જ એની બાને જણાવ્યા વિના કાન્તા ચાલતી થઈ અને સુમન પાસે આવી.

સાંજે પ્રાણજીવનદાસ આવ્યા ત્યારે કાન્તા ઘેર હતી. રોષભર્યું મોં રાખી પ્રાણજીવનદાસ જમવા બેઠા અને કાન્તા જુએ તેમ એ ચાર કોળિયા ખાઈ ઊઠી ગયા. સોપારી ખાધી ન ખાધી અને બહાર ચાલ્યા. કાન્તા આ બધું જોઈ રહી હતી. એણે થોડીક ક્ષણ વિચાર કર્યો અને તુરત જ બહાર નીકળી. પાછળ બાનો અવાજ સંભળાયો પણ દરકાર કર્યા વિના સુમન પાસે આવી પહોંચી.

દસ પંદર મિનિટમાં પ્રાણજીવનદાસ પાછા આવ્યા. જુએ તો કાન્તા ન મળે. એમના હોશકોશ ઊડી ગયા. 'નક્કી ભાગી ગઈ.' એમના મનમાં થઈ આવ્યું. કાન્તાની બા ઉપર ગુસ્સે થતા એ બહાર નીકળ્યા અને સીધા સુમનને ત્યાં આવ્યા. સુમનનાં બા ઓરડામાં બેઠાં હતાં. પ્રાણજીવનદાસને ઉતાવળે આવતા જોઈ તે ચમક્યાં.

'કાન્તા અહીં છે?' રોષભર્યો પ્રશ્ન કર્યો.

'હા, કેમ?' બા ઊઠીને સામાં આવ્યાં.

'ક્યાં છે?' ઘાંટો પાડીને પ્રાણજીવનદાસ બોલ્યા.

'ઉપર સુમન પાસે બેઠી છે.'

પ્રાણજીવનદાસના ગુસ્સાનો પાર ન રહ્યો. એમણે સુમન અને કાન્તા પ્રત્યે ત્યાં રોષ ઠાલવ્યો અને ઉપર જઈ કાન્તાને નીચે ઉતારી.

[૨૧]

## પિતા–પુત્રી

કાન્તા એક પણ અક્ષર બોલ્યા વિના પ્રાણજીવનદાસ કરતાંયે ઉગ્ર મુદ્રા ધારણ કરી નીચે ઊતરી. સુમનનાં બા સ્તબ્ધ બની જોઈ રહ્યાં. પિતા–પુત્રી નીચે ઊતરી. સીધાં ઘર તરફ ચાલ્યાં. રસ્તામાં કોઈએ એક શબ્દનો પણ ઉચ્ચાર ન કર્યો.

બંગલાનું બારણું આવતાં, આગળ ચાલતા પ્રાણજીવનદાસ અટક્યા. કાન્તા સમજી ગઈ, પિતા તરફ એક રોષભરી નજર નાખી એ બંગલામાં દાખલ થઈ. પાછળ પ્રાણજીવનદાસ દાખલ થયા, અને એમણે અંદરથી બારણું વાસ્યું.

કાન્તા ઘરમાં જઈ દીવાલ પાસે ઊભી રહી. પ્રાણજીવનદાસ સામે આવી ઊભા રહ્યા. એકાદ મિનિટ બીષણ મૌન વ્યાપી રહ્યું.

કાન્તા ત્યાંથી ખસી. ઓરડામાં જઈ એણે પોતાનો ટ્રંક ઉઘાડ્યો; અંદર અસ્તવ્યસ્ત કપડાં પડ્યાં હતાં તે ઠીક કરવા લાગી. પ્રાણજીવનદાસ પાછા આવ્યા.

'શું કરે છે?' ડોળા કાઢી સખત અવાજે બોલ્યા.

'મારે અહીં નથી રહેવું.' કાન્તાનું મોં લાલચોળ થયું. નસકોરાં ફુલાયાં.

પ્રાણજીવનદાસ આ જવાબ સાંભળી દિગ્મૂઢ બન્યા. એમની આંખ ફાટી રહી. કાન્તા આજુબાજુ પડેલો સામાન ટ્રંકમાં ગોઠવવા લાગી. પ્રાણજીવનદાસ ત્યાં હોય જ નહિ એમ મોં ફેરવી કાન્તાએ એક પછી એક તૈયારી કરવા માંડી.

'કાન્તા!' વાતાવરણ ધ્રુજી ઊઠે એવા બુલંદ અવાજે પ્રાણજીવનદાસ બોલ્યા. કાન્તા લગીર પણ ડર્યા વિના એમની સામે તાકી રહી. પ્રાણજીવનદાસના અંગેઅંગમાં ક્રોધ વ્યાપી ગયો. કાન્તાએ પિતાની લાલ આંખ અને ભયાનક ક્રોધથી કંપતું શરીર જોયું. એ ઊભી થઈ ત્યાંથી બહાર નીકળી. પ્રાણજીવનદાસ ત્યાં સ્થિર ઊભા રહી કાન્તા ક્યાં જાય છે તે જોઈ રહ્યા.

કાન્તા ફળિયામાં આવી એક ક્ષણ ઊભી રહી. પિતા સામે નજર કરી પાછી ફરી. ધીમે પગલે પ્રાણજીવનદાસ ઓરડામાંથી બહાર આવ્યા. કાન્તા એમની બાજુમાં થઈ રસોડા તરફ ચાલી. પ્રાણજીવનદાસ સ્થિર પગલે દીવાનખાના તરફ ગયા. કાન્તાએ રસોડાના બારણામાં ઊભાં ઊભાં કહ્યું:

'મારે આજ જવું છે.'

પ્રાણજીવનદાસે મોં ફેરવ્યું, એક પણ શબ્દ ન બોલી શકતા હોય એવા ભાવથી એણે કાન્તાને નજીક બોલાવી. કાન્તા કશાયે ગભરાટ વિના આવી. પ્રાણજીવનદાસ દીવાનખાનામાં જઈ કોચ પર બેઠા. આંખથી કાન્તાને બેસવા કહ્યું.

'કાન્તા!' રોષ અને દુઃખ ઠાંસી ઠાંસીને ભર્યાં હોય એવો અવાજ નીકળ્યો. 'મારી આબરૂ વેચવી છે?'

કાન્તા ન બોલી. થોડીવાર મૌન વ્યાપી ગયું.

'મેં છૂટ આપી એનું આ પરિણામ ને?' રોષની માત્રા સહેજ ઓછી થઈ.

જવાબ ન મળ્યો. ફરી શાંતિ પ્રસરી ગઈ.

'તારા મનમાં શું છે? મને જીવવા દેવો છે કે નહિ?' અવાજમાં એકલું દુઃખ રહ્યું હોય એવું લાગ્યું. 'કેમ બોલતી નથી? મેં તને કોઈ દિવસ દુઃખી કરી છે? તારી એકે ઇચ્છા...' પિતાએ ગળું ખંખાર્યું, 'અણપુરાયેલી રહી છે?'

કાન્તાની કઠોર મુદ્રા ઓગળવા લાગી.

'તું નહિ માન તો શું થશે એ ખબર છે?'

'પણ હું શું કરું? મને પરણવાની ઇચ્છા જ નથી.'

'એવું કદી બની શકે?' નમ્ર અવાજે પિતા બોલ્યા.

'પણ મને જરાકે ઉમળકો તો હોવો જોઈએ?' કાન્તા નીચું જોઈને બોલી.

'પણ નવીનચંદ્રમાં શું કહેવા જેવું છે?'

'હું કયાં કહું છું કે કંઈ વાંધો છે?'

'ત્યારે?'

'મારે પરણવું જ નથી.'

'ત્યારે શું કરીશ?'

'સેવા.' સંકોચ પામતી કાન્તા બોલી.

પિતા જોઈ રહ્યા. 'સેવા!' ધીમેથી ગણગણ્યા.

'ક્યાં સેવા કરવા જઈશ?' પ્રાણજીવનદાસ થોડી વાર પછી બોલ્યા.

'તમે હેરાન નહિ કરો તો રામપુર. નહિ તો ગમે ત્યાં.' કાન્તા અદ્ભુત સ્વાસ્થ્ય ધારણ કરીને બોલી.

'કાન્તા!' માથું હતું તે કરતાં સહેજ ઊંચું કરીને પ્રાણજીવનદાસ બોલ્યા. કાન્તાએ સામું જોયું. 'મને જીવવા દેવો છે?' પ્રાણજીવનદાસે ફરી પ્રશ્ન કર્યો.

'પણ તમારે મારો વિચાર ન કરવો જોઈએ?' કાન્તાએ અવાજમાં લાવી શકાય એટલી નમ્રતા લાવી કહ્યું.

... વિચાર કરું?'

'મને અહીં મજા જ નથી આવતી. મને સુખે જીવવા દેવી હોય તો લગ્નની વાત મૂકો ને મને જવા દો.'

'એમ ન થાય. તને કો'ક ભમાવી છે.'

'ભમાવશે કોણ? તમને અનંતભાઈ અને સુમનભાઈ ઉપર વહેમ આવતો હશે, પણ મારું માનશો? એમણે મને જરાયે ચડાવી નથી. સુમનભાઈ તો બિચારા પોતે જ ઢીલા છે, એ મને શું ચડાવે? અને બાપુજી, તમે અનંતભાઈને ઓળખતા નથી. એ તો...'

'મારે એને નથી ઓળખવો.' પિતાજીના મુખભાવ જોયા વિના ઉત્સાહમાં બોલ્યા જતી કાન્તાને પિતાએ અટકાવી: 'એ બાવો છે. એણે ભભૂત ચોળી છે. એના જેવા આપણાથી નહિ થવાય.'

'પણ હું ક્યાં એના જેવા થવાનું કહું છું?'

'ત્યારે શું કહે છે? એણે જ તને ભમાવી છે, મેં પહેલેથી જ પગલાં લીધાં હોત તો આ સ્થિતિ ન આવત.' અવાજ સહેજ ઢીલો થયો. 'કોઈને શું દોષ દેવો? મારો જ વાંક. મેં આપેલી છૂટનો આવો ઉપયોગ થશે એવું મેં નહોતું ધાર્યું.'

'પણ મેં શું ખરાબ કર્યું છે?'

'ખરાબમાં હવે શું બાકી છે? ઘેર ઘેર ને શેરીએ શેરીએ તારી જ વાત ચાલે છે. તારાં થોડાંક ઓળખીતાં છે એ મને 'દંભી

સુધારક,' 'રાક્ષસ પિતા' ને એવાં નામે ઓળખાવે છે. તારા પિતા થવાનો, તને ઉછેરવાનો, કેળવણી આપવાનો, આટલી સ્વતંત્રતા આપવાનો મને આ લાભ!'

'એમાં હું શું કરું?'

'તું જ બધું કરે છે. ઘરની વાત બહાર ક્યાંથી જાય?'

'હું નથી પરણવાની, અને કોઈ પૂછે તો હું ના ન પાડું?'

'હવે ડાહી ન થા.' આંખમાં રોષની રેખા પ્રગટી 'પિતા પાસે આવું બોલતાં શરમ નથી આવતી?'

'હું મારા મનની વાત તમને ન કહું? સગપણ વખતે મને પૂછ્યું નહિ ત્યારે જ આ સ્થિતિ આવી ને?'

'બસ હવે.' પ્રાણજીવનદાસે કંટાળીને મોં ફેરવ્યું.

'જુઓ. પછી મારા પર દોષ દેળશો નહિ.' કાન્તા સ્પષ્ટ અવાજે બોલી, 'ગમે તેમ થશે તોયે હું પરણવાની નથી.'

'એમ?' પિતા ટટ્ટાર થયા.

'તમારે પૂરી રાખવી હોય તો પૂરી રાખો ને મારી નાખવી હોય તો મારી નાખો.'

'કાન્ત, બહુ બહેકી જવામાં લાભ નહિ હો?' પિતાએ તિરસ્કાર અને ક્રોધથી કહ્યું.

કાન્તા ચૂપ રહી.

'કાન્તા, મારું માન. હું તારા સારા માટે કહું છું. તું એક વખત બીજાં કુટુંબો જોઈ તો આવ, કયો પિતા એની દીકરીને આટલી છૂટ આપે છે?'

'મારે બીજાનું જોઈને શું કરવું છે? તમે અત્યાર સુધી છૂટ આપી અને હવે ફાંસો દેવા જેવું કરો છો.'

'હું–હું તને ફાંસો દેવા જેવું કરું છું?'

'ત્યારે બીજું શું? મારે પરણવું નથી. મારી છાંટાભાર ઇચ્છા નથી છતાં મને પરણાવવી એ ફાંસો નહિ તો બીજું શું?'

'કાન્તા, તું આટલી બધી છૂટ લઈશ એવું મેં નહોતું ધાર્યું.'

'પણ એવી મેં શી છૂટ લીધી છે?'

'કાંઈ નથી લીધી! હવે તારે ઠેકાણે જા. મને નિરાંતે બેસવા દે.'

કાન્તા પિતાના મોં સામું જોઈ રહી. પ્રાણજીવનદાસે પુત્રીના મોં ઉપર વ્યાપેલી બેદરકારી જોઈ. પણ કશું ન બોલ્યા. કાન્તા સ્થિર પગલે દીવાનખાનામાંથી બહાર નીકળી ગઈ. પ્રાણજીવનદાસ કોચને અઢેલીને વિચારમાં પડ્યા.



[૨૨]

# સ્વપ્ન અને જાગૃતિ

દીવાનખાનામાંથી આવી કાન્તા ઓરડામાં ગઈ. ટ્રંક અને બીજો સામાન સરખો કર્યો. જરા વાર વિચારમાં ઊભા રહી તુરત જ યાદ આવતાં પથારી કરી ઉપર બેઠી. રાતના સાડાઅગિયારનો સુમાર હતો પણ આંખમાં જરાય ઊંઘ નહોતી, અર્ધો કલાક પથારીમાં બેસી જ રહી. ઓરડા પાસેથી પિતાશ્રીને પસાર થતા જોયા. બત્તીની વાટ નીચી કરી પથારીમાં સૂતી.

એક કલાક બીજો નીકળી ગયો. ઓસરીમાં ટાંગેલી ઘડિયાળમાં એકનો ટકોરો થયો. કાન્તા બેઠી થઈ. ધીમે પગલે ઓસરીમાં આવી, ઓસરી ખાલી પડી હતી. ટોડલા ઉપર ઝાંખી બત્તી બળતી હતી. ઓસરીની કોર ઉપર આવી આસમાનમાંથી લપાઈ લપાઈને જોતા તારલિયા ઉપર એક નજર નાખી. પિતાના ઓરડા તરફ જોયું તો ઓરડો ઉઘાડો હતો. કાન્તા ચમકી. ચોરપગલે કાન્તા ઓરડા નજીક આવી. બારણા આગળ આવતાં પગ થંભી ગયા. ત્યાંથી પાછી વળી. પોતાના ઓરડામાં આવી. બત્તી ઊંચી કરી એક મિનિટ એમ ને એમ ઊભી. વળી બત્તી ધીમી કરી પથારીમાં પડી.

બેના ટકોરા થયા ત્યાં સુધી આંખ ન મિંચાઈ. હજારો વિચાર આવી ગયા. માતા-પિતાને સૂતાં મૂકી નાસી જવાનો ખ્યાલ બળવાન

થતો ગયો. કાન્તાને થવા માંડયું કે 'હવે અહીં નહિ રહી શકાય. આ રીતે રહેવા કરતાં નાસી જવું સારું પણ પણ...નાસી કયાં જવું? ...રામપુર તો પિતા આવે અને હોહા મચી જાય...બીજે કયાં જવાય? ગમે ત્યાં જાઉં, પિતા તો શોધી જ કાઢે...પણ ડરવું શા માટે? ડરીને દેશસેવા શી રીતે થઈ શકે? નાસવામાં કાયરતા છે...પણ રજા તો મળશે જ નહિ. સામે થઈને જવામાં ધમાલ મચી જશે.' કાન્તાએ કોઈનો પગરવ સાંભળ્યો, બારણામાં નજર નાખી. કાન્તાએ પિતાને ઓળખ્યા. સૂતી સૂતી જોઈ રહી. જરાવાર ઊભા રહી પ્રાણજીવનદાસ ચાલતા થયા.

કાન્તા સમજી ગઈ કે પિતાને હવે દરેક ક્ષણે પોતે ભાગી જશે એમ લાગે છે. 'એમની માન્યતા સાચી જ પાડવી.' વળી વિચાર સ્ફૂર્યો.

ત્રણના ટકોરા થયા. ઊંઘ શાની આવે? શાંતિ પણ શાની મળે? કાન્તા થાકી. આખું અંગ ઢીલું કરી આંખો બંધ કરીને પડી રહી. વહેલી પરોઢનો ઠંડો પવન ચિત્તને શાંતિ આપવા લાગ્યો. કાન્તા અર્ધ ઊંઘમાં સ્વપ્ન જોવા લાગી.

ગિરનારની તળેટીમાં પોતે ઊભી છે. શિખર ઉપર ઊભા ઊભા અનંત એને પોકારે છે. કાન્તા ઉપર ચડવા જાય ત્યાં આખું શિખર એને ડોલતું લાગ્યું. કાન્તા બેબાકળી બની પાછી દોડી આવી. શિખર ઉપરથી ખડખડાટ હસવાના પડઘા સંભળાયા, કાન્તા જાગી ગઈ. આંખ ચોળી બેઠી થઈ. 'એ તો સ્વપ્ન?' સ્વસ્થ થઈ ફરી સૂતી.

મુંબઈ જેવી મોટી નગરીમાં પોતે રખડતી હોય એવું લાગ્યું. કોઈ ઓળખીતું મળે નહિ. પેટમાં સખત ભૂખ લાગેલી. આંખે અંધારાં આવે, પગ લથડિયાં ખાય, સામેથી અનંત આવતો દેખાયો, પણ એના મોં ઉપર નૂર જ નહિ, તેજહીન—જાણે હાડકાંચામડાંનો કોથળો જ. કાન્તા એક બાજુ ખસી ગઈ. નજીકથી અનંત પસાર થઈ

ગયો. કાન્તા પાછળ જોઈ રહી. એણે બૂમ મારવા પ્રયત્ન કર્યો–પણ ત્યાં તો સ્વપ્ન છે એવું ભાન આવ્યું.

ફરી આંખો ઘેરાવા લાગી અને જાણે લગ્નની તૈયારી થઈ રહી હોય; શરણાઈના સૂર સંભળાતા હોય; પોતે પાનેતર પહેરીને બેઠી હોય; હૃદયમાં ફફડાટ થતો હોય; સામે પિતાના ડોળા ઘૂરકતા હોય; અને દુઃખભરી આંખે પરણનાર સામે નજર કરતાં ચીસ પડાઈ જતી હોય એવું–સ્પષ્ટ અસ્પષ્ટ દેખાવા લાગ્યું.

કાન્તાએ સવારના છ વાગ્યા સુધી અનેક સ્વપ્નાંઓ જોયાં. આજુબાજુના અવાજથી જ્યારે જાગી ત્યારે એણે નિરાંત અનુભવી. આંખી ઉઘાડી ત્યાં પિતા દેખાયા. નિરાંત ઊડી ગઈ, સ્વપ્ન કરતાંયે મૂંઝવનારી સ્થિતિ લાગી.

'કાન્તા ઊઠો, છ વાગ્યા.' પિતાનો અવાજ સંભળાયો. કાન્તા બેઠી થઈ. પિતા ચાલતા થયા. કાન્તાથી બોલાઈ ગયું.

'બાપુજી!' પિતા પાછા વળ્યા.

'મારે અહીં નથી રહેવું.'

સાંભળ્યું ન હોય એમ પિતા ચાલતા થયા. એમને છોકરી ઘેલી લાગી.

કાન્તા ઊઠીને બહાર આવી. પ્રાણજીવનદાસ ફળિયામાં ઓટલા ઉપર બેસી દાતણ કરતા હતા ત્યાં જઈને ઊભી રહી. એના વાળ વિખરાયેલા હતા. ઉજાગરાને લઈ આંખો લાલઘૂમ હતી. કપડાંમાં કરચલીઓ પડી ગઈ હતી. પ્રાણજીવનદાસ જોઈ રહ્યા.

'તમે શું નક્કી કર્યું?' કાન્તાએ પૂછ્યું. પ્રાણજીવનદાસના આશ્ચર્યનો પાર ન રહ્યો. કાન્તાને કાંઈક થઈ ગયું હોય એમ એમને લાગ્યું. જવાબ આપવાને બદલે એમણે કહ્યું:

'તને ઠીક નથી ? જાઓ દાતણપાણી કરો.'

'મને બરાબર ઠીક છે. આખી રાત ઠીક હતું.' કાન્તાએ આંખ ઉપર આવતા વાળને ઠીક કર્યા. 'તમે હવે શું કહો છો ? મારે અહીં નથી રહેવું.'

પ્રાણજીવનદાસ ઊભા થયા. કાન્તાનો હાથ ઝાલવા માટે એમણે હાથ લાંબો કર્યો. કાન્તા ખસી ગઈ.

'હું ગાંડી નથી થઈ ગઈ. તમારે મને રજા આપવી છે કે હું અહીંથી નાસી જાઉં ?'

'નાસીને ક્યાં જવું છે ?' પ્રાણજીવનદાસે સખતાઈથી પૂછ્યું.

'દીન–દુખિયાની સેવા કરવા.' કાન્તાએ બેદરકારીપૂર્વક જવાબ આપ્યો.

'જા, ઘરમાં જા હવે, મોટી સેવા કરવાવાળી ?' પિતાએ કાન્તાનો હાથ ઝાલ્યો.

'મારો હાથ મૂકી દ્યો. હું મારી મેળે જાઉં છું.'

પ્રાણજીવનદાસે હાથ મૂકી દીધો અને ઓટલા ઉપર બેઠા.

'તમે મારા ઉપર દોષ ન નાખજો. હું આઠ દિવસમાં અહીંથી ચાલી જઈશ.'

પ્રાણજીવનદાસ તાકી રહ્યા. એમને કાન્તા મૂરખ લાગી. એની વાત માનવામાં ન આવી છતાં બીક લાગવા માંડી.

'કાન્તા !' કાન્તા જતી જતી પાછી વળી. 'તારે હવે કેટલાક દિવસ તોફાન કરવું છે ? હું જ્યાંસુધી નરમાશથી કામ લઉં છું ત્યાંસુધી ઠીક છે. આ ઓરડામાં પૂરી રાખીશ—'

'એમ ! પછી શું કરશો ?'

'પછી ?' પ્રાણજીવનદાસે ત્રાડ પાડી. 'હાથપગ બાંધીને પરણાવી દઈશ.'

'પછી ?' કાન્તાએ ગરદન પાછળ નાખી પૂછ્યું.

પ્રાણજીવનદાસે ઊભા થઈ કાન્તાનો હાથ ઝાલ્યો. કાન્તાએ છોડાવવા માટે મહેનત કરી પણ પ્રાણજીવનદાસ એને ખેંચીને એ જે ઓરડામાં સૂતી હતી તે ઓરડામાં લઈ ગયા.

'બોલ, મારી આબરૂનું પાણી કરવું છે કે પરણવું છે ?' ક્રોધથી કંપતા સ્વરે પિતાએ પૂછ્યું.

'તમારી આબરૂનું પાણી કરવું છે.' કાન્તાએ જવાબ આપ્યો.

'ભૂખી ને ભૂખી મરી જઈશ.'

કાન્તા હસી.

પ્રાણજીવનદાસ પાછા વળ્યા. કાન્તા ઊભી રહી. પ્રાણજીવનદાસને બારણાથી દૂર જતા જોઈ કાન્તા બોલી:

'ઓરડો બંધ કરી દો ને!'

'એમ!' પ્રાણજીવનદાસ પાછા વળ્યા. એમણે બારણાં વાસી બહારથી સાંકળ દીધી.



[ ૨૩ ]

# અણધાર્યો પલટો

કાન્તાએ બારણાંને બંધ થતાં જોયાં. ઉપર સાંકળ દીધી તેનો અને પિતાના પગલાંનો અવાજ સંભળાયો. કાન્તા બિડાયેલાં બારણા તરફ જોઈ રહી. મગજમાં વિચારનો એક આંચકો લાગ્યો. ખીંટી ઉપર બિસ્રાને વીંટવાની દોરી ટિંગાતી હતી તે હાથમાં લીધી. દોરી બંને હાથમાં પકડી સ્થિર ઊભી રહી. મુખ ઉપરની સૌમ્યતા નષ્ટ થઈ. કાન્તા વિકરાળ લાગવા માંડી. એણે દાંત કચકચાવ્યા. સાડીનો છેડો ખભા ઉપરથી નીચે ઊતરી ગયો. આંખ અગ્નિ જેવી બની ગઈ એક ક્ષણ કાન્તાના આખા શરીરમાં વિદ્યુત ફરી વળી. એણે હાથમાં પકડેલી દોરી એમ ને એમ ખેંચી. તુરત જ ભય પામી હોય એમ ચમકી. ફાટી આંખે બીડેલાં બારણાં તરફ જોઈ રહી. શરીર ગળી પડતું હોય એમ હાથ ઢીલા થઈ ગયા. દોરી ફેંકી દીધી અને ધબ દઈને હેઠે પડી.

કાન્તા પડ્યાનો ધબકારો બહાર સંભળાયો. પ્રાણજીવનદાસ ઓસરીમાં જ હતા. એકદમ આવી એમણે સાંકળ ઉઘાડી. બારણાં ઊઘડે એટલી ક્ષણમાં તો ભયાનક કલ્પના મગજમાંથી પસાર થઈ ગઈ. કાન્તાને પડેલી જોતાં દોડ્યા. પાછળ કાન્તાની બા આવી. કાન્તા હળવેથી બેઠી થઈ. એણે અસહ્ય દુઃખથી પિતા સામે જોયું. પ્રાણજીવનદાસ નરમ બની ગયા. પડી જતા હોય એમ કાન્તા પાસે બેઠા.

કાન્તાના વાંસે હાથ ફેરવવા લાગ્યા. કાન્તાની આંખમાંથી ડબ ડબ આંસુ પડવાં લાગ્યાં. કાન્તાની બા બિચારી બારણા પાસે ઊભી ઊભી જ ડૂસકાં ભરવા લાગી.

'ચાલ બેટા, દીવાનખાનામાં ચાલ.' પિતાએ ઊભા થઈ મૃદુ અવાજે કાન્તાને કહ્યું અને હાથ ઝાલી ઊભી કરી.

'મારે નથી આવવું.' કાન્તા આંસુ લૂછતી બોલી. 'તમે જાઓ, મને એકલી રહેવા દો.'

'તને આજ ઠીક નથી. તું ચાલ તો ખરી, ત્યાં સૂઈ જજે.' પ્રાણજીવનદાસે આગ્રહ કરવા માંડયો.

'મને ઠીક છે. મને એકલી રહેવા દો.'

પ્રાણજીવનદાસ વિચારમાં પડયા. અત્યાર સુધી એમની નજર દોરી ઉપર પડી નહોતી. દોરી જોતાં એમના હોશકોશ ઊડી ગયા. કાન્તાની બાની નજર પણ દોરી ઉપર પડી. એણે પ્રાણજીવનદાસ સામું જોયું.

'હવે તમે જાઓ. મારે સૂઈ જાવું છે.' કાન્તાએ ટ્રંક પાસે પડેલી શેતરંજી નજીક લીધી.

પ્રાણજીવનદાસ ઓરડા બહાર જવા માંડયા. કાન્તા શેતરંજી પાથરી ઉપર સૂતી. પ્રાણજીવનદાસે ચિંતાભરી આંખે એના સામું જોયું. એમનો તમામ રોપ ગળી ગયો. તેઓ પાછા આવ્યા.

'કાન્તા!'

'મને સૂવા દો.'

'પણ તું ઊંચું તો જો.' પ્રાણજીવનદાસ બેઠા.

કાન્તાએ આંખ ઉઘાડી એમના સામું જોયું.

'તારે નહિ પરણવું હોય તો નહિ પરણાવું, બસ?' પિતા કાન્તા સામે જોઈ રહ્યા.

'સાચું ?' કાન્તા તાકી રહી.

'હા.'

કાન્તાથી માની શકાયું નહિ. એ પિતાના મુખભાવ જોવા લાગી. મોં ઉપર સરળતા વ્યાપેલી જોઈ કાન્તાની આંખ હસી ઊઠી.

'બાપુજી !'

'બેટા !' પ્રાણજીવનદાસને ગળે ડૂમો ભરાયો. પિતા–પુત્રી થોડીક ક્ષણો મૂંગાં બેસી રહ્યાં. બહારનાં બારણાંનો આગળિયો કોઈએ ઉઘાડયો, તેનો અવાજ આવતાં પ્રાણજીવનદાસે પાછળ જોયું. કાન્તાની નજર પણ પડી. દરવાજાની બારીમાંથી સુમનને દાખલ થતો બંનેએ જોયો.

પ્રાણજીવનદાસ ઊઠીને ઓસરી તરફ આવ્યા. કાન્તાએ ઊઠી કપડાં ઠીક કર્યાં અને બહાર નીકળી. સુમન પિતા–પુત્રીની આંખો જોઈ આશ્ચર્ય પામ્યો.

'કેમ, સુમન ? આજ અત્યારમાં ?' પ્રાણજીવનદાસે પૂછ્યું.

'તમારું થોડુંક કામ છે.' સુમને ગંભીરતાથી જવાબ આપ્યો. કાન્તા ચમકી.

'શું ?'

'ત્યાં દીવાનખાનામાં વાત કરું તો ?' સુમને થડકતા સ્વરે કહ્યું.

'ભલે, જરા બેસ. હું મોં ધોઈ લઉં. કાન્તા ! સુમન માટે ચા કરજે તો.'

'હું ચા નથી પીતો, માસા !'

'ક્યારથી ?'

'ગઈ કાલથી.'

'ઠીક કાન્તા, દૂધ બનાવજે.'

પ્રાણજીવનદાસ મોં ધોઈ ટુવાલથી મોં લૂછતા દીવાનખાના તરફ ચાલ્યા. સુમન પાછળ ચાલ્યો. કાન્તાએ બે ત્રણ વખત સુમન સામું જોયું. પણ એનાથી સમજાયું નહિ. એ રસોડા તરફ દૂધ ગરમ કરવા ગઈ.

દીવાનખાનામાં દાખલ થતાં જ પ્રાણજીવનદાસે પૂછ્યું, 'હાં, શું કામ છે ?'

'તમે ગુસ્સો ન કરજો.'

'પણ તું બોલ તો ખરો.' કોચ ઉપર બેસતાં પ્રાણજીવનદાસે શાંતિથી કહ્યું.

'તમને મારા ઉપર વહેમ આવતો હશે કે હું કાન્તાને ચડાવતો હઈશ.'

'મને કોઈના ઉપર વહેમ નથી. લે, તું ઊભો કાં રહ્યો ? અહીં બેસ.'

સુમન બેઠો. આવું સાંભળી એને નવાઈ લાગી.

'સુમન, મને વહેમ નહિ, પાકી ખાતરી જ હતી કે તું અને પેલો અનંત કાન્તાને ભમાવો છો, પણ મેં એ વાતને પડતી મૂકી છે.' સુમનની મૂંઝવણ પારખી પ્રાણજીવનદાસ બોલ્યા.

'એટલે ? કાન્તાના લગ્ન હવે નહિ થાય ?' સુમને સાનંદાશ્ચર્ય પૂછ્યું.

'ના.'

પ્રાણજીવનદાસે સ્પષ્ટ અવાજે ના કહી છતાં સુમનથી માની શકાયું નહિ. એણે ફરી પૂછ્યું. 'કાન્તા આ જાણે છે ?'

'હા.'

સુમન તો આભો જ બની ગયો. મનમાં કેટલીયે ગણતરીઓ કરીને આવેલો તે બધી ખોટી ઠરી.

'પણ સુમન !' પ્રાણજીવનદાસ બોલ્યા. 'તું શા માટે આવ્યો હતો ?'

'તમને વિનવણી કરવા.'

'શાની ?'

'કે કાન્તાને ન પરણાવજો.'

'કાન્તાએ તને કાંઈ કહ્યું હતું ?'

સુમન મૂંઝાયો. ફરી એને લાગ્યું કે પ્રાણજીવનદાસ ખોટું બોલ્યા હશે. એ જવાબ ન આપી શક્યો.

'કેમ જવાબ ન આપ્યો ?'

સુમન બોલવા જાય ત્યાં દૂધ લઈ ને કાન્તા આવી. પ્રાણજીવનદાસે જોયું તો કાન્તા બદલાઈ ગઈ હતી. એક કલાક પહેલાંની પાગલ લાગતી કાન્તા અત્યારે નહોતી. માથાના વાળ અને લૂગડાં વ્યવસ્થિત હતાં. આંખ અને મોં દરરોજનાં જેવાં જ નહિ પણ વધુ હસતાં હતાં. કાન્તાએ નજીક પડેલી ટિપાઈ ખસેડી સુમન બેઠો હતો ત્યાં આગળ મૂકી અને ઉપર દૂધનો કપ મૂક્યો.

'બેસ, કાન્તા !' પ્રાણજીવનદાસે કહ્યું.

કાન્તા બાજુમાંથી ખુરસી ખેંચી ઉપર બેઠી.

'બોલ, હવે બીજી તારી શી ઇચ્છા છે ?'

'કંઈ નહિ' કાન્તા આભારના ભારથી દબાતી હોય એવું લાગ્યું.

'સુમન મને વિનતિ કરવા આવ્યો હતો,' પ્રાણજીવનદાસ સહેજ હસ્યા, 'કે તારાં લગ્ન ન કરવાં.'

કાન્તા સસ્મિત સુમન સામે જોઈ રહી. સુમનથી એ કાંઈ સમજાયું નહિ.

'ઠીક, તમે બંને બેસો. હું નાહવા-કરવાનું પતાવું.'

પ્રાણજીવનદાસ ઊઠયા અને દીવાનખાનાની બહાર ગયા.

'આ શું થઈ ગયું, કાન્તા?' સુમને આશ્ચર્યથી પૂછ્યું.

'લાચાર માણસને પ્રભુ મદદ કરે છે એમ કહે છે ને? આ એવું જ.' કાન્તાએ હસીને જવાબ આપ્યો.

'પણ રાત્રે તો...'

'હા એક કલાક પહેલાં પણ એ જ સ્થિતિ હતી. પ્રભુએ જ મદદ કરી.'

'પણ તું વાત તો કર.'

'વાત બહુ ટૂંકી જ છે.'

'મને તો ભારે આશ્ચર્ય થાય છે. આ તો કોઈ અદ્‌ભુત બનાવ બની ગયો. હં...પણ તું મને વાત તો કર!' સુમને આતુરતાથી પૂછ્યું.

કાન્તાએ ગઈ રાતથી અત્યાર સુધીની વાત સુમનને કહી. પેલી આપઘાતની તૈયારીની વાત સાંભળતાં સુમનની આંખ ફાટી રહી. પણ છેલ્લું સુંદર પરિણામ સાંભળતાં તેને નિરાંત થઈ.

'કાન્તા, તું જબરી છે, હો!'

'અરે ભાઈ, જબરી હોઉં તો આટલું બધું થાય?'

'પણ કાન્તા, હવે તું શું કરીશ?'

'પાંચ સાત દિવસ જાય પછી બાપુજી પાસે રામપુરની વાત મૂકું.'

'એ માનશે?'

'લગ્નનું વળી નહિ ઊકલે તો તો માનશે.'

'પણ એ તો હવે પતી ગયું ને?'

'ક્યાં પતી ગયું છે? હજી પેલા લોકો શું કરે છે તે જોવાનું છે ને? અત્યારે તો બાપુજી મારા પ્રત્યે ખૂબ લાગણીવશ થઈ ગયા છે.'

'એટલે હજીયે કદાચ કંઈક થાય ?'

'હા, મને લાગે છે કે બાપુજી પેલા લોકોને તડ ને ફડ નહિ જણાવી શકે.'

'તું શું કરીશ ?'

'મારે ક્યાં કંઈ કરવાનું જ છે !'

'કાન્તા, હું રામપુર જવાનો વિચાર કરું છું.' સુમન જરા હસતો હસતો બોલ્યો.

'એમ ! ક્યારે ?'

'હજી તો મનમાં નક્કી કર્યું છે. આવતી કાલે તળાજા જવાનો છું.'

'ચંદ્ર ભાભી પાસે ?'

'હા, તું આવ તો એ જરૂર માની જાય.'

'ભાભી આવે તો હું જરૂર આવું.' કાન્તા હર્ષપૂર્વક બોલી.

બંને વાતો કરતાં હતાં ત્યાં પ્રાણજીવનદાસ સ્નાન કરી કપડાં પહેરતા પહેરતા દાખલ થયા. કાંઈક સંકોચથી અને કાંઈક છાનું રાખવાની વૃત્તિથી બંનેએ વાત ફેરવી.



[ ૨૪ ]

## ફરી વાદળ ઘેરાયાં

પ્રાણજીવનદાસ ત્યાં ઊભા રહ્યા ત્યાં સુધી સુમન અને કાન્તાએ ગામગપાટા માર્યા. પ્રાણજીવનદાસ બહાર નીકળ્યા એટલે એમણે વાત શરૂ કરી.

'ભાભી આવે તો મારો માર્ગ પણ સરળ થઈ જાય, હો!' કાન્તા બોલી.

'અને તું આવ તો મારો અને ચંદ્રાનો માર્ગ સરળ થઈ જાય. આપણે બધાં સાથે જ જઈએ. હું આવતી કાલે તળાજા જઈ આવું.'

'ભલે.' કાન્તાએ કહ્યું.

સુમન ઊઠયો. કાન્તા એને બારણા સુધી મૂકી આવી. પાછા વળતાં એને એક દિવસમાં થયેલા પલટાના ખ્યાલો આવ્યા. પિતા સાથેનું વાગ્યુદ્ધ, અશાંત રાત્રિ, ભયંકર સ્વપ્નાંઓ અને સવારે પોતે મગજ ઉપરથી ગુમાવેલો કાબૂ; કાન્તા પોતે જ આશ્ચર્ય પામી. ઓરડામાં જતાં પેલી દોરી ત્યાં ને ત્યાં પડી હતી તે જોઈ. દોરી ઉપાડી કાન્તા વિચારમાં પડી.

પ્રાણજીવનદાસ બંગલામાં દાખલ થયા. કપાળ ઉપરના કેસરી તિલક ઉપરથી તેઓ દેરાસરથી આવતા હોય એમ લાગતું હતુ. એમની મુખમુદ્રા શાંત, ગંભીર અને વિચારમય હતી. આવીને જમવા બેઠા. કાન્તાએ પીરસ્યું. પિતા જમ્યા ત્યાં સુધી કાન્તા સામે બેઠી. કોઈ કશું

બોલ્યું નહિ. બંને વિચારમાં જ હતાં. પ્રાણજીવનદાસ જમીને સોપારી ખાવા બેઠા. કાન્તા પાસે ઊભી હતી.

'કેમ બેટા, હવે તો શાંતિ છે ને?' પિતા પ્રેમાળ સ્વરે બોલ્યા.

કાન્તાના મોં પર શરમ ફરી વળી. એણે આંખથી જ જવાબ આપી દીધો. પ્રાણજીવનદાસ ઊઠીને કપડાં પહેરવા લાગ્યા. કાન્તા હસતી હસતી પાસે આવી અને બોલી:

'હવે તો બહાર જઉં ને?'

પ્રાણજીવનદાસ હસ્યા. હાસ્યમાં ગમે ત્યાં જવાની રજા હતી.

'સુમનભાઈ આવતીકાલે તળાજે જાય છે. હું એમની સાથે જાઉં?'

'સુમન? શા માટે જાય છે? ચંદ્રાને તો હજી એક મહિનો જ થયો છે.' પ્રાણજીવનદાસ આશ્ચર્યપૂર્વક બોલ્યા.

કાન્તાને લાગ્યું કે પોતે ન પૂછ્યું હોત તો ઠીક હતું; ક્ષણવાર જવાબ ન સૂઝ્યો પછી તુરત બોલી: 'ચંદ્રાભાભી પાસે જ જાય છે.'

'ઘરમાં કાંઈ ક્લેશ તો નથી થયો?'

'મને ખબર નથી.'

'એના કાકા સાથે તોફાન થયું હશે. મેં ગઈકાલે સાંભળ્યું કે સુમન નોકરી કરવાની ના પાડે છે.'

કાન્તા ન બોલી, પ્રાણજીવનદાસ તૈયાર થઈને બહાર નીકળ્યા. કાન્તાનો પ્રશ્ન તો અનુત્તર જ રહ્યો. પ્રાણજીવનદાસ બીજી વાતમાં ભૂલી ગયા અને કાન્તાને યાદ હતું છતાં બોલી નહિ.

પ્રાણજીવનદાસ બારણા બહાર નીકળી થોડું ચાલ્યા ત્યાં ટપાલી સામે આવ્યો. ટપાલી એમને ઓળખતો હતો એટલે એમના હાથમાં એક કવર મૂક્યું. પ્રાણજીવનદાસે અક્ષરો ઓળખ્યા. એમના મોં ઉપર ચિંતા પ્રસરી ગઈ. કવર ફોડતાં પહેલાં પાછળની છાપ જોઈ તો

આર. એમ. એસ. ની છાપ હતી. કંઈક ગભરાતાં એમણે કવર ફોડયું, અંદર નાનકડો પત્ર હતો. વાંચીને પ્રાણજીવનદાસ પાછા ફર્યા. બારણા પાસે આવે ત્યાં કાન્તાનો મધુર સ્વર સંભળાયો. ઘરમાં કાન્તા કાંઈક કામ કરતી કરતી ગાતી હતી. પ્રાણજીવનદાસના પગ થંભી ગયા. એમના કાન ઉપર કાન્તાના કંઠનું ગીત અથડાયું :

**'ઝેર પીને સજીવન થાવાં**
**વીરાંગના સજજ થાજો.'**
**'આજ જવાલામુખીની રત આવી**
**વીરાંગના સજજ થાજો.'***

પ્રાણજીવનદાસે આખા અંગમાં ધ્રુજારી અનુભવી. કાન્તા મસ્ત બની ગઈ હતી.

**'આજ ખપ્પર ભરવાની છે વારી**
**વીરાંગના સજજ થાજો.'**

પ્રાણજીવનદાસથી ન સંભળાયું. એમણે આગળિયો ઉઘાડ્યો. આગળિયાના અવાજની સાથે ગીત બંધ થઈ ગયું. કાન્તા ઓરડામાંથી ઓસરીમાં આવી. પિતાને પાછા આવેલા જોઈ સહેજ આશ્ચર્ય થયું. એમના હાથમાં રહેલો કાગળ જોતાં આશ્ચર્યમાં વધારો થયો. પ્રાણજીવનદાસે આવતાં આવતાં હાથ લાંબો કરી કાગળ ધર્યો. કાન્તાએ ફળિયામાં આવી કાગળ લીધો અને બંને ઓસરીમાં આવ્યાં.

કાન્તાએ ઝટપટ કાગળ વાંચ્યો, એના મોં ઉપર પણ ચિંતાઓ ફરી વળી. એ પ્રાણજીવનદાસ સામે જોઈ રહી.

'હવે શું કરશું ? એ લોકો તો પોરબંદર પણ આવી ગયા.'

કાન્તાને માથા ઉપર આફત ઝઝૂમતી હોય એમ લાગ્યું.

'કાન્તા !' પ્રાણજીવનદાસ અત્યંત લાગણીપૂર્વક બોલ્યા, 'મારી સ્થિતિ બહુ કફોડી થશે.'

---

*શ્રી. આચાર્ય જયંત

થોડી વાર બંને મૂંગાં રહ્યાં.

'ચાલ તો દીવાનખાનામાં બેસીએ.' પ્રાણજીવનદાસ દીવાનખાના તરફ ચાલ્યા. કાન્તા પાછળ ગઈ, એની આંખમાંથી ઉલ્લાસ ઊડી ગયો હતો. ચાલતાં ચાલતાં પિતાની પીઠ તરફ એણે જોયું. પિતાનું માથું ઢળેલું હતું.

પ્રાણજીવનદાસ દીવાનખાનામાં દાખલ થતાં ઊભા રહી ગયા. કાન્તા પણ ઊભી રહી ગઈ.

'આપણે રાત્રે જ વાત કરશું.' પ્રાણજીવનદાસે પાછળ ફરી કહ્યું.

કાન્તાને જવાબ આપવાપણું નહોતું. પ્રાણજીવનદાસ ત્યાંથી પાછા ફર્યા અને કાન્તા પાસેથી પત્ર લઈ બહાર નીકળ્યા. કાન્તા પિતાનો ચિંતાયુક્ત ચહેરો જોઈ રહી. વિરોધી પિતા તરફ આ ક્ષણે એને સહાનુભૂતિ ઊપજી.

પિતા ગયા પછી કાન્તા દીવાનખાનામાં આવી એક બાજુ પલંગ ઢાળ્યો હતો તેના પર પડી. વિચારોએ એને ઘેરી લીધી. બાએ આવી જમવાનું યાદ આપ્યું. કાન્તાએ 'ભૂખ નથી લાગી' કહી બાને વિદાય કર્યાં. પિતાની પ્રસન્નતા પછી પણ એના મનમાં શંકા રહેલી તે સાચી પડતી લાગી. કાન્તાને પોતાની નૌકા કાંઠે આવ્યા પછી પાછી મધ-સાગરે ઘસડાતી હોય એવું લાગ્યું.

'વીરાંગના સજ્જ થાજો' એ ગીત ડૂબી ગયું. ગીત માત્ર ડૂબી ગયાં. એક દિવસના વિધવિધ પ્રસંગોએ એનું બળ પણ ઓછું કરી નાખ્યું હોય એવું લાગ્યું. ખેંચાઈ ખેંચાઈ ને લાગણીઓ નબળી પડી હોય અને શંકા–કુશંકાએ જાણે શ્રદ્ધાબળ ખૂંચવી લીધું હોય એમ કાન્તાને લાગવા માંડયું.

બપોરના બાર વાગ્યા હતા, થાકીને લોથ થએલી કાન્તાની આંખો ઘેરાવા લાગી. તરફડિયાં મારતું મન ઘડીક શાંત થયું. નિદ્રાદેવીએ કાન્તાને ખોળામાં લીધી અને પંપાળવા માંડી.

[૨૫]

# મારો દેશ !

અનંત, નવનીત અને અમુભાઈ સવાર સુધી મૃતદેહ પાસે બેસી રહ્યા, સવારે સગાંવહાલાંઓને ખબર પહોંચાડી અને જોતજોતાંમાં સોએક માણસો એકઠાં થઈ ગયાં.

સ્ત્રીઓની રોકકળ શરૂ થઈ. નનામી લઈ ડાઘુઓનું ટોળું સ્મશાન તરફ ચાલ્યું, અનંત અવનત મસ્તકે સૌની સાથે ચાલ્યો. સ્મશાન પાસે પહોંચતા એને સ્મશાન–છાવણીનાં સ્મરણો તાજાં થયાં. પણ એ દિવસે છાવણીમાં એકાં એકાં ભડભડતી ચિતાઓ જોઈ સહેજ વિષાદ સિવાય કાંઈ ન થતું. મૃતદેહને બળતો જોતાં તે દિવસે તો કયારેક મસ્તી પણ ઉદ્‌ભવતી. સ્મશાનવાસી તરીકે પોતે પોતાની જાતને ભભૂતધારી જેવો લાગતો હતો પણ આજનું સ્મશાનદર્શન અનંતને ભાંગી નાખનારું નીવડયું.

માતાના દેહને ચિતા ઉપર સુવાડયો. કોઈએ અગ્નિ પેટાવ્યો તે અનંત જોઈ રહ્યો. ધીમે ધીમે અગ્નિ વધવા લાગ્યો, થોડી વારમાં તો જ્વાળાઓની વચ્ચે દેહ ઢંકાઈ ગયો. અનંત એક પણ આંસુ ખેરવ્યા વિના આ બધું જોઈ રહ્યો, એની મુખમુદ્રા કરુણ–ગંભીર લાગતી હતી. ફાળિયું લપેટીને અદબ ભીડી ઊભેલો અનંત સૌનું ધ્યાન ખેંચતો હતો.

દેહની રાખ થઈ ગઈ. બધા સ્નાન કરીને પાછા વળ્યા. ઘેર આવતાં અનંતને સૂનું સૂનું લાગ્યું. કુસુમ અને કમળા ઓશિયાળી લાગવા માંડી. નવનીતની વહુના મોં ઉપર અનંતને દુઃખ ન દેખાયું. નવનીત ગંભીર હતો. પિતાના મોં સામે જોવાય એમ નહોતું.

અનંતને ઘરમાં પગ મૂકયે હજી બાર કલાક થયા હતા. બાર કલાકમાં તો પોતે નહિ કલ્પેલું બની ગયું. અનેક વખત મંથન ભોગવી જે પ્રશ્નોનો પોતે ઉકેલ કર્યો છે એમ તે માનતો હતો તે બધા સજીવન થયા. આજ આટલા વર્ષ પછી એના મનમાં શંકાઓ થવા લાગી કે માતાને દુઃખી કરી યુદ્ધમાં જોડાવામાં ધર્મ હતો ? અને પછી તો કુટુંબધર્મ અને દેશધર્મની અનેક મથામણો મગજમાં આવી.

એક દિવસ, બે દિવસ, ચાર દિવસ એમ દિવસો વીતવા લાગ્યા. વાતાવરણમાં વ્યાપેલી મૃત્યુની ભીષણતા ઓછી થવા લાગી. ધીમે ધીમે કુટુંબમાં માતાના મૃત્યુપૂર્વે જે પ્રશ્નો, મૂંઝવણો અને અથડામણો હતી તે દેખાવા લાગી. અનંતને સાંભળવું હોય કે ન સાંભળવું હોય પણ એના કાન ઉપર ઘરની સાચી સ્થિતિના ખબરો અથડાવા લાગ્યા.

માતાની ઉત્તરક્રિયા થઈ ગઈ ત્યાં સુધી ઘરમા પ્રમાણમા શાંતિ હતી. ઉત્તરક્રિયા પૂરી થઈ અને સગાંવહાલાંઓ આવતાં બંધ થયાં એટલે ઘરના પ્રશ્નો ઉગ્રરૂપે ચર્ચાવા લાગ્યા. અનંતે જોયું કે મોટાભાઈ અને પિતા વચ્ચે જબરજસ્ત ખાઈ પડી છે. જો પિતા, પુત્ર ન હોય અને લોકસમાજનો બીક ન હોય તો એક પણ દિવસ સાથે ન રહી શકે. કુટુંબ ઉપર લગભગ દશ હજારનું કરજ છે. પિતા અમદાવાદની એક મિલની એજન્સી લઈને ધંધો કરતા હતા તે એજન્સી તૂટી ગઈ છે અને પિતા છેલ્લા છ માસથી બેકાર છે. મોટાભાઈ મુંબઈમાં નોકરી કરે છે પણ કમાય તેટલું ઉડાવે છે. અનંતને જે પ્રશ્નો, પંદર દિવસો પહેલાં ગાડીમાં પિતા પાસેથી સાંભળતાં નજીવા લાગ્યા હતા તે હવે મહાન લાગવા માંડયા.

અનંતને કમળાના લગ્નનો અને કુસુમની કેળવણીનો પ્રશ્ન પણ મૂંઝવવા લાગ્યો. ધીમે ધીમે એના મગજમાંથી વિનુ, કાન્તા, કૃપેશ, સુમન સરી જવા લાગ્યાં અને પિતા, મોટાભાઈ, ભાભી, કમળા, કુસુમ એનું સ્થાન લેવા લાગ્યાં. અનંતે એ પણ જોયું કે પિતા, કમળા અને કુસુમ પોતાપ્રત્યે આશાભરી નજરે જોઈ રહ્યાં છે. જે પિતાથી એ નાનપણમાં ડરતો હતો તે પિતાને પોતાપાસે દુઃખ વર્ણવતા જોઈ અંનતને લાગી આવ્યું. દિવસો જતા ગયા તેમ અનંતનું મન કુટુમ્બના પ્રશ્નો પર સ્થિર થવા લાગ્યું.

વીસેક દિવસ થયા એટલે મોટાભાઈએ મુંબઇ જવાની તૈયારી કરવા માંડી અને અંનતને એક બાજુ બોલાવી કહ્યું : 'હવે બધા ઉધામા છોડી દેજે અને અહીં રહી સૌનું પાલન કરજે. મેં એકલે કાંઈ ગુનેગારી નથી કરી. તું પણ બાપાનો દીકરો છે. તારી પણ ફરજ છે.' અનંતે ચુપચાપ બધી શિખામણ સાંભળી લીધી. જવાની છેલ્લી ઘડીએ પણ નજીવી બાબત ઉપર નવનીત અને અમુભાઈને બોલવાનું થયું.

નવનીત ગયો. ઘરમાં અમુભાઈ, કમળા, કુસુમ અને અનંત રહ્યાં. બપોરે જમીને બધાં બેઠાં. અમુભાઈ જોતા હતા કે અનંતનું દિલ ઘરપ્રત્યે ચોટતું જાય છે. ઘરનું નાનું મોટું કામ બતાવી એમણે જોઈ લીધું કે અનંત હવે સાચું સમજ્યો છે. એમણે આડીઅવળી વાતો કરતાં આખરે અનંતે ધંધે જોડાવું જોઈએ એવી વાતો કરી. મોટાભાઈ તો કરજ ભરશે નહિ. એને બાપાની આબરૂની કિંમત નથી એટલે અનંતે મહેનત કરીને માથેનું ભારણ ઓછું કરવું જોઈએ એમ અમુભાઈએ સમજાવવા માંડયું.

અનંત કોલેજમાંથી સીધો લડતમાં આવ્યો હતો. આજ એ વાતને છ વર્ષ વહી ગયાં હતાં. આ છ વર્ષમાં એણે કોઈ દિવસ ધંધાનો કે કમાવાનો વિચાર સરખો કર્યો નહોતો. પિતાની વાતોએ

એને મૂંઝવી નાખ્યો. પિતાએ કાંઈક કામ બનાવી કમળા અને કુસુમને બહાર મોકલ્યાં અને વાત આગળ ચલાવી, 'કમળા હવે મોટી થઈ છે. ગમે તેમ કરીને એને તુરત પરણાવી દેવી જોઈએ, અને કુસુમ પણ હવે નાની ન કહેવાય. મોટી થતાં ચિંતાનો પાર નથી રહેતો એટલે એને માટે પણ ઠેકાણું જોતાં રહેવું જોઈએ.'

છેલ્લી વાતે અનંતને ચમકાવી મૂક્યો. લગભગ ચાર વાગ્યા સુધી વાતો ચાલી. ત્રણ કલાકમાં અનંત 'હા,' 'ના' સિવાય કાંઈ જ બોલ્યો નહોતો. પિતાએ જ વાતો કર્યે રાખી હતી. અનંતને વિચારમાં મૂકી પિતા બહાર નીકળ્યા. અનંત ત્યાં ને ત્યાં બેસી રહ્યો. પોતે કોઈ નવી જ સૃષ્ટિમાં આવી પડ્યો હોય એમ લાગવા માંડ્યું. એણે બેચેની અનુભવી. ધંધો કરવો, કરજ ભરવું, બહેનોને ઠેકાણે પાડવી અને પોતે 'સ્થિર' થવું ! અનંતને એક કરતાં બીજો પ્રશ્ન મુશ્કેલ લાગવા માંડ્યો. પોતે 'સ્થિર' થવાની વાતનો વિચાર તો એણે પડતો મૂક્યો. પણ બીજા વિચારો પણ સહેલા નહોતા.

અનંત થાક્યો. ત્યાંથી ઊઠી બારણા પાસે આવ્યો ત્યાં ટપાલીએ આવી કાગળ ફેંક્યો. વીજળીની ઝડપે અનંતના મગજમાં અનેક કલ્પનાઓ પસાર થઈ ગઈ. કાગળ પોતાના જ નામનો હતો. અનંતે વિનુના અક્ષર ઓળખ્યા. રામપુરની છાપ પણ જોઈ, કાગળ ફોડતાં અનંતનું હૃદય ધડકવા લાગ્યું. પોતે કંઈક ગુનો કર્યો હોય એવો ભય અનુભવવા લાગ્યો.

અનંતે રાજકોટ આવ્યા પછી કોઈને કાગળ નહોતો લખ્યો. નહિ ધારેલા પ્રશ્નોએ એને એવો મૂંઝવી માર્યો હતો કે એ કોઈના વિષે બહુ વિચારી પણ નહોતો શક્યો. અનંતે કવરમાંથી કાગળ કાઢ્યો. કાગળ મોટો હતો. અનંત ઝપાટાબંધ વાંચવા લાગ્યો. વાંચતાં વાંચતાં એના મુખભાવ બદલાવા લાગ્યા. શરમ, દુઃખ, કરુણા એક પછી એક લાગણી એના મોં ઉપર દેખાવા લાગી.

વિનુના કાગળ ઉપર લખ્યું હતું: 'રાતના ત્રણ.' સૌથી છેલ્લે અનંતની એના ઉપર નજર પડી. એણે ફરીને કાગળ વાંચવા માંડ્યો.

બીજીવાર કાગળ વાંચી રહ્યા પછી એણે કાગળ કવરમાં નાખ્યો અને ઘરમાં આવી બાંકડા ઉપર બેઠો. કાગળની વિગતોએ એને હચમચાવી નાખ્યો. પોતે માર્ગ ભૂલ્યા છે એમ લાગવા માંડ્યું. કુટુંબ ! દેશ ! ફરીને અથડામણ શરૂ થઈ.

'ના, મારાથી અહીં રહેવાય જ નહિ. હું તો સંન્યાસી, મારાથી કુટુમ્બનાં સુખદુ:ખનો વિચાર થઈ જ ન શકે. મારું રામપુર !'

વિનુના કાગળે અનંતની વર્તમાન સૃષ્ટિ ઉથલાવી નાખી. 'હું ક્યાં જઈ પડ્યો ?' એમ એને થઈ આવ્યું. 'મારો દેશ! મારું સ્વરાજ! મારી પ્રતિજ્ઞા !' અણુએ અણુમાંથી પોકાર ઊઠ્યો.

વિનુનો કાગળ કાઢી ત્રીજી વખત વાંચ્યો. 'બસ, બધું ફરીને વિચારવું પડશે...વિચારવાનું જ શું છે ? પિતાને કહી દઉં અને અહીંથી વિદાય લઉં...ના, બે દિવસ પણ નહિ. આ વીસ દિવસોએ મારી છ છ વર્ષની સાધના રોળી નાખી. હવે એક દિવસ પણ નહિ.'

અનંત વિચારતો હતો. એના કપાળમાં કરચલીઓ પડી હતી. નેણ સંકોચાયાં હતાં. આંખો ઝીણી અને સ્થિર હતી. કમળા અને કુસુમ ઓરડામાં આવતી આવતી નાનાભાઈને જોઈ થંભી ગઈ. નાનાભાઈની મુખમુદ્રા એમનાથી સહન ન થઈ શકી, બંને પાછી વળી. અનંત એકલો બેઠો બેઠો વિચારની સાંકળો ગોઠવવા લાગ્યો.

## [૨૬]

# વિનુનો કાગળ

વિનુના કાગળમાં આ પ્રમાણે લખ્યું હતું:

'માતુશ્રીની તબિયત હજી પણ ખરાબ હશે એવું અનુમાન કરું છું. નહિ તો આટલા બધા દિવસ તું ત્યાં રહે નહિ. અહીં લોકો તને ખૂબ યાદ કરે છે. 'બે ચાર દિવસમાં આવશે' એમ હું સૌને કહ્યા કરું છું. જલદી કાગળ લખજે.

અમદાવાદથી હું તે દિવસે સાંજે જ નીકળ્યો હતો. જેવા અનુભવ ભાવનગરમાં તને થયા તેવા મને ત્યાં થયા છે. પણ હું એથી નવાઈ પામ્યો નથી તેમ દુઃખી પણ થયો નથી. મેં તો લડત ચાલતી હતી ત્યારે પણ જોયું હતું કે જેલ જનારા, માર ખાનારા, સભાઓ ગજવનારા બધા કાંઈ સૈનિકો નથી. દેશના દર્દની બહુ ઓછા માણસોને પિછાન હતી. અને એ દર્દની વેદના તો એથીયે ઓછા માણસોને હતી. આજે તો એ વસ્તુની આપણને હમેશાં પ્રતીતિ થઈ રહી છે. નહિ તો એવું શું બની ગયું છે કે આજે બધાને ઘરનો રસ્તો લેવો પડ્યો!

તને ભાવનગરમાં જે જાણવાનું મળ્યું તે તારે માટે કીમતી નીવડ્યું હશે, કારણ કે જે ખોટા ખ્યાલોએ આપણા ઘણા જુવાનોને ઘરમાં બંદી બનાવી દીધા છે એ જ ખ્યાલો તારી આજુબાજુ, આજે પ્રવર્તતા હશે. પિતાશ્રીએ મને વાતો કરી હતી તે ઉપરથી હું અનુ-

માન કરું છું કે તને બધા પ્રશ્નોનો તોડ લાવવામાં ઠીક ઠીક મુશ્કેલીઓ નડી હશે. પણ તું શક્તિશાળી છે અને તારી પાસે અત્યારે ૭ વર્ષનું અનુભવબળ છે એટલે તું અણનમ જ રહ્યો હોઈશ એમ મારું હૃદય કહે છે. છતાં અનંત ! મારે તને થોડીક ચેતવણી આપવાની છે. તારા તરફથી કશા જ સમાચાર નથી એટલે જ ચેતવણી આપવાનું મન કરું છું. મારો અનંત વીર છે એમ જાણવા છતાં અંદરથી જ એમ થાય છે કે તને ચેતવણી આપું, અને એટલે જ તો આ કાગળ લખું છું.

રામપુરમાં આપણે વરસ સવા વરસ રહ્યા. ભાગ્યે જ કોઈ ગામમાં આવી સફળતા મળી હશે. છતાં તને નિરાશા ઊપજી. તને રામપુરમાં સ્વરાજ ન દેખાયું. મેં તારી સાથે દલીલો કરી. તને થોડી ઘણી ગળે ઊતરી અને તું રહેવા તૈયાર થઈ ગયો. પણ મેં જોયું કે તારું મન ડામાડોળ છે, તું ફરી આવે તો ઠીક. મને ભય હતો. ખરેખર કહું છું કે ભય હતો, તું પાછો આવી શકશે કે કેમ ? પણ તને રોકવાનું મને યોગ્ય ન લાગ્યું. એ રીતે જકડી રાખવાથી કામ થઈ જ ન શકે. મને થયું કે જો તારામાં પરતું દીવેલ હશે તો તારી રાષ્ટ્રભાવનાની જ્યોત કોઈ બુઝાવી શકશે નહિ અને તું ખાલીખમ હોય અને બીજાથી જ પ્રકાશતો હો તો ભલે બુઝાઈ જા. તું ગયો. ભાવનગરના અનુભવોના તેં કાગળ લખ્યા તે વાંચી મારી છાતી ફૂલી ગઈ. તારા શબ્દે શબ્દે દેશપ્રેમ ટપકતો હતો. અમદાવાદના તારા અનુભવો મેં નથી જાણ્યા. કીર્તિ સાથે થયેલી વાતો સાંભળી. પણ ત્યાંની વાતોય મને આશા પૂરનારી હતી. પણ છેલ્લે આપણે સ્ટેશન ઉપર વાતો કરી તેની ચિંતા મારા હૃદયમાંથી ખસી નથી

મેં તારી સામે આવનારી મુશ્કેલીઓની વાત કરી એ તેં ધ્યાનમાં ન લીધી, પણ ગાડી વિદાય થઈ ત્યારે તારો ચહેરો પડી ગયો હતો તે મેં જોયો. મને એમ થઈ ગયું કે અનંત ભાવનાની મૂર્તિ છે. ઘરનાં સુખદુઃખ એને સ્પર્શશે અને દેશનાં સુખદુઃખ ભુલાઈ જશે.

પછી તો પંદર દિવસ સુધી તારા તરફથી કાંઈ સમાચાર જ ન આવ્યા એટલે વધુ ચિંતા થવા લાગી.

તને મેં પહેલેથી જ ભાવનાશીલ તરીકે ઓળખ્યો છે. ફાંસીએ ચડી જવાનું હોય કે તોફાની મહાસાગરમાં ઝંપલાવવું હોય તો તું સૌથી પહેલો કૂદી પડે એમ હું માનું છું, પણ એ સાથે જ મને લાગે છે કે તારી એવી પ્રચંડ બલિદાન–શક્તિને અમુક લાગણીને જોરે બીજી બાજુ પણ લઈ જઈ શકાય. તારું હૃદય ભીનું છે. કોઈ તારી પાસે રડે તો તું ખળભળી ઊઠે, કોઈ તારી પાસે પોતાનું દુઃખ રજૂ કરે તો તું મૂંઝાઈ પડે. એટલે મને એમ થાય છે કે માતાપિતાએ તારી ભાવનાશક્તિને એ બાજુ તો નહિ વાળી લીધી હોય !

અનંત ! તું ગુસ્સો કરીશ નહિ. હું તને અન્યાય કરવાની વૃત્તિથી નથી લખતો, પણ પેલું વાકય ભૂલી જતો નહિ. બાપુએ કહ્યું હતું: 'જેને આવવું હોય તે જ આવજો. પાછળ માબાપ મરી જશે ને ઘર સળગી જશે તો ય પાછું નહિ જવાય !' તારી સમક્ષ આજે એવા જ પ્રશ્નો ઊઠયા હશે. એટલે આ વાકયની તને ભેટ ધરું છું.

' કુટુંબ અને દેશ વિષે આપણે અનેક વખત ચર્ચા કરી છે, પણ મને લાગ્યું છે કે આપણી બધી દલીલો આંસુના એક ટીપાથી ભુંસાઈ જાય છે. તું એ આંસુ સામે ટકી રહેજે.

પિતાશ્રીએ મને વાત કરી હતી એટલે જ હું તને કહેતો હતો કે ભલભલો સૈનિક પણ હિંમત હારી જાય એટલી વેદના એમના દિલમાં છે. એમના દુઃખ પ્રત્યે ભરપૂર સહાનુભૂતિ રાખીને પણ તારે કહેવું જોઈએ કે જે મહા દુઃખનિવારણમાં આપણે મંડ્યા છીએ તેની પાસે એ દુઃખ કશી વિસાતમાં નથી. અને અનંત ! માતાપિતા અંતે દેશના ફરજંદ છે ને ! દેશ જ નહિ બચે તો કોણ જીવી શકવાનું

છે? તને એમ નથી લાગતું કે દેશ અને કુટુંબના ધર્મો વચ્ચે વિરોધ હોઈ શકે જ નહિ? કુટુંબ તો રાષ્ટ્રદેહનાં અંગ-ઉપાંગ છે. રાષ્ટ્રદેહ જેમ જેમ નબળો પડતો જાય તેમ તેમ વ્યક્તિ અને કુટુંબ નબળાં જ પડતાં જાય. કુટુંબને સુખી કરવાનો એક જ માર્ગ છે કે દેશને સુખી કરવો.

તું બળવાન છે. તારી નસોમાં શૂરવીરનું લોહી વહે છે. તારી છાતીમાં રાષ્ટ્ર સમસ્તની વેદના ભરી છે. તને હું શું લખું? પણ એ અનુપમ શક્તિ બે પાંચ માનવીનાં સુખ પાછળ ન ખરચાય એટલું ચેતવવા માટે આટલું લખ્યું છે. અને બીજાની પેંઠ થોડું છે? તેં તો જોયું છે કે રામપુરના હાડપિંજરમાં આપણે માંસ પૂર્યું છે. રામપુરના અજ્ઞાનોને આંખ આપી છે. પ્રાણહીનમાં ચેતન મૂક્યું છે. હું જાણું છું કે એ માત્ર આપણી શક્તિથી નથી થયું પરમકૃપાળુ પરમાત્માની મહેરથી અને પૂજ્ય બાપુજીના તપોબળથી થયું છે, છતાંય આપણે નિમિત્ત બની શક્યા છીએ એય ઓછું નથી.

એટલે ત્યાં બેઠો બેઠો પણ ભૂલીશ મા કે તું એ પ્રદેશનુ પંખીડું નથી. તું ત્યાં કર્તવ્યનો પ્રેર્યો જ ગયો છે. માતાની ચાકરી કરવાના એક માત્ર હેતુથી તું ત્યાં ગયો છે. ત્યાં રહ્યો રહ્યો બીજી કોઈ વાતમાં પડી જતો નહિ. બીજા પ્રશ્નમાં ઊતરી પડતો નહિ. તારું જીવન આજે તારું નથી એમ માનજે. રાષ્ટ્રને ભેટ દેવાયેલી વસ્તુ પાછી ન લેવાય એવો ખ્યાલ રાખજે.

અનંત! કાગળ ઘણો લાંબો થયો. લખતાં સવાર થઈ ગયું. આ કાગળ વાડીમાં બેઠો લખું છું. પંખીઓ કિલ્લોલ કરે છે અને ધીમે ધીમે અંધારું વીખરાતું જાય છે. આપણો કૃપેશ અને એના સાથીઓ કછોટા મારીને ક્યારા ખોદી રહ્યા છે. અનંત! તું હવે જલદી આવી જજે. મને તારો વિયોગ સાલે છે એમ ન માની બેસતો. રામપુરની ધરતી—જે તારી અને મારી માતા છે, તેને તારો

વિયોગ સાલે છે, એ હું જોઈ શકું છું. માતા ભારતી જે પાંત્રીસ કોટિની જગદંબા છે તેને તારો વિયોગ સાલે છે, એટલે એના વતી પોકાર કરીને હું તને બોલાવું છું. અનંત! તને યાદ છે ને? મારો દેશ! બોલતાં તારાં રોમે રોમ ખડાં થઈ જતાં! દૂર દૂર નજર ફેંકતા તારી આંખોમાં પાણી ધસી આવતાં. અનંત! હવે કામ પતી ગયું હોય તો ઘડી પણ રોકાતો નહિ. અને ભાવનગર ને અમદાવાદના અનુભવોથી સંતોષ થયો હોય તો અહીં દોડ્યો આવજે.

તારો

**વિનુ**

❧

[ ૨૭ ]

# ઘરના પ્રશ્નો

**અ**નંતને વિનુનો કાગળ હૃદયભેદક નીવડ્યો. જેમ જેમ વિચારતો ગયો તેમ તેમ પોતાની જાત પ્રત્યે શરમ અનુભવવા લાગ્યો. સુમનને કહેલા બધા શબ્દો તેને યાદ આવ્યા. કાન્તા યાદ આવતાં તો લજ્જાથી નીચું જોવાઈ ગયું. અનંત ત્યાંથી ઊઠ્યો. માથે ટોપી નાખી બહાર નીકળ્યા. થોડે દૂર જતાં કાગળ યાદ આવ્યો. કાગળ બાંકડા ઉપર જ રહી ગયા હતો. અનંત ઉતાવળે પગલે પાછો ફર્યો. બારણામાં દાખલ થતાં જ અનંતે અમુભાઈને બાંકડા ઉપર બેઠેલા જોયા. હાથમાં વિનુનો કાગળ હતો. અનંત ગભરાઈ ગયો.

'કેમ અનંત! કયાં જઈ આવ્યો?' પિતાએ સ્વાભાવિક રીતે જ પૂછ્યું.

'જરા બહાર ગયા હતો. કાગળ રહી ગયા હતો તે લેવા માટે પાછો આવ્યો.' અનંતે નજીક આવી કાગળ લેવા માટે હાથ લાંબો કરતાં કહ્યું.

અમુભાઈએ કાગળ આપ્યો. અનંતને એમના મોં ઉપરથી લાગ્યું કે તેઓએ કાગળ નહિ વાંચ્યો હોય.

'અત્યારમાં ફરવા જવું છે? બેસને! જમીને જ જજે.'

અનંત કાગળ ખિસ્સામાં મૂકી ખુરસી ઉપર બેઠો. એને ઘડીક થઈ આવ્યું કે પિતાને કહી દઉં: 'મારે વિશ્વાસે ન રહેતા.'

'આજ લખમીચંદ શેઠ પાસે ગયો હતો. એમનો એવો મત છે કે તું કરાચી જા તો સારામાં સારી નોકરી મળી શકે. એમના ભાઈની જ ત્યાં પેઢી છે. શરૂઆતમાં ચાલીસ પચાસ દેશે.'

પિતા આટલી ઝડપથી બધી ગોઠવણ કરવા માંડશે એમ અનંતે નહોતું ધાર્યું, જ્યારે પિતાએ તો છેલ્લા આઠ દિવસ થયાં ગોઠવણો કરવા માંડી હતી. અનંત તરફથી જવાબ ન આવ્યો એટલે અમુભાઈએ આગળ ચલાવ્યું:

'આપણી પાસે સાત હજાર તો લખમીચંદભાઈ જ માગે છે. પણ એ તો ઘરના જેવા માણસ એટલે બહુ ચિંતા નથી. ત્રણ હજારમાં બધા પરચુણિયા છે એ જલદી પતાવી દેવું જોઈએ.'

અનંતે વાત સાંભળ્યા કરી એટલે અમુભાઈએ કહેવા માંડ્યું: 'તારો શું વિચાર છે? તું કહે તો કંઈક ખબર પડે.'

'હું શું કહું? હું તો મૂંઝાઈ પડ્યો છું.' અનંતના અવાજમાં પણ મૂંઝવણ હતી.

'એમ મૂંઝાઈ ગયે ચાલે? મોટાભાઈ ઉપર તો કાંઈ આશા રાખી શકાય એમ નથી. તું ને હું મહેનત કરીએ ને ભગવાનની મદદ હોય તો પાંચ વરસમાં તરી જઈએ.'

'પણ હું અહીં કેમ રહી શકું?' અનંત માંડમાંડ બોલ્યો.

'કેમ, હજી પાછું જવું છે?' પિતા ચોંક્યા.

'પણ, મારાથી અહીં કેમ રહેવાય? હું તો લડતમાં જ ગયો છું ને?'

'લડાઈ તો હવે પૂરી થઈ ગઈ.'

'પૂરી નથી થઈ.' અનંત દુઃખપૂર્વક બોલ્યો.

અમુભાઈએ વાત આગળ ન વધારી. એક નિઃશ્વાસ મૂકી એમણે કહ્યું, 'ત્યારે અમારું શું થશે ? મોટોભાઈ વીફરી બેઠો. તારી બા બિચારી ચાલી નીકળી અને તુંય જતો રહેશે ?'

અનંત કરુણાથી ભિંજાયો.

'મારે તો જાતે જન્મારે દુઃખ જ ભોગવવાનું આવ્યું છે ને ?' અમુભાઈ કરુણ સ્વરે બોલ્યા.

અનંત નીચું જોઈ રહ્યો.

'બબ્બે દીકરાએ મારે નીચું જોઈને ચાલવું પડે છે! બેય ભાઈ મન ઉપર લ્યો તો પાછું મારીને કરજ કાઢી નાખો પણ મોટો એની વહુ સિવાય કાંઈ દેખતો જ નથી. અને તું તારા સ્વરાજમાં પડ્યો છો.' કમળાને કુસુમ બારણા પાસે આવીને ઊભી હતી તેના તરફ હાથ ચીંધીને બોલ્યા: 'આ છોકરીઓ ન હોત તો તો હુંય બાવો બની જાત'

'પણ આટલું બધું કરજ શે ફેડાય ?' અનંત વિચારમાંથી જાગતો હોય એમ બોલ્યો.

'પણ ભર્યા વિના ચાલશે ? ભીડના પ્રસંગે જેણે પૈસા કાઢી આપ્યા એના કાંઈ ખોટા કરાશે ? એ તો વેચાઈનેય ભરવા જોઈએ.'

'પણ આટલું બધું કેમ કરતાં થઈ ગયું ?'

'કરજ તો થયા પછી વધતું જ જાય. મોટાભાઈનાં લગ્ન વખતે બે હજાર આપણી પાસે હતા. આપણા ઘર પ્રમાણે ઘરેણું, લૂગડું, નાત, વ્યવહાર બધું કરવું તો જોઈએ ને! બે હજારમાં શું પૂરું થાય! એ ટાણે ત્રણ હજાર લખમીચંદ શેઠે કાઢી આપ્યા. મારે ને એને જૂની ઓળખાણ. પહેલાં હું એના ભાગમાં કામ કરતો. એણે મદદ ન કરી હોત તો મોટોભાઈ ન પરણી ન શકત. મને એમ હતું કે એક વરસમાં કરજ ભરી દેશું પણ ધંધા પડી ભાંગ્યા. જે માલ લીધો તેમાં નુકસાની

મૂડી. ઓછામાં પૂરું તારી બા માંદી પડી. એમાં હજારેક ખાઈ ગયા. બે વરસમાં ચાર તો મરણો થયાં કાંઈક ને કાંઈક ખરચ તો કરવું પડે ને! ઉપર વ્યાજ તો ચડયા જ કરે!'

'હું કરજ ભરવા રહું તો એમાં જ જિંદગી ખલાસ થાય.' અનંત બધું સાંભળી લીધા પછી બોલ્યો.

અમુભાઈ આ વિચારથી નવાઈ પામ્યા. એમને થયું કે જિંદગી ખલાસ થાય–એમાં શું? જિંદગીમાં બીજું શું કરવાનું હતું?' પણ અનંતને તેઓ ઓળખતા હતા એટલે બોલ્યા નહિ.

'હું નોકરી નહિ કરી શકું.' થોડી વાર રહીને અનંત બોલ્યો.

'તો શું કરીશ? ધંધા માટે તો મૂડી જોઈએ. આજ આપણી પાસે પાઈ પણ કયાં છે?'

'હું ધંધાની વાત નથી કરતો. હું કાંઈ કરી જ નહિ શકું'

અમુભાઈને આઘાત લાગ્યો હોય એમ એ અનંત સામે જોઈ રહ્યા. અનંત પિતાના મોં સામે જોઈ પાછો પડયો.

'પણ બીજું શું થાય? મારે...મારે...' અનંતને આગળ બોલવાનું ન સૂઝયું.

'કરજ તો ઠીક પણ આ ઘરના ખરચનું શું? મોટો એક પાઈ પણ હવે મોકલશે નહિ. આ વખતે લડીને ગયો અને હું એની પાસે લાચારી નહિ કરું.'

અનંતને એમ થયું કે પિતા કામ તો કરવાના જ છે પણ એને બોલવું ઠીક ન લાગ્યું. પોતે કમાવા નથી ઇચ્છતો એટલે પિતાને કેમ કહી શકાય એમ એને લાગવા માંડયું. એ વિચારતો હતો ત્યાં જ અમુભાઈ બોલ્યા, 'હું ધંધો શોધું છું. કયાંય મળી જાય તો સારું પણ આજ ધંધો કયાં રસ્તામાં પડયો છે!'

'બીજું કાંઈ ન થઈ શકે?'

'શું થઈ શકે ? તું જ કહે ને ! તું વિચાર તો કર ? હવે મારી અવસ્થા થઈ. આઠ દિવસ પછી બાવનમું બેસશે. અને દુઃખ પડવામાંય કાંઈ મણા રહી છે ? માથા ઉપર કરજ ગાજતું હોય ! મારા શરીરમાં તો હવે કાંઈ રહ્યું જ નથી. તારા જેવા જોધમલ્લ દીકરા છતાં મારે આ અવસ્થાએ રળવું પડે ! અનંત ! એક તો મહેનત કરી મરી જાઉં છું અને ઉપર જતાં ગામ ફોલી ખાય છે; 'બબ્બે દીકરા છે પણ બિચારાને આ અવસ્થાએ વિસામો છે ?' મારે તે બધાને શું જવાબ આપવો ?'

અનંત અમુભાઈ સામે જોઈ રહ્યો. એમના મોં ઉપર પચાસ વરસ દેખાતાં હતાં. અનંતનું અત્યારે જ બરાબર ધ્યાન ગયું કે પાંચ વરસમાં પિતાનું શરીર તૂટી ગયું છે. ઊંડી આંખો અને ચિંતાતુર વદન જોઈ અનંતને લાગી આવ્યું.

'તું એક વરસ નોકરી કરીશ તો તારામાં એટલી હોશિયારી છે કે આગળ નીકળી જઈશ. અને લખમીચંદભાઈનાં ભાઈ પણ સારા માણસ છે. આપણા તરફ એમને ખાસ પક્ષપાત છે. અત્યારે બધાની કેવી મડાર છે ! લાગવગ વિના વીસ રૂપિયાની નોકરી પણ ક્યાંય મળે એમ નથી. અને રાજકોટમાં તો કોઈ દિવસ આગળ વધાય જ નહિ. પરદેશ વિના પૈસો ક્યાં છે ? મુંબઈના પાણીની મને બીક ન હોત તો તને મુંબઈ જ મોકલત. પણ આપણે એવા પૈસો નથી જોઈતો.'

'મોટાભાઈને શું પગાર છે ?'

'દોઢસો રૂપિયા. પણ કહે છે કે એક પાઈ એ બચતી નથી. હમણાં જ આપણી ભાણેજનાં લગ્ન હતાં, મેં લખ્યું કે સો રૂપિયા મોસાળમાં આપવા પડશે. ધરાસાર ન મોકલ્યા. અંતે મારે બીજાના લઈને આપવા પડ્યા.'

'પણ ન આપ્યા હોત તો ?'

'એ વિના ચાલે ? વ્યવહારમાં રહેવું હોય તો આપણા નોભા પ્રમાણે બધું જાળવવું જોઈએ.'

'પણ કરજ કરીને ?'

'ગમે તેમ કરીને, પાછાં છોકરાં–છોકરીને વરાવવાં છે ને ? આપણે માથે કરજ છે એ તો આપણે જાણીએ છીએ. ગામમાં તો આપણો એટલો 'ભ્રમ' છે કે આ અમુભાઈની ગાંઠમાં દસવીસ હજારનો જીવ હશે એમ સૌ માને છે.'

'પણ આપણે એવો ડોળ રાખ્યાથી શો ફાયદો ? આમ તો કરજ વધતું જાય ?'

'ડોળ ન રાખીએ તો કાલ પરડી પડી જાય ! બાંધી મૂઠ્ઠી છે તો આટલો મોભો રહ્યો છે અને ટાણે–કટાણે કામ ઉકેલી શકીએ છીએ.'

અનંતને આ અટપટું વ્યવહારજ્ઞાન ન સમજાયું. ઘણી વાતો થઈ પણ એણે પિતાને ખાતરી ન આપી પોતે નોકરી કરશે, તેમ એમ પણ ચોખ્ખું ન જણાવી શકયો કે પોતે ચાલ્યો જશે. અનંત મૂંઝવણમાં પડયો અને પિતા આશા સેવવા લાગ્યા.

વાળુનો સમય થતાં પિતા–પુત્ર ઊઠયા. અમુભાઈ, અનંત, કમળા અને કુસુમ સાથે જ જમવા બેસી ગયાં. જમતાં જમતાં અનંતે પૂછયું :

'કમળાને વધુ અભ્યાસ કેમ ન કરવા દીધો ?'

'વધુ ભણાવીને શું કરવી ? લખતાં–વાંચતાં આવડે એટલું બસ. એને નોકરી થોડી કરવી છે ?'

'પણ ભણે તો જ્ઞાન મળે ને ! કાંઈક સારાં પુસ્તકો વાંચી શકે. નવું નવું કાંઈક સમજે.'

'પુસ્તકો વાંચીને શું કરવું હતું ? દીકરીઓને વધુ ભણાવવામાં સાર નહિ. કોણ જાણે કેવું ઘર મળે ! એટલે સાદુ એટલું સારુ.'

અનંત વધુ બોલ્યા વિના ઊંધું ઘાલીને જમવા લાગ્યો. અમુભાઈને થયું કે અનંતને આ વાત ગમી નહિ. એમણે કહ્યું :

'તું અહીં રહે કે કરાંચી જા, ને પછી ભણાવવી હોય તો ભણાવ. અમે તો પોતે જ કયાં સાત ગૂજરાતીથી વધુ ભણ્યા છીએ?'

'નાનાભાઈ,' કુસુમ જમતાં જમતાં બોલી, 'તમે કરાંચી જશો?'

અનંત, હસતી કુસુમ સામે જોઈ રહ્યો. કુસુમને નાનાભાઈનું ગંભીર મોં ન ગમ્યું. એ તો રોવા જેવી થઈ ગઈ. અનંત સમજ્યો. મોં ઉપર ખોટું હાસ્ય લાવી બોલ્યો :

'તારે મારી સાથે આવવું છે ને?'

'જેલમાં નહિ. કરાચી જાવ તો આવું.'

'રામપુર જાઉં તો?'

'ના, તોય નહિ ત્યાં મોટી બધી નિશાળ હોય?'

'મોટી ન હોય, નાનકડી હોય. પણ હું જ તને ભણાવું તે?'

'તો આવું.' કુસુમ ડોકું હલાવી બોલી.

અનંત કુસુમનો ચહેરો જોઈ હસી પડ્યો. પણ પિતા તરફ નજર પડતા એણે જોયું કે પિતાને આ વાતો ન રુચિ. અનંત મૂંગો બની જમવા લાગ્યો. કુસુમ પણ ગંભીર વાતાવરણ જોઈ ચુપ થઈ ગઈ.

❧

[૨૮]

# કુટુંબધર્મ

જમ્યા પછી અનંત એકલો ફરવા નીકળ્યો. વિનુના કાગળથી ઊઠેલું તોફાન પિતાની વાતોથી લગીર શમ્યું છે. અનંતને એવું લાગવા માંડ્યું કે પોતાનું મન અત્યારે સ્વસ્થ અને સ્થિર છે એટલે સારામાં સારી રીતે વિચારી શકશે. એણે એક પછી એક પ્રશ્ન વિચારવાનું મનમાં ગોઠવ્યું. પહેલાં તો કુટુમ્બ માટે કંઈ કરવું જોઈએ કે કેમ? કુટુમ્બ પ્રત્યે કંઈ ધર્મ ખરો કે નહિ? કુટુમ્બધર્મની સામે મૂકી શકાય એવો સવાલ તો અત્યારે દેશનો હતો. અનંત વિચારતો ગયો તેમ એને લાગવા માંડ્યું કે કુટુમ્બ પ્રત્યે કર્તવ્ય તો ખરું જ. કુટુંબ પ્રત્યે કર્તવ્ય ન હોય તો દેશ પ્રત્યે શા માટે? જેમ દુનિયાનાં બીજાં દુઃખિયાંઓની પહેલાં પોતે દેશની સેવા કરે છે અને મનમાં માને છે કે 'મારો જન્મ અહીં થયો છે, મારો દેહ અહીંના રસકસથી પોષાયો છે; અને મારાં માનસ અને સંસ્કારોનું ઘડતર અહીં થયું છે એટલે અહીંના સમાજનો હું વિશેષ ઋણી છું એ જ રીતે આ કુટુમ્બમાં જ જન્મ્યો છું, આ માતા-પિતાએ પોષ્યો છે, એમણે જ કેળવણી આપી છે એટલે મારી પહેલી ફરજ એમના પ્રત્યે છે.'

અનંતે એક મુદ્દો તો સ્વીકાર્યો પણ તુરત જ એમાંથી બીજો મુદ્દો ફલિત થયો. 'શી રીતે કર્તવ્ય બજાવું?' અને એ મુદ્દાએ તો અનંતને મૂંઝવી નાખ્યો. અનંતે થાકીને લાંબુ વિચારવાનું છોડી દીધું.

'કુટુંબનો નિર્વાહ તો કરવો જ જોઇએ.' એક વાત એના મનમાં નક્કી થવા લાગી. 'પણ પિતા ન કમાય? મોટાભાઈની ફરજ નહિ?' વળી પિતાની અવસ્થા યાદ આવી. પિતાનો કર્તવ્યકાળ પૂરો થયો. મોટાભાઈ તો ધર્મ ભૂલ્યા છે. મારાથી કેમ ભૂલાય?...ત્યારે શું કરવું? કમાયા વિના તો નિર્વાહ ન થઈ શકે. એવો પ્રમાણિક ધંધો કયો?...કરાચીની જ નોકરી કરું?...ના, ના, ત્યાં તો નહિ, એટલે બધે દૂર જાઉં તો તો બધું ભૂલી જ જવાય...પણ, શું ન ભૂલવાનું છે?'

વિચારોનું વહેણ બદલાયું. '...પછી રામપુરનું?' વિનુનો કાગળ યાદ આવ્યો. કુટુમ્બધર્મની ચણાતી ઇમારત ડગમગવા લાગી. કુટુમ્બ પ્રત્યે મમત્વ જ જાગ્યું હોય એમ અનંત એ કાગળને ભૂલવાના પ્રયત્નો કરવા લાગ્યો. '...ના, ના, કર્તવ્ય તો ખરું જ. પણ શું કરવું?' તુરત જ દસ હજાર રૂપિયાનું કરજ યાદ આવ્યું. 'એ શે ભરાય?' અનંત ડરી ગયો. મમતાની પકડે એને ફરી વિચારમાં ઝબોળ્યો. 'પણ ભરવું તો જોઇએ જ. શી રીતે ભરાય એ સવાલ નથી. ભરવું જોઈએ કે નહિ? આપનારે આખા કુટુમ્બને લક્ષમાં રાખીને જ આપ્યા હશે ને! મોટાભાઈ તો ફર જ ભૂલે. મારાથી કેમ ભૂલાય? અને કરજનો ઇન્કાર કેમ થઈ શકે? એ તો પવિત્ર વસ્તુ! બધા આર્થિક વ્યવહારોનો આધાર!'

'પણ મને ક્યાં કમાતા આવડે છે?...એ તો આવડી જશે. પેલા પુનમચંદ શેઠે લાખ રૂપિયા ભેગા કર્યા એનામાં કેટલી આવડત હતી?...પણ પુનમચંદના રૂપિયા તો લૂંટના જ કહેવાય! પણ...પણ પ્રમાણિકપણાથી પૈસા મળી જ કેવી રીતે શકે?...છટ, અપ્રમાણિક થવા કરતાં તો મરવું ભલું. પણ ત્યારે કરવું શું?...ન ભરાય, બીજું શું? મેં ક્યાં કરજ કર્યું છે? મારા માટે ક્યાં કરજ થયું છે? હું શાનો ભરું? લગ્નનાં અયોગ્ય ખર્ચો અને વેપારની ખોટ માટે મારી જિંદગી શાને ખર્ચી નાખું?...પણ તો તો દુનિયાનો

વહેવાર જ કેમ ટકી શકે ? કરજ ભરવું તો જોઈએ.' અનંતના લમણાં દુખવા આવ્યાં. ચાલતાં ચાલતાં એણે કપાળ ઉપર હાથ દાબ્યો.

'એક આ પ્રશ્નનો આટલાં વર્ષમાં નિકાલ ન આવ્યો.' અનંત થાક્યો હોય તેમ વિચારવા લાગ્યો. 'દેશસેવાનો દારૂ પીધો હોત કે કુટુંબધર્મનું અફીણ લીધું હોત તો આ અથડામણ કોઈ દિવસ ન થાત. કર્તવ્ય શું એમ વિચારવા જતાં જ ઊંડા દરિયામાં પડી જવાય છે. નથી તાગ મળતો કે નથી કિનારો લાધતો.' પોતે નકામા તત્ત્વવિચારમાં ઊતરી ગયા એમ યાદ આવતાં અનંત એટલું વિચારતાં જ અટક્યો.

'પણ શું કરવું ?' અનંત હળવેથી બોલી ગયો. તરત જ આજુ-બાજુ નજર ફરી ગઈ. કોઈ સાંભળનાર નહોતું. પોતે ઘણે દૂર નીકળી ગયો હતો એવો ખ્યાલ આવતાં પાછો ફર્યો. થોડુંક ચાલ્યો ત્યાં વિચારો શરૂ થયા.

'કુટુંબ અને દેશ એમ બંનેની સેવા ન થઈ શકે ? રાજકોટમાં રહી પ્રમાણિક ધંધો કરું. બહેનોને કેળવણી આપું અને થઈ શકે એટલી લોકસેવા કરું...પણ કમાવામાંથી વખત મળશે ? જો મળે તે...પણ શી સેવા કરીશ ? એક તો...' અનંત યાદ કરવા લાગ્યો, 'સામાજિક સેવા તો થઈ શકે. બીજું હરિજનકાર્ય.' હરિજનકાર્ય યાદ આવતાં જ અનંત ચમકી ગયો. 'એ પ્રશ્નનો મેં વિચાર જ કર્યો નહિ. અહીં હું હરિજનો સાથે સંબંધ રાખીશ તો પિતાને ગમશે ? એમનું વૈષ્ણવહૃદય દુભાશે નહિ ? આ વાતની તો ચોખવટ જ કરી લેવી પડશે, અને એવા તો બીજા પ્રશ્નો પણ ઊભા થશે.'

અનંતને લાગવા માંડયું કે પિતા સાથે પૂરી વાત કર્યા વિના તો કંઈ નિર્ણય નહિ થઈ શકે. ખાદી પહેરવી, અસ્પૃશ્યતાને દફનાવવી, જ્ઞાતિનાં બંધનોને તોડી નાખવાં વગેરે પ્રશ્નો તો અનંતને જીવનસિદ્ધાંત સમા હતા. અનંત જેમ જેમ વિચારતો ગયો તેમ તેમ

એને લાગ્યું કે પિતા સાથે રહેવાથી અથડામણો વધ્યા જ કરશે. પિતાને સુખ આપવા જતાં પોતે દુઃખ આપનારો થઈ પડશે.

'ત્યારે શું કરવું ?' મૂંઝવણનો પાર ન રહ્યો.

અનંત વિચારોમાં ઘૂમરીઓ લેતો ઘેર આવ્યો ત્યારે લખમીચંદ શેઠ અને અમુભાઈ વાતો કરતા હતા. લખમીચંદ શેઠને જોઈ અનંતે નમસ્કાર કર્યા. લખમીચંદ શેઠે હસીને આવકાર આપ્યો.

અનંત સહેજ હસતો ટેબલને અઢેલીને ઊભો રહ્યો.

'હવે તો અહીં જ રહેવું છે ને ?' શેઠે પૂછ્યું.

'વિચાર કરું છું.' અમુભાઈ તરફ જોઈને અનંત બોલ્યો.

'અમુભાઈએ બિચારાએ ખૂબ ઢસરડા કર્યા. હવે કાંઈક આરામ આપ, આરામ.' લખમીચંદ શેઠ બોલ્યા.

અનંતે કશો જવાબ ન આપ્યો.

'એનો કાંઈ તારા ઉપર ઓછો ઉપકાર નથી. વિચાર તો કર, માબાપના ગુણ ભૂલે એના જેવો પાપી દુનિયામાં બીજો કોઈ નથી. કીધું છે ને કે પોતાની જીવતી ચામડીના જોડા સિવડાવીને માબાપને પહેરાવીએ તોયે એના ઉપકારનો બદલો ન વળે. તું તો સમજુ છો. તને વળી કહેવાનું શું હોય ? લડાઈ હતી ત્યાંસુધી તો ઠીક પણ હવે તો માવતરને સંભાળવા જોઈએ !'

એમના ઉપદેશે અનંતને અસર ન કરી એમ લખમીચંદ શેઠને લાગ્યું, એટલે આગળ વધ્યા.

'અમારા વખતમાં તો દીકરો બાપનું વેણ ન ઉથાપી શકે. આજ તો સ્વતંત્રતાનો પવન વાયો છે ! પણ, હું તો જોઉં છું કે બધા દોડી દોડીને થાકી રહેવાના છે. લડાઈમાં ગયા હતા તેમાંથી હવે ત્યાં કેટલા રહ્યા ? આખરે તો મોટો આશરો ઘરનો.'

અનંતને મનમાં જરા હસવું આવ્યું. સાથે જ એ વિચાર આવ્યો

કે આની મહેરબાનીથી નોકરી મળવાની છે. અનંત ગંભીર થઈ ગયો. અમુભાઈ અનંત સામે જોઈ રહ્યા હતા. તેઓ સમજ્યા કે વાત આગળ ચાલે તેમાં સાર નથી.

'પછી, આપણી કમુનું શું કર્યું?' અમુભાઈએ વાત ફેરવી.

'હવે શું કરવાનું હતું? આ એનો ભાઈ આવ્યા છે. આખી દુનિયા ફર્યો છે. એક સારો મુરતિયો નહિ ગોતી આવે?'

'મેં તો એને કહ્યું છે. પણ ક્યાંક તમેય નજર રાખતા રહેજો.'

'હવે તો બધું એના ઉપર જ નાખી દ્યો. એ તો ચિંતા પડશે એટલે એની મેળે ઠેકાણે આવશે અને પાંચ પંદર દિવસે એનેય બંધનમાં નાખવાની ગોઠવણ કરો.' લખમીચંદભાઈએ વડીલની નજરથી અનંત સામું જોઈને કહ્યું.

અનંતને વાતમાં રસ ન આવ્યો. સૂઈ જવાની ઇચ્છા થઈ. રાજકોટ આવ્યા પછી હંમેશ અનંત નીચેના જ ઓરડામાં સૂતો હતો પણ ત્યાં તો અમુભાઈ અને શેઠ બેઠા હતા. અનંત અમુભાઈ તરફ જોઈ ઉપર જવા તૈયાર થયો.

'કેમ, જાય છે?' શેઠ બોલ્યા.

'હા, કહી અનંત મેડી ઉપર ગયો. મેડી ઉપર આવતાં એનું માથું સહેજ ભારે થઈ ગયું. ચિંતાને લઈ ને જ હશે એમ માની અનંત પથારી કરી સૂતો. થોડી વારમાં ઊંઘી ગયો.

લખમીચંદ શેઠ થોડી વાતો કરી ઊઠયા. એમના ગયા પછી અમુભાઈ મેડી ઉપર આવ્યા. જ્યાં એમની પત્નીએ પ્રાણ છોડયા હતા ત્યાં જ અનંત પથારી કરીને સૂતો હતો એ જોતાં અમુભાઈને ડર લાગ્યો. નજીક આવી એમણે અનંતને જોયો. મનમાં શાંતિ થઈ. અનંત પહેરણ કાઢીને સૂતો હતો. અમુભાઈ એનું સુંદર, સુડોળ અને ઘાટીલું શરીર જોઈને પ્રસન્ન થયા. અંતરના આશીર્વાદ આપી આશાઓ સેવતા પાછા વળ્યા.

[ ૨૯ ]

# ધંધાની શોધ

અનંત પરોઢિયે ચાર વાગે જાગી ગયો. એ સૂતો હતો તે જ ઓરડામાં માતાનું મૃત્યુ થયું હતું અને પોતે આખી રાત ત્યાં બેસી રહ્યો હતો એ યાદ આવ્યું. મૃત્યુ વખતની માતાની સ્થિતિ અને પોતાની મનોવેદના તાજાં થતાં અનંત ધ્રૂજી ઊઠયો. માતાએ પહેલું અને છેલ્લું વાકય કહ્યું હતું તે કાનમાં ગૂંજવા લાગ્યું. 'હવે કયાંય જઈશ મા, હો!' અનંતે ગઈ રાત્રે વિચારમાં પણ એવું જ કાંઈક ગોઠવ્યું હતું કે કુટુંબ પ્રત્યે કર્તવ્ય તો છે જ અને એનું કરજ પણ ફેડવું જ જોઈએ. આ લાગણીએ એ વિચારને પુષ્ટિ આપી. પિતા સાથે અથડામણ થવાના વિચારો દબાઈ ગયા. લગભગ પાંચ વાગે અનંતે જાણે નક્કી કરી લીધું કે ઘેર તો રહેવું, બાકી બધું થઈ રહેશે.

'...પણ વિનુનો કાગળ? મારી સ્થિતિ એને સમજાવીશ. આ સ્થિતિમાં બીજું શું થઈ શકે? પિતા અને બહેનોને કાંઈ ભૂખ્યાં રહેવા દેવાય છે? હું ચાલ્યો જાઉં તો એમનું કોણ? અને કમળાનું ભવિષ્ય? કુસુમનું ભણતર? મારે અહીં રહેવું જ જોઈએ. ધંધો તો શોધી કાઢીશ. અપ્રમાણિક માર્ગે નહિ જાઉં. ધીમે ધીમે કરજ ભરાશે' અનંતે નિશ્ચય કરી લીધો. એ નિશ્ચયપૂર્વક પથારીમાંથી બેઠો થયો અને દૂર પડેલી બત્તી સળગાવી પાસે મૂકી. પહેરણમાંથી વિનુનો કાગળ કાઢીને વાંચ્યો. હૃદયને બરાબર મજબૂત રાખ્યું. મનને

સમજાવ્યું કે પોતાના નિશ્ચયનું જ સમર્થન કરે. અને અનંતને વિનુના કાગળની અસર ન થઈ, જેમ જેમ કાગળ વાંચતો ગયો તેમ તેમ અનંતને વિનુની બધી દલીલો તૂટી જાય એવી લાગી. પોતાના વિચારો જ સાચા છે એમ વધુ વધુને લાગવા માંડયું.

સવારે એણે પિતાને સ્પષ્ટ કહ્યું:

'હું અહીં રહેવાનો છું. તમારી સેવા કરવા મારાથી બનતું કરીશ. કુટુંબનું પોષણ કરવા અને કરજ ફેડવા પ્રમાણિકપણે જેટલું કમાઈ શકાશે તેટલું કમાઈશ. નાનાં બહેનોને સાચવીશ અને એમનું કલ્યાણ થાય એમ કરીશ.'

અમુભાઈના આનંદનો પાર ન રહ્યો, બંને બહેનો પણ હસી ઊઠી. વીસ બાવીસ દિવસ પહેલાં ઘરના આત્મા જેવું માનવી ઊઠી ગયું હતું છતાં એની શોકછાયા તે દિવસે જ દૂર થઈ, આખું ઘર હસી ઊઠયું.

અનંત હવે કમ્મર કસીને તૈયાર થયો. હવે કરવાનું એક જ હતું, ખૂબ કમાવું. અનંતને જ્યાં ત્યાંથી સાંભળેલી બધી વેપારની અને પૈસા કમાવાની વાતો તાજી થઈ. અમુભાઈ રાહ જોતા હતા કે અનંત જરા સ્વસ્થ થાય એટલે ફરી કરાચીની વાત કરવી અને ગમે તેમ કરી સમજાવીને મોકલવો.

બપોરે જમ્યા પછી અમુભાઈએ વાત કાઢી :

'તું ત્યારે કરાંચી જવાનું કર.'

'પણ તમારી પાસે હોઉં તો ઠીક ને! અહીં હોઉં તો કમળા–કુસુમ માટે પણ કાંઈક કરી શકું.' અનંતને કરાચી દૂર દૂર લાગતું હતું.

'કમળા–કુસુમનું તો ઠીક. સૌથી પહેલાં કમાવાનું કામ છે.'

'અહીં કાંઈ ધંધો નહિ મળી શકે?'

'અહીં ધંધા કેવા? રાજ્યમાં નોકરી તો તું કર નહિ.'

અનંતને સુમન યાદ આવી ગયો. 'મારી પરિસ્થિતિ જુદી છે.' એણે મન મનાવી વિચાર દૂર કર્યો.

'પણ બીજું કાંઈ ન થઈ શકે?'

'તું ભણેલો છે; એટલે શિક્ષક થઈ શકાય, પણ એમાંય શું મળે? આપણું ખર્ચ પણ ઊપડવું જોઈએ ને?'

'પણ કાંઈ વેપાર?'

'વેપારમાં ક્યાં સાર છે?'

'ત્યારે શું કરવું?' અનંતના અવાજમાં સહેજ કંટાળો આવ્યો.

'અહીં કાંઈ નહિ થઈ શકે. તું કરાચી જ જવાનું કર. ત્યાં જરૂર તું આગળ વધી જઈશ.'

'કરાચી?' અનંત વિચારમાં પડ્યો. 'પણ કમળા અને કુસુમનું પછી શું થશે? આપણે બધાંય સાથે હોઈએ તો સારું નહિ?'

'તું કમાવા માંડીશ એટલે અમે પણ ત્યાં આવશું.'

'પણ રાજકોટમા કમાઈ જ ન શકાય?'

'રાજકોટમાં કમાણી હોય તો આટલા બધા પરદેશ શું કામ જાય?'

'પણ રાજકોટમાં હજુયે સાઠ હજાર માણસો છે.' અનંતને વસ્તીગણતરીનો આંકડો યાદ હતો.

'સાઠ હજાર હોય કે લાખ હોય પણ અહીં કોઈ બે પાંદડે ન થાય. હા, બે પાંચ મોટા વેપારી કે ચાર પાંચ વકીલ કમાણી કરે છે. બાકી બધાય પેટ ભરે ને દેશમાં પડ્યા રહે.'

'પણ મને લાગ છે કે રાજકોટમાં કામ મળી રહેશે.'

'તો કર મહેનત, અનુભવ થાય ત્યારે કહેજે. પણ એટલું જોજે કે આપણે ગાંઠમાં મૂડી બાંધીને નથી બેઠા.'

અનંત મનમાં ધંધાની યોજનાઓ ઘડવા લાગ્યો. અમુભાઈ બહાર ગયા. સાંજના છ વાગ્યા સુધી અનંતે ધંધાઓ વિચાર્યા. પણ ક્યાંય મેળ બેઠો નહિ. અમુભાઈએ સાંજે આવીને કહ્યું :

'એક કામ છે. લખમીચંદભાઈ કહે છે કે અહીં મોટરના અને ઇલેક્ટ્રિકના સામાનની દુકાન સારી ચાલે. એ પૈસા રોકવા તૈયાર છે પણ તારું મન સ્થિર થવું જોઈએ.'

'મન તો સ્થિર જ છે.' અનંતને લખમીચંદભાઇની સૂચના ગમી નહિ. 'પણ એતો બધું પરદેશી જ ને ?'

'આપણા દેશમાં તો ક્યાં મોટર થાય છે ?' અમુભાઈ જરા હસ્યા. 'બીજું કહેતા હતા કે આઠ દશ હજાર રૂપિયા રોકીને બધી જાતની દવાઓની દુકાન ખોલવી. આ બધામાં એમનો અર્ધો ભાગ હો ? મહેનત આપણી ને પૈસો એનો.'

'એવું તે થાય ? મહેનત આપણે કરીએ અને એમનો અર્ધો ભાગ !'

અમુભાઈ અનંતના ભોળપણ ઉપર હસ્યા.

'અનંત ! તને વેપારનો અનુભવ નથી. પહેલાં તો આટલી મૂડી કોણ આપે ? નફો તો થાય ત્યારે. અત્યારે તો મૂડીનું જોખમ જ ને !'

અનંતને આ વાત ન સમજાઈ.

'આપણે એવું નથી કરવું. અને પરદેશી વસ્તુનો વેપાર તો હું કરીશ જ નહિ.'

'પણ આપણા દેશમાં થાય છે શું ? અનાજ ઘીનો વેપાર કર તો છે.'

'બીજું કાંઈ થઈ જ ન શકે ?'

'કાપડની દુકાન કરીશ ? જોકે એય જાપાની વિના ચાલે નહિ.'

'કાપડનું તો ન થાય. કપડું તો ખાદી સિવાય વેચાય પણ નહિ અને વપરાય પણ નહિ.'

'ત્યારે અનાજનો ધંધો કર.' અમુભાઈ હસ્યા.

'એમાં શું ? એ ન થાય ?'

'એ ભણેલાને ન ફાવે. અહીં કાંઈ બહુ મોટો વેપાર થોડો જ હોય છે ? એમાં તો મજૂરીનું કામ. કપડાં ઊજળાં ન રહે.'

'પણ મને ક્યાં મજૂરીની શરમ છે ?'

'તોય તારાથી ન થાય. પણ થાય તોય એ વાત કરવી નકામી છે. અનાજના ધંધામાં અત્યારે જરાય કસ જેવું નથી. માલ રાખી મૂકીએ ને નસીબ પાધરાં હોય તો ભાવ વધે ને બે પૈસા ખાટી જઈએ એટલું જ બાકી વેપારમાં કાંઈ ન મળે.'

'ત્યારે કરાચી વિના બીજો રસ્તો જ નથી ? કરાંચીમાં તો મારે નોકરી કરવાની છે ને ?'

'હા.'

'અહીં નોકરી ન મળે ?'

'અહીંની નોકરીમાં પગાર ટૂંકા.'

'કેટલું મળે ?'

'ત્રીસ ચાલીસ રૂપિયા. પણ પછી મોટા શહેરની પેઠે પગાર વધે નહિ ને ! એ તો દસ વરસ પછી માંડ પચાસ રૂપિયા થાય !'

અનંત મૂંઝાઈ ગયા. કરાચી જવાની ઇચ્છા જ નહોતી થતી પણ સાથે જ રાજકોટમાં કાંઈ કરવાનું સૂઝતું પણ નહોતું. પિતા-પુત્ર મૂંગામૂંગાં પાએક કલાક બેસી રહ્યા.

'પણ કરાચી જવામાં વાંધો શું ?' અમુભાઈએ પૂછ્યું.

'ત્યાં ગયા પછી પાછા ન અવાય.'

'પણ આપણે ક્યાં પાછું આવવું છે ?' અમુભાઈ અનંતની મનોદશા ન સમજ્યા.

અનંત જવાબ આપવાને બદલે એમની સામે ટાંપી રહ્યો.

કુસુમે આવી રસોઇના ખબર આપ્યા એટલે બંને ઊઠીને જમવા બેઠા.

અનંતને જમવામાં મઝા ન આવી. સૌથી પહેલાં જમી લઈ એ ઊઠી ગયો! 'ફરવા જાઉં છું' કહી માથામાં ટોપી નાખી બહાર નીકળ્યો. એના એ જ વિચારો આવતા હતા. કરાચી જવા તરફ મન વધતું જ નહોતુ. ગમે તેમ કરી રાજકોટમાં જ રહેવું અને ધંધો કરવો એમ થવા લાગ્યુ. અનંતને વીમાકંપનીની એજન્સીનો ખ્યાલ આવ્યો, પણ એ તો જૂઠનો ધંધો અને લાચારીનો પાર નહિ. જાહેરજીવનના માણસોને મઝનો બીજો છાપાનો ધંધો ખ્યાલમાં આવ્યો પણ એ તરફનો કશો જ અનુભવ નહિ તેમ સગવડ નહિ. ત્યારે શું કરવું? મૂંઝવણ થવા લાગી.

'ધંધો તો શોધવો જ જોઈએ. કરાચીમાં જઈને પણ નોકરી જ કરવાની છે ને? એક નોકરી તૂટી ગયા પછી શું કરવું? એ કરતાં વેપાર જ ઠીક...પણ શેનો વેપાર? મૂડી ક્યાં?'

કાંઈ ઘડ ન બેઠી. મૂંઝવણ વધવા લાગી. વિચારોને કારણે મનને થાક લાગવા માંડ્યો. અને એની અસર શરીર પર થવા લાગી. અનંત નજીકના એક નાળા ઉપર બેઠો.

રાતના દસેક વાગ્યા હતા એટલે માણસોની અવરજવર ઓછી થતી જતી હતી. અનંતને શાંતિ અને એકાંત મીઠાં લાગ્યાં. થોડી વાર આરામ અનુભવતો હોય એમ શૂન્ય મને બેસી રહ્યો. અચાનક એની નજર રસ્તે જતા એક મિત્ર ઉપર પડી. અનંતથી સહજ એનું નામ બોલાઈ ગયું. પ્રહ્લાદ એ તરફ આવ્યો. બંને મળ્યા.

'કેમ અત્યારે અહીં?'

'ફરતો ફરતો અહીં નીકળી આવ્યો.'

'તને આવ્યે તો મહિનો થવા આવ્યો, ખરું ?'

'હા, પણ ઘેર કામ હોય છે એટલે બહાર નથી નીકળાતું.'

'તારાં બા ગુજરી ગયાં એમ સાંભળ્યું હતું. હવે તો અહીં જ રહેવાનો છો ને ?'

'હા કાંઈક કામ શોધું છું.'

'કામ ? મારી સાથે સ્વદેશીભંડારમાં રહીશ ?'

'તારો પોતાનો છે ?'

'હા, એક ભાઈ હતા તે આઠ દિવસ પહેલાં જ છૂટા થયા.'

'તું મને કઈ રીતે રાખી શકે ?' અનંતે આતુરતાથી પૂછ્યું.

'કઈ રીતે શું ? તું કહે એ રીતે.'

'માસિક મને કેટલું મળી શકે ?'

'ત્રીસ ચાળીસ રૂપિયા.'

અનંતને વધુ વાત કરવાનો રસ ન રહ્યો.

'કેમ મૂંગો થઇ ગયો ? સ્વદેશીભંડારમાં વધુ ન મળી શકે. તારે ભાગીદાર થવું હોય તો મને વાંધો નથી. પણ ચાળીસથી વધુ તો નહિ જ મેળવી શકે.'

'પણ એટલામાં મારી જરૂરિયાત પૂરી ન થાય.'

'તો એથી વધારે કોઇ પણ ધંધામાં મળવા મુશ્કેલ. હા, મૂડી હોય અને કાંઈ સિદ્ધાંતનો બાદ ન હોય તો એવા ધંધા છે.'

'પરદેશી માલનો ધંધો તો ન થઈ શકે.'

'તો ચાળીસથી વધુની આશા છોડી દે. સ્વદેશીભંડાર ઠીક લાગતો ન હોય તો કોઈ શાળા કે છાત્રાલયમાં રહી જા, પણ પગાર તો એટલો જ મળશે.'

'તારો ભંડાર ક્યાં છે?' અનંતે વાત પતાવવા માંડી.

પ્રહલાદ સમજ્યો. એણે જવાની તૈયારી બતાવતાં કહ્યું, 'લાખાજીરાજ મેમોરિયલની બાજુમાં; કાલે ત્યાં આવજે ને!'

'કાલે આવીશ.' અનંતે જવાબ આપ્યો. પ્રહ્લાદ ચાલતો થયો.

'ચાળીસ રૂપિયા!' અનંત પાછળ ગણગણ્યો, 'આમાં તો ઘરખર્ચ પણ મુશ્કેલીએ નીકળે ત્યાં પિતાના વ્યવહારનું ખર્ચ ક્યાંથી કાઢવું? કરજ તો ઠીક પણ વ્યાજની રકમનું પણ ક્યાં ઠેકાણું થાય એમ છે? ચાળીસથી વધારે તો નહિ જ મળી શકે. ચાળીસ તો, હું હોશિયાર મનાઉં છું, ભણેલો છું, બોલવામાં ચાલાક છું ને મારે લાગવગ છે એટલે...આ બેકારી!' અનંત વિચારે ચડ્યો, બેકારીનો ખ્યાલ એને રામપુર ખેંચી ગયો. 'ત્યાં તો ચાલીસ રૂપિયા કેવડી મોટી રકમ લાગે?...ત્યાં રહ્યા હોઈએ તો? પણ ત્યાં ચાળીસ કોણ આપે?...હું અહીંથી કમાઈને મોકલું...ત્યાં વિનુ છે. સૌને ગમે. ...ના, ના, બાપા કબૂલ જ ન રાખે. પણ કરજનું શું?' પ્રશ્ન અનુત્તર જ રહ્યો.

દૂરના ટાવરમાં અગિયારના ટકોરા થયા તે અનંતે સાંભળ્યા. ચિંતા કરતો ઊઠ્યો. ધીમે પગલે વિચાર કરતો ઘેર આવ્યો. ઘેર આવ્યો ત્યારે પિતા બેઠા બેઠા ટપાલ લખતા હતાં. અનંતને જરા જિજ્ઞાસા થઈ, પણ કાગળ તરફ ન જોયું. ત્યાં અમુભાઈએ જ ટેબલ ઉપર પડેલો, ગરબડિયા અક્ષરવાળો કાગળ અનંતને આપ્યો.

'આ કાગળ તું ગયા પછી નરભેરામ ભાઈ આપી ગયા.' અનંત કાગળ વાંચી સ્તબ્ધ થઈ ગયો.

'તમે એને જવાબ લખો છો?' તુરત જ પૂછ્યું.

'હા કેમ?'

'શું લખો છો?'

'હું પુછાવું છું કે કન્યાની ઉમર કેવડી છે અને શું ભણી છે?'

'મારે નથી કરવું.' અનંત સ્પષ્ટ બોલી ગયો.

અમુભાઈ એના સામે તાકી રહ્યા. અનંતના મોં ઉપર એટલો નિશ્ચય જણાતો હતો કે અમુભાઈની બોલવાની હિંમત જ ન ચાલી. એમણે હાથમાં પકડેલી કલમ ટેબલ ઉપર મૂકી દીધી. કાગળ અધૂરો રહ્યો. અનંત કાગળ તરફ એક નજર ફેંકી ઉપર ચડી ગયો. અમુભાઈએ એક નિઃશ્વાસ મૂકી ખુરસી ઉપર પીઠ ઢાળી.

[ ૩૦ ]

# સુમનનું મનોરાજ્ય

લગભગ બે કલાક પછી કાન્તા ઊઠી ત્યારે પ્રાણજીવનદાસ બાજુમાં ઊભા હતા. એમણે ઉઠાડી કે પોતે સ્વાભાવિક રીતે જ ઊઠી તેની કાન્તાને ખબર ન પડી. પ્રાણજીવનદાસે કાન્તા બેઠી થઈ કે તુરત કહ્યું: 'તું ગભરાઈશ નહિ. મેં વિચાર કરી નાખ્યો છે. હું આજે જ ના લખી નાખું છું. વહેલા જ ખબર આપી દઉં એટલે એ લોકોને પણ વધુ હેરાન ન થવું પડે.'

કાન્તા પિતા સામે જોઈ રહી. આભારથી એનાં પોપચાં ઢળી ગયાં. પિતા કાન્તાનો આનંદ સમજ્યા. કાન્તાને પ્રસન્ન કરવામાં પોતાને આટલી શાંતિ મળશે એવું પ્રાણજીવનદાસે કોઈ દિવસ ધાર્યું નહોતું. કાન્તાને શુભ સમાચાર આપી તેઓ પાછા વળ્યા અને પોતાની પેઢી તરફ ગયા.

કાન્તા ઊઠી. હાથ મોં ધોઈ સુમનને ત્યાં ગઈ. સુમનના ઘરમાં ધમાલ મચી રહી હતી. સુમન જોરથી બોલતો હતો. તે સાંભળી કાન્તા થંભી.

'ભલે, ભીખ માગીશ પણ આમ અપમાનપૂર્વક નહિ રહું. બા, ચાલો અહીંથી જતાં રહીએ.' સુમન બોલતો હતો.

કાન્તાને વિચાર થઈ પડ્યો, અંદર જવું કે નહિ? એ કાંઈ પણ નિર્ણય કરે તે પહેલાં તો સુમનના કાકા બહાર નીકળ્યા. એમણે

કાન્તાને દીઠી, કાન્તાએ એમને દીઠા. કાકા ગયા એટલે કાન્તા ઘરમાં દાખલ થઈ. સુમન એક ઍગ ઉપર ચિંતાતુર વદને બેઠો હતો. માથાના વાળ વીખરાયેલા હતા. આંખો સહેજ લાલ અને તપેલી હતી. બાજુમાં બા બેઠેલાં હતાં. એમની નજર સુમનના મોં ઉપર હતી.

કાન્તા કાંઈ પણ બોલ્યા વિના આવી. સુમન એને જોતાં જ હસ્યો.

'ક્યારે આવી?'

'ચાલી જ આવું છું.'

'તારા ઘર જેવી જ ધમાલ છે ને!'

'મારી ધમાલ તો તમે આવ્યા ત્યારે પતી ગઈ હતી. પાછી ઊપડી હતી પણ વળી પતી ગઈ.'

'એટલે?'

કાન્તાએ બધી વાત કરી. સામા પક્ષનાં લોકો મુંબઈથી જ જાન લઈને આવવાનાં હતાં તેને બદલે એ લોકોએ પોરબંદરથી લઈ આવવાનું ઠરાવ્યું અને ઘરનાં ઘણાંખરાં માણસો પોરબંદર આવી ગયાં એવા કાગળમાં સમાચાર હતા તે સુમનને જણાવ્યા. પિતાની ચિંતા અને છેવટનો નિર્ણય પણ જણાવ્યો.

સુમન સાંભળીને આનંદ પામ્યો. કાન્તાએ તો તોપણ કહ્યું કે, 'મને હજી ભય છે. પિતા આખરે કોઈના દોર્યા દોરવાશે અને ભારે દુઃખનો પ્રસંગ આવશે.' સુમનથી એ ન મનાયું.

સુમનનાં બા આ સાંભળી રહ્યાં હતાં તે તો આ વિચિત્ર છોકરીને જોઈ જ રહ્યાં. સુમન ત્યાંથી ઊઠ્યો. કાન્તાને મેડી ઉપર આવવાનું કહી ઉપર ચડ્યો. કાન્તા પાછળ ગઈ.

'આજ શી ધમાલ હતી?' કાન્તાએ ઉપર જતાં પૂછ્યું.

'એની એ જ ધમાલ. કાકા કહે છે કે અહીં રહેવું હશે તો

રેવન્યુખાતામાં નોકરી કરવી પડશે. હું કહું છું કે મારે નોકરી નથી કરવી અને એમ છતાંય બા ન માને ત્યાંસુધી અહીં રહેવું છે.'

'સુમનભાઇ!' કાન્તા ધીરેથી બોલી. 'આપણે એક મોટી ભૂલ નથી કરતાં? હું તો મારા ઉપરથી જ કહું છું, હોં! આ વડીલોમાં જે રોષ, ધિક્કાર અને તિરસ્કાર ભર્યાં છે તે આપણામાં પણ નથી? હું પિતા સામે લડી તેમાં મેં કાંઈ ખોટું કર્યું હોય એમ મને નથી લાગતું પણ મેં અવિનયપૂર્વક બધું કર્યું એનું તો મને દુઃખ થાય જ છે.'

'તારી વાત સાચી છે.' સુમન ઢીલો પડી જતાં બોલ્યો. 'આપણે કહેવડાવીએ પોતાની જાતને અહિંસક સૈનિક. મારી નાખનાર સામે પણ આંગળી ઊંચી ન કરીએ અને વડીલો તરફ રોષ બતાવીએ એ તો બધી રીતે બૂરું કહેવાય. આપણે મક્કમ રહેવું જોઈએ પણ વિનય કે શાંતિ નહિ જ છોડવાં જોઈએ.'

'મારા પિતાશ્રીએ આ વિચાર ફેરવ્યો ત્યારથી તો મને ખૂબ થયા કરે છે કે તેઓ બિચારા મારા સુખમાં જ રાજી છે પણ શું કરે? પરાપૂર્વના સંસ્કારો અને સમાજનો ડર એમને એટલે બધો છે કે સમજવા છતાં કાંઈ કરી શકતા નથી. આપણાથી એમના પ્રત્યે રોષ કેમ બતાવાય? એમની માન્યતા કે આજ્ઞા નાકબૂલ હોય તો વિનયપૂર્વક ઇન્કાર કરીએ.'

સુમન અને કાન્તાએ આમ વાતો કરી પોતાના અવિનય ઉપર પશ્ચાત્તાપ કર્યો અને ભવિષ્યમાં એવું ન થવા દેવાનો મન સાથે નિશ્ચય કર્યો.

'ત્યારે તમે કાલે તળાજા જાઓ છો?' કાન્તાએ પૂછ્યું.

'હા, કેમ, આવવું છે તારે?'

'ના, ના. હમણાં તો પિતાશ્રી પાસે રહેવાની જરૂર છે. પણ ચંદ્રાલાભીને શું કહેવાના છો?'

'એ તો ત્યાં ગયા પછી ખબર પડે. એની તબિયત સારી હોય અને એમનામાં હિંમત હોય તો તો હું હમણાં જ રામપુર લઈ જાઉં.'

'હમણાં ન લઈ જવાય. હજી ઓછામાં ઓછો એક મહિનો તો એમણે આરામ લેવો જોઈએ.'

'તારો માર્ગ તો હવે સરળ થઈ ગયો ને?'

'મને હજી નથી લાગતું. છેલ્લી ઘડીએ વિઘ્ન આવી પડશે એવું મારા મનમાં લાગ્યા જ કરે છે.'

'પણ કાન્તા, તું નાસી ગઈ હોત તો ક્યાં જાત?' સુમને જુદો જ પ્રશ્ન ઉપાડ્યો.

'અનંતભાઈ પાસે, અમદાવાદ.'

'ત્યાં અનંત ન મળત તો?'

'તો વળી જોઈ લેત.'

'પણ, તું એકલી ક્યાં જઈ શકે?'

'એ તો ગઈ હોત તો બતાવત.' કાન્તા જરા ગંભીર થઈ ગઈ. 'અને હજીયે ભય તો છે જ ને!'

'કાન્તા!' સુમન કાન્તા સામું જોઈ રહ્યો. 'તારે પરણવું જ નથી?'

'અત્યારે તો નહિ જ.'

'ત્યારે, ક્યારે?'

'જ્યારે ઇચ્છા થશે ત્યારે.'

'તને કોઈ તરફ એવું ખેંચાણ નથી?' સુમન જરા આગળ વધ્યો.

'કોઈ તરફ નહિ.' કાન્તાએ સ્વસ્થપણે જવાબ આપ્યો.

'અનંત પ્રત્યે પણ નહિ?' સુમને સ્પષ્ટ કર્યું.

'ના,' કાન્તા જરા અટકી. 'હજી સુધી તો એવું ખેંચાણ નથી.'

સુમનને કાન્તા અચકાઈ એમાં કાંઈક અર્થ લાગ્યો. તે દિવસે

અનંતે એને ચુપ કરી દીધો હતો છતાં એના મનમાં જ્યારે ત્યારે એ વિચારો આવ્યા કરતા હતા.

'કાન્તા! હું તો કહું છું કે તું ને અનંત લગ્ન કરી નાખો ને!' સુમનને આટલું સ્પષ્ટ બોલતો સાંભળી કાન્તા ચમકી. એણે સ્થિર આંખે સુમન તરફ જોયું. સુમન સહેજ ભોંઠો પડયો.

'એ અત્યારે વિચારવાનું નથી.' કાન્તા ગંભીર સ્વરે બોલી. સુમન ચુપ થઈ ગયો.

વાત આ રીતે અટકી એટલે મૌન વ્યાપી ગયું. લગભગ બે મિનિટ સુધી મૌન પ્રસરી રહ્યું. બંનેને ગૂંગળામણ થવા લાગી.

'ઠીક ત્યારે.' કાન્તાએ મૌન તોડયું અને ઊઠી.

સુમન એને બેસાડવા ઇચ્છતો હતો પણ બોલી શકયો નહિ. કાન્તા સહેજ હસી એને ચાલતી થઈ.

સુમન એના ગયા પછી વિચારમાં પડયો. એ જેમ જેમ વિચાર કરતો ગયો તેમ તેમ એને લાગ્યું કે અનંત અને કાન્તાએ પરણવું જોઈએ. બંને જણાએ એને પાછો પાડયો. એથી એને લાગી આવ્યું પણ એટલા પછી પણ એને પોતાની માન્યતા સાચી લાગી.

સુમનને એક બીજો વિચાર પણ આવ્યો કે હમણાં આ વાત ન ઉચ્ચારવી. બધા રામપુર જઈએ, વિનુને વાત કરીએ અને એની મારફત વાત આગળ વધારીએ. વિનુનું વચન અનંત નહિ ઉથાપે એમ સુમનને લાગવા માંડયું. સુમન એટલું તો માનતો હતો કે કાન્તા અને અનંતમાંથી એક પણ તૈયાર થાય તો બીજું એનો ઇનકાર નહિ કરી શકે. સુમન કલ્પનાએ ચડયો. સુમનને આ મિલન વધુ ને વધુ આકર્ષક અને સુખદ લાગવા માંડયું. એને એમ પણ થયું કે જો આમ થાય તો અઘરામાં અઘરા પ્રશ્નો સાવ સરળ થઈ જાય.

સુમનનાં બાએ ઉપર આવી બીજી વાત કરી ત્યાંસુધી સુમન એના એ વિચારમાં ઘૂમ્યો, અને મનમાં રાચ્યો પણ ખરો.

[૩૧]

## આખરે ઘર છોડયું

કાન્તા સુમન પાસેથી ઊઠી ઘેર આવી. સુમનની વાતે એને ગંભીર બનાવી મૂકી હતી. જેમ વિચાર કરતી ગઈ તેમ તેમ એને લાગતું ગયું કે એમ ન જ થઈ શકે. અનંત તો ભાઈ તરીકે જ શોભે. 'પરણવું શા માટે ?' દેશના કલ્યાણની ઇચ્છા હતી અને અનંતની સાથે રહેવાની ઇચ્છા હતી, એ બંને વસ્તુ લગ્ન વિના થઈ શકે એમ હતી. કાન્તાને સુમનનો વિચાર અવિચાર લાગ્યો.

કાન્તાના ઘરમાં હવે શાંતિ હતી. પ્રાણજીવનદાસ વિચારમગ્ન સ્થિતિમાં રહેતા હતા. આઠેક દિવસ એમ નીકળી ગયા. નવમે દિવસે પોરબંદરથી કાગળ આવ્યો. કાન્તાના હાથમાં જ ટપાલીએ કાગળ આપ્યો. કાન્તાએ એના પર પોરબંદરની છાપ જોઈ. અનેક કલ્પનાઓ કરતાં એણે પિતાને કાગળ આપ્યો. કાગળ વાંચી પ્રાણજીવનદાસના મોં ઉપર ભય અને ચિંતા ફરી વળ્યા. કાન્તાને પણ એની અસર થઈ.

'કાન્તા !' અત્યંતે ઢીલા અવાજે પ્રાણજીવનદાસ બોલ્યા. 'મેં બહુ સમજાવીને અને લાચારી કરીને લખ્યું હતું પણ એ લોકો નથી માનતાં.'

કાન્તા પિતાના હાથમાં રહેલા કાગળ તરફ જોઈ રહી. પ્રાણજીવનદાસે કાગળ ધર્યો. કંઈક સંકોચ પામતાં કાન્તાએ કાગળ લીધો અને વાંચ્યો. કાગળનો સાર આવો હતો:

'...એ નહિ બની શકે. અમને અમારી આબરૂની કિંમત છે. અમારે સમાજમાં રહેવું છે. આખી દુનિયાને અમે જાણ કરી દીધી છે. આ કાંઈ કાળી વાણરીનો વ્યવહાર નથી...શેઠજી, તમારે સમજવું જોઈએ. આમાં આપણા બેયની હલકાઈ ગણાશે....દીકરી ઉપર પહેલેથી જ દાબ રાખ્યો હોત તો આ વખત ન આવત.'

કાગળ નવીનચંદ્રના પિતાએ લખ્યો હતો. કાન્તા કાગળ વાંચી પ્રાણજીવનદાસ તરફ જોઈ રહી.

'હવે શું કરશું, બેન ?' લાચાર અવાજે પ્રાણજીવનદાસ બોલ્યા.

કાન્તાને જવાબ આપવાપણું નહોતું. પિતા તરફ એને જરા પણ રોષ નહોતો રહ્યો. પિતાના દુઃખનું કારણ પોતે છે એમ લાગ્યું.

'તું વિચાર કરી રાખજે.' પ્રાણજીવનદાસ ચિંતાતુર ચહેરે બહાર ગયા. કાન્તા શો વિચાર કરી રાખે ? માથે ધર્મસંકટ આવી પડ્યું હોય એવી મૂંઝવણ થવા લાગી. સાંજે પ્રાણજીવનદાસ જમવા ન આવ્યા. દુકાનના માણસ સાથે કહેવરાવી મોકલ્યું કે પોતે આજ મોડા આવશે. કાન્તાને પિતાની પણ ચિંતા થવા લાગી. છેક રાત્રે દસ વાગે પ્રાણજીવનદાસ ઘેર આવ્યા. મોં ઉપર ચિંતા અનેકગણી વધેલી જણાતી હતી. કાન્તાને ખૂબ લાગી આવ્યું.

પિતા બોલ્યા વિના પોતાની પથારીમાં જઈને સૂઈ ગયા. કાન્તાની મંથનરાત્રિ શરૂ થઈ. એકાંત હતું. જીવન દુઃખમય લાગવા માંડ્યું. બહુ વિચારો કર્યા પણ એકેય ધર્મમાર્ગ સૂઝ્યો નહિ. સામા પક્ષ તરફ રોષ આવ્યો પણ તુરત જ ઊતરી ગયો. 'એ બિચારાં બધાં રૂઢિનાં ગુલામ છે.' કાન્તાને લાગ્યું.

કાન્તા બેસી રહી, રાતના બે વાગ્યા સુધી બેસી રહી. બે વાગે ઊઠી ધીમે પગલે પિતાની પથારી પાસે ગઈ. પિતાનું મોં જોતાં લાગ્યું કે એમને ઊંઘમાં પણ શાંતિ નથી. કાન્તા પાછી વળી. એના મનમાં

એક વિચાર આવ્યો. અને પ્રત્યેક ક્ષણે એ વિચાર દૃઢ થવા લાગ્યો. કાન્તાએ પોતાના ઓરડામાં આવી બારણાં વાસ્યાં, બત્તી નજીક લઈને બેઠી. વાસેલાં કમાડ તરફ નજર પડતાં દોરી યાદ આવી અને પોતાની ભાન ભૂલેલી જાત પ્રત્યે તિરસ્કાર છૂટયો.

કાન્તાએ કાગળ અને કલમ લીધાં. મોં ખૂબ ગંભીર બની ગયું. પહેલાં તો લખવા જતાં હાથ સહેજ ધ્રૂજ્યો. પણ જરા વારમાં સ્વસ્થ થઈ લખવા માંડયું.

ત્યારે મધરાત વીતી ગઈ હતી. પ્રાણજીવનદાસ બાજુના ઓરડામાં સૂતા હતા, અભંગ શાંતિ વ્યાપેલી હતી. કાન્તાએ કાગળ લખવા માંડયો:

**પૂજ્ય પિતાશ્રી,**

ખૂબ દુ:ખ અને વેદનાપૂર્વક આ લખું છું. મને બીજો એકેય માર્ગ ન સૂઝયો એટલે છેવટ આ માર્ગ લઉં છું. તમે દુ:ખી ન થશો.'

કાન્તાનું મોં લાલચોળ થઈ ગયું. કોણ જાણે કેમ પણ હોઠ જરી ફફડવા લાગ્યા. એના હાથમાંથી કલમ છૂટી ગઈ, અને કાગળમાં ડાઘો પડયો. એકાદ મિનિટ રહી, હિંમત એકઠી કરી કાન્તાએ કાગળ લીધો અને લખવા માંડયું :

'વિસ્તારથી નહિ લખી શકું. હું અહીંથી જાઉં છું. કયાં જઈશ એની મને પણ ખબર નથી પણ તમે પાછળ ન આવશો. રામપુર તો નથી જ જતી. ત્યાં ધક્કો ન ખાશો.'

થાક ચડયો હોય એમ કાન્તા અટકી. આળસ મરડી ફરી લખવા માંડયું:

'તમને મારા ઉપર ખૂબ પ્રેમ છે અને તમે મને દુ:ખી કરવા નથી માગતા એ હું સમજું છું; પણ મારે લઈને જ તમારે દુ:ખી થવું પડે છે તે હું જોઈ રહી છું એટલે તમારા દુ:ખથી ત્રાસીને હું જતી નથી: પણ તમારું દુ:ખ ન જોઈ શકવાથી જ જાઉં છું.'

થોડી વાર વિચાર કરી આગળ લખવા માંડયું :

'હું પરણવા ઇચ્છતી જ નથી. મારે આપણા દેશની સેવામાં જિંદગી પૂરી કરવી છે. તમે ચિંતા ન કરશો. પ્રભુ મારી રક્ષા કરશે. હું નિર્મળ ભાવે પ્રભુની સેવા કરવા જાઉં છું, તો શું એ મને ભૂલી શકશે ?'

કાન્તાને લાગ્યું કે કાગળ પૂરો લખાઈ ગયો. એણે ફરીને એ વાંચ્યો. સંતોષ ન થયો એટલે આગળ લખ્યું :

'તમારા મનમાં હવે અનંતભાઈ વિષે શંકા નહિ જ રહી હોય. એ મારા સગા ભાઈ છે. ભલભલા સાધુઓ કરતાં એમનામાં વિશેષ સાધુતા છે. એમનું આખું જીવન ધખધખતી ભઠ્ઠી જેવું છે. એમના ઉપર લગીરે શંકા ન લાવશો. અને બાપુજી, મારા વિષે કલ્પનાઓ કરી દુઃખી ન થશો. હું છોકરી છું એ વાત સાચી, પણ હું નમાલી નથી. તમારા સિંચેલા અને લડાઈએ આપેલા સંસ્કારોએ મને મારી રક્ષા કરતાં શીખવ્યું છે, વધુ શું લખું ? અત્યારે તો મને ભૂલી જજો. હું તમને કોઈ દિવસ નહિ ભૂલું, મેં તમારા ઘણા ગુના કર્યા છે. તમારું અપમાન પણ કર્યું છે. પિતા છો, સાગરસમા છો, મારી ઉદ્ધતાઇ ભૂલી જજો. તમારા ખરા અંતઃકરણથી મને માફી આપજો.'

એક પાનું પૂરું થયું છતાં કાન્તાને સંતોષ ન થયો. એણે બીજું પાનું લઇ આગળ લખવા માંડયું:

'મારે રાષ્ટ્રસેવા કરવી છે એટલે હું છાની તો નહિ રહી શકું. મારે ભાગવું પણ ન જોઈએ પણ તમે મને રજા ન આપો અને આપો તોયે બધો દોષ તમારા માથે આવે એટલે હું આખા સમાજને જાણ કરવા માગું છું કે હું એકલી જ દોષિત છું.'

'હું થોડો વખત તમને નહિ જણાવું કે હું કયાં છું પણ અંતે તો જણાવીશ અને તમે બોલાવશો તો તમારી માફી માગવા જાતે જ આવીશ પણ ખરી.'

કાન્તાએ કાગળને પૂરો કર્યો. કાગળને અંતે 'આજ્ઞાંકિત કાન્તા' લખ્યું પણ તુરત જ છેકી નાખ્યું અને 'કાન્તાનાં વંદન' લખી કાગળ ફરી વાંચવા માંડયો. મનમાં કંઈક નિરાંત થઈ. તુરત જ બીજો કાગળ લીધો.

એક કાગળ પૂરો થતાં જ કાન્તાના મોં ઉપરની ગભરામણ દૂર થઈ ગઈ અને પોતે કંઈ સાહસ કરતી હોય એવા ઉત્સાહભર્યા ભાવો મોં ઉપર તરી આવ્યા.

બીજો કાગળ અનંતને લખ્યો એમાં વાર ન લાગી. કાગળમાં આઠ દસ લીટી જ લખી:

**પ્રિય અનંતભાઈ,**

આખરે મારે ઘર છોડવું પડે છે. તમે ગયા પછી તો ઘણા બનાવો બની ગયા. પિતા પ્રત્યે મને જરા પણ રોષ નથી. ઊલટું એમને દુ:ખમુક્ત અને દોષમુક્ત કરવાના ખ્યાલથી જ ઘર છોડું છું.

અત્યારે તો અમદાવાદ જાઉં છું. હું ધારું છું કે તમે જ્યાં હશો ત્યાં આ કાગળ વિનુભાઈ મોકલાવી આપશે.

અત્યારે ત્રણના ટકોરા થયા છે. મારે ચાડાચારની ફાસ્ટમાં નાસવું છે. પિતા-વિશ્વાસુ પિતા—બાજુના ઓરડામાં સૂતા છે. મારે લઈને એમની ચિંતાનો પાર નથી.

તમે ક્યાં મળશો ? હું ક્યાં જઈશ ને શું કરીશ એ કશી ખબર નથી. ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી અહીંથી તો નીકળું છું.

તમારી બેન,

**કાન્તાનું વંદન.**

બંને કાગળ જુદા જુદા કવરમાં નાખ્યા. અનંતના કવર ઉપર રામપુરનું સરનામું કર્યું અને વિનુને ભલામણ લખી, પિતાના કવર ઉપર ' પૂજ્ય પિતાશ્રી ' એટલું જ લખ્યું.

કાન્તાએ બંને કવર પથારી નીચે રાખ્યાં અને હળવેકથી બારણાં ઉઘાડયાં. ધીમે પગલે પિતાનો ઓરડો જોઈ આવી પિતા ઘસઘસાટ ઊંઘતા હતા. કાન્તા ખૂબ ચુપકીદીથી દીવાનખાનામાં ગઈ. પિતાનો કોટ ટિંગાતો હતો. ઘડીક ઊભી રહી. મન પાછું પડયું, પણ હિંમત એકઠી કરી ખિસ્સામાંથી પાકીટ કાઢયું. આખા અંગમાં કંપારી વછૂટી. ભયવ્યાકુળ આંખો ચારે બાજુ ફરી વળી.

પાકીટમાંથી દશ રૂપિયાની નોટ કાઢી પાછું ખિસ્સામાં મૂકી દીધું. ખૂબ સાવચેતીથી, ડરતી ડરતી પોતાના ઓરડામાં આવી, પથારી નીચેથી કવર કાઢયાં. પિતાના કવરમાંથી કાગળ કાઢી નીચે લખ્યું; "તમારા પાકીટમાંથી દસ રૂપિયા લીધા છે.' કાગળ પાછો કવરમાં નાખ્યો અને ધીમે પગલે દીવાનખાનામાં જઈ કોટના ખિસ્સામાં કાગળ મૂકી આવી.

સાડા ત્રણનો ટકોરો થયો. કાન્તાએ ઉતાવળ કરવા માંડી. ધીમેથી બેગ ઉઘાડી બે જોડ કપડાં કાઢયાં અને થેલીમાં નાખ્યાં. એક વખત બધું યાદ કરી લઈ ઓરડામાંથી બહાર નીકળી. બારણા પાસે લગીર ઊભી રહી. પિતાના ઓરડા તરફ પગ વળ્યા પણ બળાત્કારે ફળિયામાં જતી હોય એમ ઓસરીએથી નીચે ઊતરી. આજુબાજુ નજર કરતી ડેલીનાં બારણાં પાસે આવી પહોંચી. બાજુના ઘરમાં કોઈને ઉધરસ આવી તેનો અવાજ આવતાં કાન્તા ધ્રુજી ઊઠી, ક્ષણવાર બારણા પાસે લપાઈ રહી. એક વખત પોતાના ઓરડા તરફ, પિતાના ઓરડા તરફ અને આખા ઘર તરફ દૃષ્ટિ ફેંકી બારણું ઉઘાડયું અને બહાર પગ મૂકયો. ધીમેથી બારણું વાસી ચારે તરફ નજર ફેરવી કાન્તા ઉતાવળે પગલે સ્ટેશન તરફ ચાલી નીકળી.



[ ૩૨ ]

# વિચિત્ર અનુભવો

કાન્તા શ્વાસભેર સ્ટેશને આવી પહોંચી. અમદાવાદની ટિકિટ લઈ સ્ત્રીઓના ડબ્બામાં બેસી ગઈ. રસ્તામાં અને સ્ટેશન ઉપર કોઈ ઓળખીતું ન મળ્યું એથી મનમાં જરા નિરાંત થઈ. ગાડી ઊપડવાની સીટી વાગી ત્યારે કાન્તાને એક વખત ભાવનગર જોઈ લેવાની ઇચ્છા થઈ આવી. પ્લૅટફૉર્મ ઉપરથી ગાડી પસાર થવા લાગી ત્યારે કાન્તા બારીમાંથી બહાર જોઈ રહી.

ગાડી એની ગતિએ જવા લાગી. કાન્તા આખી રાત સૂતી જ નહોતી છતાં એને ઊંઘવાનું યાદ ન આવ્યું. 'હવે ક્યાં જવું, શું કરવું' એ વિચારો એના મગજમાં આવવા લાગ્યા. ઘડીક ભય પણ લાગ્યો કે પિતાશ્રી ક્યાંક રસ્તામાં જ પકડાવશે.

ધોળા સ્ટેશને કાન્તાએ અનંત ઉપર લખેલું કવર પોસ્ટના ડબ્બામાં નાખ્યું અને અનંતના વિચારો કરવા લાગી. અનંત મળી જાય તો બધી મૂંઝવણોનો નિકાલ આવી જાય એમ એને લાગવા માંડ્યું. ગાડી તો એક પછી એક સ્ટેશનો વટાવતી આગળ નીકળી જતી હતી પણ કાન્તા એના વિચારોમાં ચકરાવા જ લેતી હતી.

કાન્તાને એક વિચાર આવ્યો કે છોકરાઓ તો ઘણા નાસી જાય છે, મારા જેવી છોકરીઓ નાસતી હશે? કાન્તાને કોઈ યાદ ન

આવ્યું. લડતના દિવસોમાં છોકરાઓ ઘણા નાસીને આવતા પણ કોઈ છોકરી આવ્યાનું એણે સાંભળ્યું નહોતું. નાસીને આવનાર છોકરા તરફ કાન્તાને માન ન રહેતું. કાન્તા એવા છોકરાને નમાલા સમજતી. 'કહીને આવતાં શું થાય? માબાપ કંઈ બાંધી રાખે? અને બાંધે તોયે કેટલા દિવસ?' કાન્તા એવા સૈનિકોને આવું સંભળાવવાનું પણ ચૂકતી નહિ.

અમદાવાદ સ્ટેશન આવતાં તો રાત પડી. રસ્તામાં સ્ટેશનો ઉપર અને ગાડીમાં કાન્તાએ બે ત્રણ ઓળખીતાઓ જોયા પણ પોતે સ્ત્રીઓના ડબ્બામાંથી બહાર નીકળી જ નહિ. અમદાવાદ આવતાં કાન્તાને વિચાર થઈ પડયો કે હવે કયાં જવું? વિચારમાં ને વિચારમાં સ્ટેશન બહાર નીકળી. સામે રેવાબાઈ-ધર્મશાળાનું નામ વાંચ્યું એટલે એ તરફ એ ગઈ.

દરવાજામાં દાખલ થઈ એટલે ઓટલા ઉપર બેઠેલા સૌ એના તરફ જોઈ રહ્યા. કાન્તાએ દરકાર ન કરી. ધર્મશાળાના મહેતા પાસે જઈ ઓરડી માગી. મહેતો વીસ વર્ષની જુવાન કુમારિકાને એકલી જોઈ વિચારમાં પડી ગયો. કાન્તાએ ફરીને ઓરડી કાઢી આપવાનું કહ્યું. મહેતો કંઈ જવાબ ન આપી શકયો. બીજા મુસાફરો ત્યાં એકઠા થઈ ગયા અને કુતૂહલથી જોવા લાગ્યા. કાન્તા રોષભર્યા મુખે પાછી ફરી. એકઠા થયેલા માણસો એને જોઈ રહ્યા. ઓટલા ઉપરથી કોઈ ખડખડાટ હસ્યું.

કાન્તાએ સડક ઉપર આવી શહેર તરફ ચાલવા તો માંડયું પણ કયાં જવું એ સૂઝયું નહિ. અમદાવાદમાં એનાં ઘણાં સગાં રહેતાં હતાં પણ ત્યાં તો જવું જ નહોતું. ચાર પાંચ લડતનાં ઓળખીતાં હતાં પણ કોઈના ઘરની ખબર નહોતી. એને થયું કોઈ સ્ત્રી-સંસ્થામાં જઉં. રસ્તામાં કોઈને મહિલા-આશ્રમનું ઠેકાણું પૂછી એ તરફ ચાલી.

કાન્તાને વિચિત્ર અનુભવો થવા લાગ્યા. બે ચાર સ્થળે પૂછપરછ

ફરી કાન્તા મહિલા–આશ્રમ પાસે આવી તો ખરી, પણ ત્યાં સુધીમાં તો પોતે કોઈ આશ્ચર્ય હોય એમ લોકોના વર્તનથી એને જણાયું.

કાન્તાએ મહિલા–આશ્રમનું બારણું ખખડાવ્યું. ચાળીસેક વર્ષની એક આધેડ સ્ત્રી બારણામાં આવી. એના મોં ઉપરથી એ મહિલા–આશ્રમની જવાબદાર વ્યક્તિ લાગતી હતી. મોંની રેખાઓ એ બાઈને જમાનાની ખાધેલ તરીકે જાહેર કરતી હતી.

એણે પૂછ્યું :

'કેમ બેન, ક્યાંથી આવો છો?'

જવાબ આપવામાં જરા ઢીલ થઈ ગઈ. પેલી બાઈનું મોં બગડી ગયું.

'ક્યાંથી, નાસીને આવો છો?'

કાન્તાએ હા પાડી અને માગણી કરી કે માત્ર આજની રાત જ સૂવું છે.

પેલી બાઈએ જવાબ આપ્યો: 'આ ધર્મશાળા નથી.'

કાન્તા રોષમાં પાછી ફરી.

ક્યાં જવું એ પ્રશ્ન આટલો વિકટ નીવડશે એમ એણે નહોતું ધાર્યું. ઘડીક તો આખી રાત રખડી રખડીને કાઢી નાખવાનો વિચાર આવ્યો. સવારે તો ક્યાંક સ્થાન મેળવી જ લેવાશે એમ એણે માન્યું. પણ આખી રાત રખડવું ક્યાં? પોલીસ પકડે તો? કાન્તા કાંઈ નક્કી ન કરી શકી.

અંતે લડતની ઓળખાણો યાદ કરવા લાગી. કાન્તાને બે ત્રણ કુટુંબો યાદ આવ્યાં. 'સુમતિબેન યાદ આવતાં મનમાં શાંતિ થઈ. સુમતિબેન મોટાં ધનવાન અને સુધારક છે એમ કાન્તા જાણતી હતી. ત્યાં જ જવું એમ નક્કી કર્યું. સુમતિબેન એલીસબ્રીજની પેલી બાજુ

રહેતાં હતાં તે પણ કાન્તા જાણતી હતી. ત્યાં જરૂર સ્થાન મળશે એવો કાન્તાને વિશ્વાસ આવ્યો.

ચાલ્યે પાર નહિ આવે એમ લાગતાં કાન્તા બસમાં બેઠી અને એલીસબ્રીજની પેલી બાજુ ઊતરી, સુમતિબેનના બંગલા તરફ ચાલવા લાગી. ચાલતાં ચાલતાં કાન્તાને વિચાર આવ્યો કે અનંતભાઈનો પત્તો કદાચ વિદ્યાપીઠમાંથી મળે. અનંત મળે તો સુમતિબેનને ત્યાં પણ નથી જવું એમ કાન્તાને વિચાર આવ્યો.

કાન્તા સુમતિબેનનો બંગલો વટાવી આગળ ચાલી. મ્યુનિસિપાલિટીની હદ વટાવી એટલે અંધારું શરૂ થયું. ઘનઘોર અંધારું અને બંને બાજુ વૃક્ષોની હાર. સામે કે આજુબાજુ કંઈ દેખાય જ નહિ. કાન્તા જોશભેર ચાલવા લાગી. કાન્તા નીડર હતી છતાં કંઈક બનશે તો એવું મન થવા લાગ્યું.

વિદ્યાપીઠનો રસ્તો આવતાં કાન્તા એ તરફ વળી. અંધારામાં વિદ્યાપીઠનું મકાન દેખાવા લાગ્યું. કાન્તાને આટલો તો વિશ્વાસ હતો જ કે અહીં રાત ગાળવા તો મળશે જ. થોડેક ચાલતાં વિદ્યાપીઠનાં મકાન જોયાં. ઘર બંધ હતાં. ખુલ્લી પરસાળમાં બે માણસો સૂતા હતા. કાન્તા ઘડીક ઊભી રહી પણ જગાડવાની હિંમત ન ચાલી.

'કેમ બેન ?' પથારીમાં એક માણસે બેઠા થઈ પૂછ્યું.

કાન્તા ચમકી ગઈ પણ મનમાં જરા નિરાંત થઈ.

'અહીં કોઈ અનંતભાઈ આવ્યા છે ?' કાન્તાએ ત્યાં ઊભાં ઊભાં જ પૂછ્યું.

પેલા ભાઈ ઊઠીને કાન્તાની નજીક આવ્યા. કાન્તાને ઓળખવા પ્રયત્ન કરતા હોય એમ એમણે જોયું પણ ઓળખાણ ન પડી.

'અનંતભાઈ ! રામપુર રહે છે તે ?'

'હા.' કાન્તા આનંદ પામી.

'એ તો દસ બાર દિવસ પહેલાં અહીં આવ્યા હતા.'

'હમણાં ક્યાં છે તે આપને ખબર છે?'

'આપ કોણ છો? ક્યાંથી આવ્યા છો?' જવાબ આપવાને બદલે એમણે પ્રશ્નો પૂછ્યા.

'હું–હું ભાવનગરથી આવી છું. અનંતભાઈ, મારા મિત્ર છે.'

'આપનું નામ?'

'કાન્તા.'

'તમે લંડનમાં હતાં?'

'હા.'

પેલા ભાઈ વિચારમાં પડ્યા. થોડી વાર રહી એ બોલ્યા:

'તે...અત્યારે અનંતભાઈને ક્યાં શોધશો?'

'અહીં સૂઈ શકાય એવું છે?' કાન્તાએ સંકોચ પામતા અવાજે પૂછ્યું.

સાંભળનારને આશ્ચર્ય થયું પણ એણે 'સગવડ છે' એમ જવાબ આપ્યો અને કાન્તાને પરસાળ તરફ આવવા કહ્યું.

'હં...તમે કીર્તિને ઓળખો છો?' પેલા ભાઈએ પૂછ્યું.

'કીર્તિ?' કાન્તા યાદ કરવા લાગી. 'જે લંડન પછી કલકત્તા પાછા ગયા હતા તે?'

'હા, એ જ.'

'અહીં નથી પણ આશ્રમમાં છે. એમને કદાચ અનંતની ખબર હોય.'

કાન્તા પરસાળ પાસે ઊભી રહી, બંનેની વાતોથી બીજા ભાઈ સૂતા હતા તે જાગી ગયા. એમણે આશ્ચર્યપૂર્વક કાન્તા સામું જોયું. પહેલા ભાઈએ એમને ટૂંકમાં સમાચાર આપ્યા.

'ત્યારે તો એમને ચમનભાઈ ને ઘેર જ લઈ જઈએ. ત્યાં સૂવાનું અનુકૂળ થશે. ભાગીરથી બેન પણ છે.'

'ના, ના. આપને વાંધો ન હોય તો હું અહીં સઈ શકીશ.'

'ભલે એમ કરીએ.'

બંને ભાઈઓએ પોતાની પથારી એક બાજુ કરી લીધી અને કાન્તા માટે ઘરમાંથી પાગરણ લાવી એક તરફ મૂક્યું. કાન્તા પથારી કરીને સૂતી.

પેલા ભાઈઓ એકાદ કલાક ન સૂઈ શક્યા એ કાન્તાએ જોયું. કાન્તાને ગઈ રાતનો ઉજાગરો હતો અને થાકીને લોથ થઈ ગઈ હતી છતાં અર્ધી રાત સુધી ઊંઘ ન આવી. વિચારો ઉપર વિચારો આવવા લાગ્યા. પોતે ક્યાં આવી છે એ વિચારે એને પોતાને આશ્ચર્ય થવા લાગ્યું. પિતાનો ખ્યાલ આવતાં દયા આવી ગઈ. સુમન યાદ આવ્યો. છેલ્લી ઘડીએ સુમનને ખબર પણ ન આપી શકાયા તેનું દુઃખ થયું.

પાછલા પહોરે કાન્તાની આંખ મિચાઈ ગઈ. નિદ્રાની મીઠી ગોદમાં ઘડીક તો દુઃખ, થાક, વ્યથા અને મંથન ભૂલાયાં.



[ ૩૩ ]

# નિખાલસ એકરાર

કાન્તાનાં બા સવારે ૭ વાગે જાગ્યાં. એમણે કાન્તાની પથારા તરફ જોયું જ નહિ. સાતેક વાગે પ્રાણજીવનદાસ જાગ્યા, એમણે કાન્તાને ન જોઈ એટલે સૂતી હશે એમ માની એના ઓરડા તરફ ગયા. પથારીમાં કાન્તા નહોતી એટલે માન્યું કે હમણાં ચિંતામાં છે એટલે ફરવા ગઈ હશે.

નવ વાગવા આવ્યા ત્યાંસુધી કાન્તા આવી નહિ એટલે પ્રાણજીવનદાસને જરા ચિંતા થવા લાગી. કાન્તાની બાને પૂછ્યું તો એને કશી ખબર નહોતી. ચિંતામાં ને ચિંતામાં કોટ પહેરી દેવદર્શને ગયા, ખિસ્સામાં હાથ નાખવાનો કંઈ પ્રસંગ જ ન આવ્યો.

ઘેર આવ્યા ત્યારે પણ કાન્તા ન મળે. પ્રાણજીવનદાસની ચિંતા વધવા માંડી. તેઓ સુમનને ત્યાં ગયા તો સુમન આઠ દિવસથી તળાજા ગયો હતો. પ્રાણજીવનદાસની ચિંતાનો પાર ન રહ્યો. સુમનને ત્યાંથી પાછા ફરતાં એક વેપારી મળ્યો. કામનો કોઈ કાગળ શોધવા ખિસ્સામાં હાથ નાખ્યો ત્યાં કવર જેવું લાગ્યું. બધાં કાગળિયાં કાઢયાં. કવર અને તે ઉપર ' પૂજ્ય પિતાશ્રી ' એવા કાન્તાના હસ્તાક્ષર જોઈ પ્રાણજીવનદાસ સાનભાન ભૂલ્યા. વેપારી સાથે જેમ બન્યું તેમ જલદી પતાવી ઉતાવળે પગલે ઘેર આવ્યા અને સીધા દીવાનખાનામાં જઈ કાગળ ફોડયો.

કાગળ વાંચતાં એમનું માથું ફરવા લાગ્યું. બંને હાથે આંખો દબાવી કેટલીએ મિનિટો સુધી એમ ને એમ બેસી રહ્યા. આંખ ઉપરથી હાથ ઉપાડ્યો ત્યારે આંખો ભીની હતી. પ્રાણજીવનદાસથી રડી જવાયું. ડૂસકાં પણ ન રોકી શકાયાં.

એમના મોં ઉપર જરાયે રોફ નહોતો. જોનાર પથ્થર હોય તોયે પીગળી જાય એટલું કારુણ્ય વ્યાપેલું હતું. પ્રાણજીવનદાસ જબરા મુત્સદ્દી હતા. એમના મોંની રેખાઓ પણ એમની કુશળતા બતાવતી હતી, અત્યારે એ બધી રેખાઓ ફરી ગઈ હોય એવું બની ગયું

દીવાનખાનામાં કોઈ નહોતું. ભાવનગરના આ મુત્સદ્દીનું ડૂસકું કોઈએ સાંભળ્યું નહિ. તેમ બધાંને પાણી પાનાર આ પુરુષનું અશ્રુબિંદુ કોઈએ જોયું નહિ. ઘણી વાર સુધી તેઓ ત્યાં જ બેસી રહ્યા. શું કરવું એ એમને સૂઝ્યું જ નહિ. તાર કરવાના વિચારો આવ્યા પણ શમી ગયા. એમને તો પોતે જ દોષિત લાગવા માંડ્યા. કાન્તાને દુઃખ થાય એવું એક પણ પગલું લેવાની એમની હિંમત ન રહી.

'મારો જ વાંક. બીજું શું ? કાન્તા જેવી દીકરી કોને હોય ? મેં મૂરખે સાક્ષાત સરસ્વતીને ન ઓળખી !' પ્રાણજીવનદાસ સંભારી સંભારીને રડવા લાગ્યા.

કાન્તાની બાને ખબર પડી. એ બિચારી તો અમસ્થીએ રડી પડે એવાં હતાં. એમણે તો કલ્પાંત કરી મૂક્યું. નોકરો દ્વારા આજુબાજુમાં ખબર પડતી જાય છે એમ જાણતાં પ્રાણજીવનદાસ સ્વસ્થ થયા અને કાન્તાની બાને સ્વસ્થ થવાનું કહી વાત દબાવવાની સૂચના આપી.

ધીમે ધીમે ગામમાં વાત પ્રસરવા લાગી. પ્રાણજીવનદાસ દરરોજની રીતે બજારમાં જવા નીકળ્યા. પણ મોં ઉપર દુઃખ છાનું નહોતું રહેતું. નજીકનાં સંબંધીઓ પૂછવા લાગ્યાં. પ્રાણજીવનદાસ લોકોથી થાક્યા અને ઘેર પાછા આવ્યા.

સાંજ સુધી તો શું કરવું એ કાંઈ સૂઝયું જ નહિ. છેક સાંજે તળાજા જઈ સુમનને મળવાનો વિચાર આવ્યો. મોટર લઈ તળાજા ઊપડયા. સુમનના સસરાનું ઘર એમણે જોયું હતું. અંધારું થયા પછી તેઓ પહોંચ્યા એટલે સૌના આશ્ચર્યનો પાર ન રહ્યો. ખૂબ આગ્રહ થયો છતાં તેઓ મોટરમાંથી નીચે ન ઊતર્યા. આગ્રહપૂર્વક એમણે સુમનને મોટરમાં બેસાડયો.

સુમનને લઈ મોટર ભાવનગરને માર્ગે ચાલી. રસ્તામાં પ્રાણજીવનદાસે સુમનને વાત કરી. સુમન સ્તબ્ધ બની ગયો. પ્રાણજીવનદાસે એના હાથમાં કવર મૂકયું. સુમને કાગળ વાંચ્યો. એની પણ બુદ્ધિ બહેર મારી ગઈ હોય એમ ઘડીક તો ડોળા ફાડી જોઈ રહ્યો.

'બોલ, શું કરશું?' દુ:ખપૂર્વક પ્રાણજીવનદાસ બોલ્યા.

'અમદાવાદ ગઈ હશે.' સુમન થડકતા અવાજે બોલ્યો.

'તું કંઈ જાણે છે, સુમન?'

સુમન ભયપૂર્વક તાકી રહ્યો.

'તું ડર નહિ. સાચું કહે. કાન્તા વિના હું મરી જઈશ.'

સુમનના મોં ઉપરથી ભય ખસ્યો જ નહિ.

'મારે હવે કાંઈ નથી કરવું, બસ, એક વખત કાન્તાને મળવું છે. સુમન! સાચું કહે, તને કાંઈ ખબર છે?'

'આ વખતની કાંઈ ખબર નથી.'

'ત્યારે?'

'પહેલાં કાન્તા નાસી જવાની વાત કરતી હતી.'

'અત્યારે કયાં છે તેની તને ખરેખર ખબર નથી? સાચું કહે છે?'

'સાચું જ કહું છું કે મને ખબર નથી.' સુમનના અવાજમાં નિખાલસતા હતી તે પ્રાણજીવનદાસે ઓળખી.

'બોલ ત્યારે શું કરશું ?'

'અમદાવાદ જઈએ...પણ તમે......'

'હું એને કંઈ જ નહિ કરું. મારે કંઈ કરવું જ નથી.' અવાજ ખોખરો થયો.

સુમન પ્રાણજીવનદાસનો ચહેરો જોઈ આશ્ચર્ય પામ્યો. આ અદ્ભુત પરિવર્તન એનાથી સમજાયું નહિ.

'અત્યારે મોટરમાં જ અમદાવાદ જઈશું ?'

'ના, સવારની ટ્રેનમાં જઈએ. દિવસની ટ્રેનથી વખતે રસ્તામાંથી પણ કંઈ સમાચાર મળે.' સુમને કહ્યું.

ભાવનગર પહોંચતાં સુધી પ્રાણજીવનદાસે કાન્તા વિષે વાતો કરી અને દુઃખ તથા પશ્ચાત્તાપ પ્રગટ કર્યાં. સુમન તો તાજુબ થઈ ગયો. સુમન પ્રાણજીવનદાસને જબરદસ્ત દંભી માણસ તરીકે ઓળખતો હતો, આજ એની વર્ષોની માન્યતા નષ્ટ થઈ અને પ્રાણજીવનદાસ તરફ આદરભાવ થયો.

રાત્રે સુમન પ્રાણજીવનદાસને ત્યાં જ સૂઈ રહ્યો. સવારની ફાસ્ટ–જેમાં અનંત ગયો હતો અને કાન્તા પણ ગઈ હતી તે–માં પ્રાણજીવનદાસ અને સુમન બેઠા. ગાડી ઊપડી.

'કાન્તા પાછી આવશે પછી લગ્ન વિષે શું કરશો ?' સુમને વાત ઉપાડી.

'લગ્ન વિષે કરી જ નાખ્યું છે. જે સગપણ છે તે ફોક; અને પછી તો કાન્તાને કરવું હોય તે કરે.'

'સામા પક્ષના......'

'એને હું લખી નાખીશ. મને દીકરીના જીવતર કરતાં મારી આબરૂ વધારે વહાલી નથી.'

'તમે પહેલેથી જ કમાણ ન કર્યું હોત તો?' પ્રસંગનો લાભ લેતો હોય એમ સુમન છૂટથી સવાલો પૂછવા લાગ્યો.

'મને આટલી બધી ખબર નહોતી, લગ્ન વખતે ધાંધલ કરવાની આજનાં ભણેલાં છોકરા–છોકરીઓને ટેવ પડી ગઈ છે, પણ મારી કાન્તા જુદી જ નીકળી.'

સુમન કાન્તાના પિતા સામે જોઈ રહ્યો.

'સુમન! કાન્તાએ તે દિવસે દોરી લીધી ત્યારથી જ મેં મનમાં નક્કી કર્યું કે આની આડે ન આવવું.'

સુમન જાણતો હતો છતાં એના મોં ઉપર આશ્ચર્ય પ્રગટયું.

'પ્રભુએ જ મારી જિંદગી બચાવી. કાન્તા ગઈ હોત તો મારે અફીણ ખાઈને જ સૂઈ જવું પડત.'

સુમન ન બોલ્યો એટલે પ્રાણજીવનદાસે સુમનને વિસ્તારથી વાત કરી. સુમનને વાતમાં રસ આવ્યો અને કાન્તા મોટી ને મોટી લાગવા માંડી.

'સુમન!' પ્રાણજીવનદાસના અવાજમાં દુઃખ અને હર્ષ બંને હતાં. 'આવી દીકરી પ્રભુએ કોઈને આપી હશે? મારે એક દીકરો છે પણ સાત દીકરાને ભૂલાવે એવી આ દીકરી છે!' અવાજ ગળગળો થઈ ગયો. 'માણસ કેવો ડરપોક થાય છે! હું કાંઈ આ બધું નથી સમજતો? પરાણે લગ્ન કરવાથી આખી જિંદગી બરબાદ થાય એ હું જાણું છું. પણ હું ન સમજ્યો. મારે તો સૌને રાજી રાખવાં હતાં.'

'મનેય માસા એમ થતું હતું કે તમે અમસ્થા તો સુધારક વિચારના છો.' સુમન બોલ્યો. એના અવાજમાં વિનય અને નમ્રતા હતાં.

'વિચારને શું કરવા? એ તો એક જાતનો ડોળ હતો. મારે તો સૌને સારું લગાડવું હતું. નાતના પટેલિયાઓનેય રાજી રાખવા અને

જુવાનિયાઓનેય હાથમાં રાખવા. સુમન ! કાન્તાએ મારી આંખ ન ઉઘાડી હોત તો મરતાં સુધી એવો ડોળ રાખીને કરત.'

પચાસ વરસના પ્રાણજીવનદાસ સુમન જેવા છોકરા પાસે એકરાર કરતા હતા એથી સુમનને નવાઈ લાગી. પણ પ્રાણજીવનદાસના મોં સામે જોતાં એમ લાગે કે તેઓના અંતરના આગળા ઊઘડી ગયા છે. સુમન ન હોત તો કોઈનીયે પાસે તેઓ હૃદય ખોલી નાખત તો જ એમને શાંતિ થાત.

'અને સુમન, નાતજાતમાં જેમને મોટા થવું હોય તેમને આવો ડોળ રાખવો જ પડે છે. ભલેને માન–મરતબા મળે પણ એમની છાતી ઉપરનો ભાર કોઈ દિવસ ઓછો ન થાય હો ! તને તો આ બધી ક્યાંથી ખબર હોય ? આપણી આ ચળવળમાંયે શું છે ?'

સુમન એક પણ શબ્દ બોલ્યા વિના સ્થિર મનથી સાંભળતો હતો.

'લડતમાંય મારા જેવા બહુ ઘૂસી ગયા. બેય બાજુ ઢોલકી વગાડે. તેં જોયું નહિ ? લડત રંગમાં આવી એટલે આપણા કેટલાય નેતાઓ માંદા પડી ગયા ! કેટલાયને કંઈ કંઈ કામ નીકળી આવ્યું ! અને ગાંધીજીએ હરિજનપ્રવૃત્તિ શરૂ કરી એટલે વળી બહાર નીકળી આવ્યા. તું જો, આ બધા નેતાઓમાંથી કોઈ ગામડાંમાં જાય છે ? કોઈ ઢેઢની નિશાળ કાઢી બેઠો છે ? કોઈ ભીલોમાં કે જંગલી જાતોમાં કામ કરવા જાય છે ? પરિષદ ભરવી હોય તો હાજર. પ્રચારકામ કરવું હોય તો તૈયાર. ભાષણ કરવાં, પત્રિકા કાઢવી એ બધું એમને ફાવે.'

'પણ એનીયે જરૂર તો ખરી જ ને ?' કોઈને અન્યાય ન થાય એ વૃત્તિથી સુમન બોલ્યો.

'જરૂર તો ખરી જ. પણ સાચા કામ વિના–હાથ, પગ ને હૃદયનાં કામ વિના–તો એ બધું કામ નકામું જ ને ! અમારા એક ભાઈ કહે છે. આ પ્રચારકામ તો દેડકા જેવું છે. રાત્રે તળાવમાં દસ

દેડકાં હોય તો ડ્રાંઉં ડ્રાંઉં કરી ગજવી મૂકે. એટલે આપણી સાચી તાકાતની તો ખબર જ ન પડે.'

સુમનને પ્રાણજીવનદાસની દલીલ સાચી લાગી. લીમડી સ્ટેશન સુધી આવી ને આવી વાતો ચાલી. ત્યાં ગિરદી થઈ એટલે વાત અટકી પડી. વાત બંધ થતાં જ પ્રાણજીવનદાસને કાન્તાના વિચારો આવવા લાગ્યા અને મોં ઉપર ચિંતા ફરી વળી. સુમન પ્રાણજીવનદાસની વાતોના વિચારે ચડી ગયો. સુમનને થવા લાગ્યું કે 'આટલી હોશિયારી દેશનાં સાચાં કામમાં આવે તો?'

ગાડી વઢવાણ જંકશન ઉપર આવી પહોંચી. સુમને પ્લેટફોર્મ ઉપર નજર ફેરવી. કોઈ ઓળખીતું નહોતું. ત્યાં ગાડી બદલવાની હતી એટલે બંને નીચે ઊતર્યા.

[ ૩૪ ]

# મુંબઈ તરફ

અનંત મેડી ઉપર આવ્યો. છેલ્લા બનાવે એને વિચારમાં નાખી દીધો. પિતા લગ્નની પણ ગોઠવણ કરતા હશે એવું અનંતની કલ્પનામાં પણ નહોતું. ક્ષણવાર તો અનંતને એમ લાગવા માંડયું કે પિતા એને ધીમે ધીમે કોઈ સાણસામાં પકડે છે! અનંતને બધું છોડી ચાલ્યા જવાનો વિચાર થઈ આવ્યો. પણ ધીમે ધીમે માનસિક ઉગ્રતા ઓછી થતાં વળી ધંધાના વિચારો આવવા લાગ્યા.

બીજે દિવસે અમુભાઈ સવારે બહાર જઈ આવ્યા ત્યારે અનંતે પિતાને ખૂબ હર્ષપૂર્વક એક નવા સમાચાર કહેતા સાંભળ્યા: 'ગોરધનદાસ શેઠ પોતે અહીં આવ્યા છે!'

અનંતને પિતાએ ધારી હતી તેવી અસર ન થઈ. ગોરધનદાસ શેઠ મુંબઈમાં ઝવેરાતનો વેપાર કરતા હતા. રાજકોટના એક વનિક હતા. અમુભાઈની સારી સ્થિતિ હતી અને ગોરધનભાઈની સામાન્ય સ્થિતિ હતી ત્યારે એમની વચ્ચે સારી ઓળખાણ હતી. અમુભાઈને સવારમાં ખબર મળ્યા એટલે ત્યાં પહોંચી ગયા હતા. અને અનંતને એમની પેઢીમાં ગોઠવી દેવાનું વચન લઈ હર્ષ પામતા અનંત પાસે આવ્યા હતા. અનંતને ઠંડો જોઈ એમનો આનંદ સહેજ ઓછો થઈ ગયો.

'શું કહેતા હતા?' અનંતે પૂછ્યું.

'એમની મુંબઈની પેઢીમાં જગ્યા મળશે. હું તો કહું છું કે એ ચૂકવા જેવું નથી. કરાચી કરતાં આ હજાર દરજ્જે સારું છે.'

'પણ તમે તો મુંબઈની ના પાડતા હતા ને?'

'હા, પાણીની તો બીક ખરી જ. પણ તારે ક્યાં મોટાભાઈની પેઠે વ્યસન છે? તું તો નિયમમાં રહેનારો. તને પાણીની અસર નહિ લાગે' બચાવ કરતા હોય એવા અવાજે બોલ્યા.

'કેટલો પગાર આપશે?'

'પગારની મેં વાત જ નથી કરી. તેઓ ઓછું આપે જ નહિ. તારી એ વેપારમાં નજર પડી તો હજારો કમાઈ જઈશ. ગોરધનભાઈ દિલાવર દિલના છે.'

'પણ મુંબઈ તો બહુ દૂર ગણાય. મારી ઇચ્છા તો રાજકોટમાં જ રહેવાની છે.'

'તું વિચાર કરી જો. મેં તને કહ્યું ને કે રાજકોટમાં કોઈ દિવસ બે પાંદડે નહિ થવાય. કરજમાંથી છૂટવું હોય તો પરદેશ વિના આરો જ નથી.'

થોડી વાર વાત કરી અમુભાઈ વળી બહાર ગયા. અનંત વિચારવા લાગ્યો. અનંતને એક વિચાર આવ્યો કે પિતાથી દૂર હોઉં તો પિતા સાથે અથડામણનો પ્રસંગ ન આવે. અને લગ્નને અંગેની એમની સાથેની કડાકૂટમાંથી પણ છૂટાય. અનંતને મુંબઈ જવું ઠીક લાગવા માંડયું. કુસુમ અને કમળાની કેળવણીનો સવાલ હતો; પણ એ તો મુંબઈ સ્થિર થયા પછી ત્યાં બોલાવી લેવાશે એમ મનમાં માન્યું. અનંતને મુંબઈ કરાચી જેટલું દૂર ન લાગ્યું. અનંતે મનમાં લગભગ અર્ધું તો નક્કી કરી લીધું.

અમુભાઈએ બહારથી આવી ખબર આપ્યા કે ગોરધનદાસ શેઠ

આજ મુંબઈ જાય છે અને તને આઠેક દિવસમાં આવવાનું કહે છે. અનંતે મૌન રહી અર્ધી સંમતિ બતાવી.

'ત્યારે હું એને ચોખ્ખી હા પાડી આવું?'

'ભલે.' દબાતા સ્વરે અનંતે જવાબ આપ્યો.

અમુભાઈ જમીને વળી બહાર ગયા. અનંતને મુંબઈ જવાના વિચારો હવે આવવા લાગ્યા. પોતે મુંબઈ જવાનો હતો. લડતના સૈનિકો શું કરે છે એ જોવા જવાનો હતો એ યાદ આવતાં થોડો શરમાયો. 'મુંબઈ નથી જવું' એમ થઈ ગયું, પણ 'બીજું શું થાય?' જવાબ ન મળ્યો અને મુંબઈ જવાનું નક્કી થયુ.

સગાવહાલાંઓને ખબર પડતાં સૌ ખુશાલી દેખાડવા આવ્યાં. અનંતના અંતરમાં ઘમસાણ ચાલતું હતું પણ મોં ઉપર પ્રસન્નતા રાખી એણે સૌને જવાબો આપ્યા.

બે દિવસ પછી એને જવાનું થયું. કુસુમે ચાંલ્લો કર્યો અને નાળિયેર તથા રૂપિયો આપ્યો. અનંતે પિતાને નમસ્કાર કર્યા અને વિદાય લીધી.

થેલી લઈને આવેલો અનંત બેગ, બિસ્ત્રો, ભાતાનો ડબ્બો અને પાણીનો કૂંજો લઈ રાજકોટથી ગાડીમાં બેઠો. વિદાય થતી વેળાએ અનંતે પિતાની આંખમાં આંસુ જોયાં. એને પણ લાગી આવ્યું. પિતાએ ગાડી ઊપડતી વખતે કહ્યુંઃ

'શરીર સાચવજે, ભગવાન તને ઝાઝી કમાણી આપે.'

અનંત ગાડીમાં એકલો પડ્યો. એને થયું કે વિનુને કાગળ તો લખવો જ જોઈએ. શું લખવું? મનમાં ઘણા કાગળો લખાયા અને ભુસાયા. કેટલાક કાગળો પોતાની સ્થિતિ સમજાવનારા હતા અને નબળાઈ કબૂલ કરનારા હતા. કેટલાક વિનુની દલીલ તોડનારા અને પોતે જ સાચે માર્ગે છે એવું સમર્થન કરનારા હતા. પણ અનંત

એવો એકેય કાગળ ન લખી શક્યો. છેવટે એક પોસ્ટકાર્ડ લઈ ચાલતી ટ્રેને અનંતે બે લીટી લખી :

**‘પ્રિય વિનુ,**

તું આશ્ચર્ય પામીશ, કદાચ દુઃખી પણ થઈશ.

તારો પત્ર મળ્યો હતો. હું આજ મુંબઈ જાઉં છું, ખૂબ કમાવા અને પિતાનું કરજ ફેડવા.

બા ગુજરી ગયાં. તારો

**અનંત’**

વીરમગામ અને અમદાવાદ પસાર કરતાં અનંત પાછી વ્યથા અનુભવી. જેલની દીવાલો જોઈ ફરી મનમાં દલીલો શરૂ થઈ પણ બધી જ દલીલોને દાબી દેવા માતાની મૃત્યુ સમયની પ્રતિમા, પિતાની પ્રેમાળ અને કરુણમૂર્તિ, નાનકડી બહેનો અને આકો–પાતળો કુટુંબધર્મનો ખ્યાલ સમર્થ નીવડ્યાં.

અનંતને ગુજરાતમાંથી પસાર થતાં ચંદ્રશંકર યાદ આવ્યા. ‘ ક્યાંય મળે તો ? ’ એના ખ્યાલ માત્રથી તે શરમાવા અને ડરવા લાગ્યો. ‘ પણ હું શું ખોટું કરું છું ! ’ એવો વિચાર આવ્યા છતાં શરમ કે ડર ઓછાં ન થયાં.

‘ આ રીતે મંથન અનુભવતો અનંત મુંબઈના સેંટ્રલ સ્ટેશને ઊતર્યો. અનંત મુંબઈ તો ઘણી વાર આવ્યો હતો પણ આ ‘ વાર ’ જુદી હતી. પ્લૅટફૉર્મ ઉપર ગોરધનદાસ શેઠનો માણસ આવ્યો હતો. એણે અનંતને ઓળખી લીધો અને હાથ મિલાવી આવકાર આપ્યો. અનંતે નીચે ઊતરી પ્લૅટફૉર્મ ઉપર નજર નાખી. થોડેક દૂર પંદરેક માણસોના ટોળામાં ઊભેલા દિનુભાઈ દેખાયા. જોતાંની સાથે તો અનંત રાજી થયો પણ તરત જ મોં ઉપર શરમ ફરી વળી. રામપુર છોડ્યે હજી મહિનો નહોતો થયો. છેલ્લે દિવસે વિનુએ કહેલા શબ્દો કાનમાં ગાજ્યા : ‘ જોઈ આવ કે દિનુભાઈ કયા લોકકલ્યાર્થે વિલાયત જાય છે ! ’

'હું કયા લોકક્રિયાર્થે અહીં ઊતર્યો છું ?' અનંતને જવાબ ન સૂઝયો. એણે યંત્રવત્ ગોરધનદાસ શેઠના માણસ પાછળ ચાલવા માંડયું. સામાન તો મજૂરે ઉપાડયો હતો. જાતમહેનતમાં માનતા અનંતને સામાન ઉપાડવાનો વિચાર પણ નહોતો આવ્યો.

શેઠની મોટર દૂર ઊભી હતી તે નજીક આવી. અનંત અંદર બેસવા જાય ત્યાં પાછળથી દિનુભાઈની બૂમ સંભળાઈ. અનંત ભયથી ચમકી ગયો. એણે પાછળ જોયું. દિનુભાઈ હસતા હસતા આવતા હતા.

'કેમ આ જ તો તારાં પગલાં મુંબઈમાં ?'

'હા.' અનંત શરમાયો. એણે મોટરમાં બેસવાની તૈયારી બતાવી.

'તું કયાં ઊતરવાનો છે ?'

અનંતે શેઠના માણસ સામે જોયું. એણે દિનુભાઈને ખબર આપ્યા કે 'ઝવેરી બજારમાં, ગોરધનદાસશેઠની પેઢી ઉપર.' દિનુભાઈ જરા આશ્ચર્યપૂર્વક અનંત સામે જોઈ રહ્યા.

'ત્યાં કેમ !'

'ત્યાં હું નોકરીએ રહેવાનો છું.' અનંતે હિંમત એકઠી કરી કહ્યું. એનો અવાજ દબાતો હતો.

'તું ?' દિનુભાઈએ સાચ્યું ન માન્યું. 'તું અને વિનુ તો રામપુરમાં બેઠા છો ને ? મને થોડા દિવસ પહેલાં ભાવનગરથી કાગળ હતો તેમાં તારા સમાચાર હતા. મને તો એમ સમાચાર મળેલા કે તું ગ્રામસેવકોની ભરતી કરવા નીકળ્યો છે.'

અનંત સહેજ હસ્યો પણ એનું મોં લજ્જાથી પડી ગયું હતું અને લાલલાલ થઈ ગયું હતું.

'તમે કયારે વિલાયત જાઓ છો ?'

'હું તો કદાચ ન જાઉં.'

'કેમ?' અનંતને પોતાનો સાથી તૂટતો હોય એવો ભાવ થયો.

'સુશીલાનો આગ્રહ છે કે મારે અહીં જ રહેવું ને ક્યાંક કામમાં જોડાવું.'

'કામમાં એટલે?'

'રચનાત્મક કામમાં. વેપારધંધામાં નહિ.' દિનુભાઈએ હસીને જવાબ આપ્યો. 'અનંત! સુશીલા અને હું આઠ દિવસ પહેલાં પરણ્યાં એ ખબર છે?'

અનંત આશ્ચર્યમાં ગરકાવ થયો. શેઠના માણસે એનું ધ્યાન ખેંચ્યું કે 'મોડું થાય છે.' અનંત જવાબ આપવા જાય ત્યાં દિનુભાઈ બોલ્યા:

'તું ચાલને, મારે ત્યાં જ મજા આવશે.'

'પણ, મારે અહીં કામ છે.'

'સાંજે મળીશ? મારું ઘર તો જોયું છે ને?'

'જોયું તો હતું, પણ યાદ નથી. પણ હું સાંજે નહિ આવી શકું.'

'એટલું બધું શું કામ છે? ઠીક ત્યારે ફોન કરજે. મારો નંબર ૨૨૦૫૯.'

અનંતે નંબર નોંધી લીધો અને ખોટું ખોટું હસતો મોટરમાં બેઠો. દિનુભાઈ કંઈક આશ્ચર્યપૂર્વક એની સામે જોઈ રહ્યા અને હાથ મિલાવી છૂટા પડ્યા.

મોટર ઊપડી અને અનંતે છૂટકારો અનુભવ્યો. મુંબઈની ગિરદી કાપતી મોટર ઝવેરી બજારમાં આવી પહોંચી. લોકોનો શોરબકોર અને ભીડાભીડ જોઈ અનંતને જરા અકળામણ થવા લાગી. અઢી વર્ષ પછી એ મુંબઈમાં આવતો હતો.

એક મોટી પેઢી પાસે મોટર ઊભી રહી. અનંતે નીચે ઊતરી ગોરધન-દાસ શેઠને નમસ્કાર કર્યા. શેઠે તે આંખથી ઝીલ્યા. સાથેનો માણસ અનંતને પેઢીની ઉપર લઈ ગયો. ત્યાં સામાન મુકાવ્યો અને અનંતને રહેવાની જગ્યા બતાવી.

અનંત એકલો પડયો, ઘડીક વાર તો વિચારમગ્ન બેસી રહ્યો. એને બધું નવું નવું લાગવા માંડયું. છેલ્લા એક મહિનાનાં દશ્યો આંખ આગળથી પસાર થવાં લાગ્યાં. અનંતનું માથું દુઃખવા આવ્યું.

સ્ટેશને આવેલો માણસ પાછો ઉપર આવ્યો અને અનંતને બેઠેલો જોઈ આશ્ચર્ય પામ્યો.

'જલદી નાહીને કપડાં બદલી લો, નીચે શેઠ બોલાવે છે.'

અનંત ઊઠયો. પેલા માણસે જતાં જતાં સૂચના આપી:

'કપડાં ત્યાં જ રહેવા દેજો. રામો ધોઈ નાખશે.'

અનંતને સુમનનું ઘર સાંભર્યું, લડત સાંભરી, પોતે જ પોતાના પરિવર્તનથી આશ્ચર્ય પામ્યો.



[ ૩૫ ]

# પિતાનું હૈયું

કાન્તાની આંખ ઊઘડી ત્યારે લગભગ આઠ વાગવા આવ્યા હતા. પરસાળમાં બાલસૂર્યનો મીઠો તડકો આવી ગયો હતો. પેલા બંને ભાઈઓ રેંટિયો કાંતતા બેઠા હતા. કાન્તા જાગતાંવેંત તો પોતે ત્યાં છે એ ખ્યાલથી ચમકી ગઈ. તુરત જ પથારીમાં બેઠી થઈ. પથારી સંકેલી અને કંઈક સંકોચપૂર્વક કાન્તાએ પેલા ભાઈઓ તરફ જોયું.

દાતણપાણી કરી, દૂધનો આગ્રહ થતાં દૂધ પી કાન્તા આશ્રમ તરફ જવા નીકળી. ગાઢ નિદ્રાએ એનો થાક ઉતારી નાખ્યો હતો. વિચાર કરતી કાન્તા આશ્રમ પાસે આવી પહોંચી. અંદર દાખલ થતાં એણે કીર્તિના ખબર પૂછ્યા. એક હરિજન વિદ્યાર્થી દોડતો જઈ કીર્તિને બોલાવી લાવ્યો. કીર્તિ આવતા હસતાં હસતાં કાન્તાએ નમસ્કાર કર્યા. કીર્તિ કાન્તાને જોઈ નવાઈ પામ્યો.

'તમે અત્યારમાં અહીં ક્યાંથી ?'

'એ હું કહું છું.' કાન્તાએ હસીને જવાબ આપ્યો. 'પણ અનંતભાઈ અહીં આવ્યા હતા ને ?'

'એમને ગયે તો ઘણા દિવસો થઈ ગયા.'

'ક્યાં ગયા છે એ ખબર છે ?' કાન્તાનું મોં ગંભીર થઈ ગયું.

'તમને ખબર નથી, એમના પિતા વિનુભાઈ સાથે આવ્યા હતા. અનંતભાઈનાં બા બહુ બીમાર થઈ ગયાં હતાં એટલે એમના પિતાની સાથે એ રાજકોટ ગયા.'

કાન્તા વિચારમાં પડી ગઈ. થોડી વાર રહી એણે પૂછ્યું:

'ત્યાર પછી તમને કંઈ સમાચાર જ નથી?'

'મને પણ એનું આશ્ચર્ય થાય છે. રાજકોટના એક ભાઈએ મને બે દિવસ પહેલાં ખબર આપ્યા કે એમના બા અવસાન પામ્યાં અને તેઓ હવે રાજકોટ જ રહેશે.'

'સાચું?' કાન્તાના અવાજમાં દુઃખ અને આશ્ચર્ય હતા.

'એમ સાંભળ્યું છે. મને પોતાને માનવામાં નથી આવતું. અનંતભાઈ તો જીવનભરના સૈનિક છે. તેઓ ઘેર રહે જ નહિ.'

'રહી શકે જ નહિ.' કાન્તાએ ઉદ્‌ગાર કાઢ્યા.

'પણ હવે તમે–હં, તમે ક્યાં ઊતર્યાં છો?'

'અહીં જ.' કાન્તા હસી.

'તો ચાલો મારી ઓરડીમાં.' કીર્તિ હસીને ઓરડી તરફ વળ્યો. કાન્તા પાછળ ચાલી.

'કીર્તિભાઈ!' ઓરડી પાસે આવતાં કાન્તા બોલી, 'રાજકોટની ગાડી હવે ક્યારે મળે?'

'એક તો હમણાં અને બીજી રાત્રે. રાત્રે જવું ઠીક; સવારમાં ત્યાં પહોંચી શકાય.'

કાન્તા અને કીર્તિ ઓરડીમાં જઈને બેઠાં. બંને એક બીજાને ઓળખતાં હતાં છતાં બહુ પરિચય નહોતો. કીર્તિએ કાન્તા વિષે બહુ સાંભળ્યું હતું. છેલ્લે છેલ્લે અનંતે પણ બધી વાત કરી હતી. કીર્તિને વધુ જાણવાની જિજ્ઞાસા વધવા લાગી.

'તમે અત્યારમાં ક્યાંથી આવ્યાં?'

'વિદ્યાપીઠમાંથી.'

'ત્યાં ઊતર્યાં છો?'

'રાત્રે ત્યાં હતી.'

'એટલે?' કીર્તિને વાતમાં ભેદ લાગ્યો.

કાન્તા જરા વિચારમાં પડી. વાત કહેવી કે નહિ એમ એના મનમાં થયું.

'અનંતભાઈએ તમારા વિષે મને ઘણી વાતો કરી હતી.' કીર્તિ કાન્તાની મૂંઝવણ પારખીને બોલ્યો.

'એમ?' કાન્તાને જરા નવાઈ ઊપજી પણ વાત કરવામાં વાંધો નથી એમ લાગ્યું.

કાન્તાએ ટૂંકમાં પોતાની બધી પરિસ્થિતિનો ખ્યાલ આપી દીધો. કીર્તિ તો સાવ નમ્ર બની કાન્તા સામે જોઈ રહ્યો.

'જુઓ, હવે મારે સાંજ સુધી અહીં રહેવું છે, અને રાત્રે રાજકોટ જવું છે.'

'ગમે તેટલો વખત રહેવું હોય તો પણ રહી શકો છો. કાન્તાબેન, હું તમને બીજી કંઈ મદદ કરી શકું?' કીર્તિના અવાજમાં ભરપૂર લાગણી હતી.

કાન્તાએ હસીને કહ્યું:

'અત્યારે તો કશી જરૂર નથી. જરૂર પડશે ત્યારે અવશ્ય કહીશ.'

કાન્તાનાં લૂગડાં તરફ જોતાં કીર્તિને લાગ્યું કે હજી કાન્તાને નાહવાનું બાકી છે. એણે કાન્તાને નાહવાધોવાની સગવડ કરી આપી. કાન્તા સ્નાન કરી, કપડાં બદલી પાછી આવી ત્યારે એને જોતાં

કીર્તિના મન ઉપર અદ્દ્ભુત અસર થઈ. કીર્તિ તો મંત્રમુગ્ધ બન્યો હોય તેમ એના સામે જ જોઈ રહ્યો હતો.

'કીર્તિભાઈ' કાન્તા હસતાં હસતાં બોલી, 'હવે જમવાનું શું છે? પેટમાં તો લાહ્ય લાગી છે.'

'કીર્તિને ઘડીક પહેલાં યાદ હતું પણ બીજા વિચારે ભૂલી ગયો હતો. એ તુરત ઊઠ્યો અને રસોડામાંથી થાળી પીરસી ને લઈ આવ્યો. કાન્તાએ ભોજન લીધું.

કીર્તિને લાગ્યું કે કાન્તા થાકી ગઈ હશે એટલે એણે કાન્તાને આરામ લેવા કહ્યું. બેસવા કરતાં સૂવું ઠીક પડશે એમ ધારી કાન્તા સંમત થઈ. કીર્તિ પથારી આપી બહાર ગયો. કાન્તા પથારી કરીને સૂતી.

થોડી વાર ઊંઘ ન આવી. અનંતના અને પિતાના વિચારો આવવા લાગ્યા. અનંત ઘેર રહી જાય એ એનાથી મનાતું જ નહોતું. 'એ તો ધખધખતો જ્વાળામુખી છે. એ ઘેર રહી શકે જ નહિ.' એમ કાન્તાને થવા લાગ્યું. પિતાના વિચારે કાન્તાના મોં ઉપર દુ:ખની રેખા પ્રગટી. સવારમાં ઘરે શું થયું હશે એની કલ્પનાઓ આવવા લાગી. પિતાનું સ્નેહ અને કરુણા વરસાવતું વદન નજર સામે આવ્યું. કાન્તાએ હળવેથી આંખ મીચી અને જાણે પ્રાર્થના કરતી હોય કે 'મારા પિતાને દુ:ખી થવા ન દેશો' એવી ભાવના ભાવી.

વિચારમાં ને વિચારમાં આંખ મિચાઈ ગઈ. કાન્તા ઊંઘી ગયા પછી ત્રણ ચાર વખત કીર્તિ આવી ગયો. સાંજના ચારેક વાગવા આવ્યા હતા પણ કાન્તા તો ઘસઘસાટ ઊંઘતી હતી. સાડાચાર વાગ્યા એટલે કીર્તિ ઓરડીમાં ગયો અને ધીમે રહીને કાન્તાને બૂમ પાડી.

કાન્તાના મોં ઉપરથી લાગતું હતું કે એ અત્યારે કોઈ મધુર સ્વપ્નમાં રાચતી હશે. કીર્તિના અવાજથી કાન્તા જાગી નહિ. એના મોં

ઉપર વિશેષ આનંદ દેખાયો, કીર્તિને બીજી બૂમ મારવાનું ઠીક ન લાગ્યું. લગભગ પાંચ વાગ્યા સુધી કાન્તા સૂઈ રહી.

કાન્તા જાગી ત્યારે કીર્તિ બેઠો બેઠો કંઈક લખતો હતો. કાન્તાના મોં ઉપર પ્રસન્નતા હતી.

'બહુ જ ઊંઘ્યાં ?' કીર્તિ હસીને બોલ્યો.

'કાંઈ ખબર જ ન રહી.'

'હવે શું, જમવું છે ?'

'ના, ના, હવે તો છેક સાંજે જ.'

'ક્યાંય બહાર જવું છે ?'

'જેલ તરફ જશું ? જોઈએ તો ખરાં. એ તો આપણી વિદ્યાપીઠ છે.' કાન્તા હસતા હસતાં બોલી.

'ભલે. અનંત આવ્યો ત્યારે પણ અમે ગયા હતા.'

બંને જેલ તરફ ફરવા ગયાં. રસ્તામાં કાન્તાએ કીર્તિ વિષે થોડુંક જાણ્યું. એક બીજાની વાતો સાંભળતાં પરસ્પર લાગણી વધી હોય એમ એકમેકને લાગ્યું.

કાન્તા પોતાનું નિવાસસ્થાન જોતી હોય એટલી મમતાપૂર્વક જેલની દીવાલને જોઈ રહી. ત્યાં આગળના ઓટલા ઉપર બેસી કીર્તિ અને કાન્તાએ જેલની અને લડતની વાતો કરી. સંધ્યા સમય થતાં બંને પાછાં ફર્યાં.

કાન્તા અને કીર્તિ આજ આશ્રમના વિદ્યાર્થીઓ સાથે જમ્યાં. જમતાં જમતાં કાન્તાએ વિદ્યાર્થીઓ જોડે બહુ મીઠાશથી વાતો કરી. જમીને ઓરડામાં આવ્યાં ત્યારે અંધારું થઈ ગયું હતું. ગાડીનો સમય થવા આવ્યો ત્યાં સુધી કાન્તા તૈયાર થઈને બેસી રહી. સાત સવાસાત થવા આવ્યા એટલે બંને સ્ટેશન તરફ ચાલ્યાં. કીર્તિએ આગ્રહ કરીને

કાન્તાને પોતાનાં શેતરંજી અને ધાબળો આપ્યાં. ટિકિટ લઈ સાબરમતીના સ્ટેશન પર આવ્યાં ત્યારે ગાડીને પાંએક કલાકની વાર હતી.

સાબરમતી સ્ટેશન ઉપર બળતાં એક ઝાંખા ફાનસ નીચે બંને ઊભાં રહ્યાં. પાંચેક મિનિટ થઈ હશે ત્યાં કાન્તાએ આછા અજવાળામાં પોતાની તરફ આવતા બે માણસોને જોયા. કાન્તા ચમકી. આવનાર ઉતાવળે પગે નજીક આવ્યા એટલે કાન્તાએ ઓળખી લીધા. કીર્તિનું ધ્યાન પણ ખેંચાયું. આવનાર પ્રાણજીવનદાસ અને સુમન હતા.

પ્રાણજીવનદાસે પણ કાન્તાને ઓળખી. દસ બાર ડગલાં દૂરથી જ એમણે દોટ મૂકી. કાન્તાની નજીક આવતાં ઠેસ વાગી, પ્રાણજીવનદાસ પડી ગયા. કાન્તાની આંખે ક્રમકમાં આવ્યાં, એ પડતાં પડતાં રહી ગઈ. કીર્તિ આભો બની જોઈ રહ્યો. સુમને પ્રાણજીવનદાસનો હાથ ઝાલ્યો ત્યાં તો એ પોતાની મેળે બેઠા થઈ ગયા.

'બેટા !' પ્રાણજીવનદાસ ગળગળા અવાજે બોલ્યા. એમણે કાન્તાનું માથું છાતી પાસે લીધું. એમની આંખમાંથી આંસુ છલકાવા લાગ્યાં. કાન્તાનાં આંસુએ એમનું પહેરણ અને છાતી પલાળ્યાં.

સુમન અને કીર્તિની આંખો પણ ભીની બની.

સાબરમતીના ઉજ્જડ સ્ટેશન ઉપર આ કરુણ પણ મંગલમય દૃશ્ય એકાદ બે મિનિટ ચાલ્યું.



[ ૩૬ ]

## અનંતના સમાચાર

કાન્તાના પિતા અને સુમન ચાર વાગે અમદાવાદ ઊતર્યાં હતા. સુમને જેટલાં ઘર બતાવ્યાં એટલાં ઘર બંને ફર્યા, પણ કાન્તાનો પત્તો ન લાગ્યો. છેવટે સુમનને લાગ્યું કે કાન્તાનું આશ્રયસ્થાન આશ્રમ જ હશે. કાન્તા અને કીર્તિના ગયા પછી પાંચેક મિનિટે તેઓ આશ્રમમાં આવ્યા. આશ્રમમાંથી સમાચાર મળ્યા કે તુરત સ્ટેશન તરફ દોડયા.

સુમન પ્રાણજીવનદાસને જોઈ વધુ ને વધુ આશ્ચર્ય પામતો હતો. કાન્તાની પાછળ પ્રાણજીવનદાસ ઘેલા બન્યા હતા. કાન્તા એની જીવાદોરી હોય એમ ઝંખતા હતા. કાન્તાને જોતાં તેઓ સાનભાન ભૂલ્યા. ફરીથી ગાડીનો પ્રકાશ આવ્યો અને સ્ટેશનનાં માણસો પ્લેટફોર્મ ઉપર હરફર કરવા લાગ્યા ત્યારે બધા સાવધ થયા.

'કીર્તિભાઈ!' પ્રાણજીવનદાસે આશ્રમમાંથી કીર્તિનુ નામ જાણી લીધું હતું. 'અમે હવે ભાવનગર જઈશું, તમે કાન્તાને મદદ કરી એ માટે તમારો ઉપકાર માનું છું.' અવાજમાં કૃતજ્ઞતાનો ભાવ હતો જ.

'મેં કશી મદદ નથી કરી.' કીર્તિ સંકોચપૂર્વક બોલ્યો.

'તમે એક બીજાને મદદ કરો એ તમને મદદ ન લાગે. તમે અમારા જેવા સ્વાર્થી નથી જ તો. તમારું તો એક મોટું કુટુંબ બંધાઈ ગયું

છે. એક બીજા માટે પ્રાણાર્પણ કરો તોયે તમને મદદ કરી ન લાગે. કીર્તિભાઈ, પણ હું કેમ નગુણો થાઉં ? કયારેક ભાવનગર આવજો.'

કીર્તિએ વિનયપૂર્વક નીચું જોયું. કાન્તા પિતાના મુખ સામે જોઈ રહી.

'સુમન ?' સુમન તરફ જોઈ ખિસ્સામાંથી પૈસા કાઢતાં પ્રાણજીવનદાસ બોલ્યા. 'ત્રણ ટિકિટ ભાવનગરની લઈ આવ.'

'પણ બાપુજી' કાન્તા બોલી. સુમન જતાં જતાં અટકી ગયો. 'હું હવે ઘેર આવીને શું કરું ?'

'તને હવે કોઈ જાતનું બંધન નથી. તને ઠીક લાગે તેમ કરજે.'

'તો તો મને રામપુર જ જવા દો.' કાન્તાના અવાજમાં પ્રાર્થના હતી.

'પણ એક વખત તું ઘેર આવી જા.' પ્રાણજીવનદાસ વિચાર કરીને બોલ્યા.

'પણ મારે રાજકોટ...' કાન્તા ગણગણી.

'રાજકોટ શા માટે ?' સુમન વચ્ચે બોલ્યો.

'અનંતભાઈ ત્યાં છે.'

'અનંત રાજકોટ છે ?' સુમન આશ્ચર્યસહ બોલ્યો.

'હા, એમનાં માતુશ્રી ખૂબ બીમાર હતાં.' કીર્તિએ જવાબ આપ્યો.

'તો આપણે બધાં રાજકોટ જઈએ.' શાંત ઊભેલા પ્રાણજીવનદાસ બોલ્યા.

કાન્તા વિનમ્ર ભાવે પિતા સામે જોઈ રહી.

'સુમન, ત્યારે રાજકોટની જ ટિકિટ લાવ.'

સુમન ટિકિટ લેવા ગયો. ટિકિટ લઈ ને આવ્યા પછી એક મિનિટમાં ટ્રેન આવી પહોંચી. કીર્તિની વિદાય લઈ ત્રણે ગાડીમાં ચડી બેઠાં.

'કીર્તિભાઈ, કયારેક મળજો.' કાન્તા બોલી.

'ભાવનગર આવજો, હો?' પ્રાણજીવનદાસ બોલ્યા.

'કીર્તિએ જવાબમાં ભાવપૂર્વક નમસ્કાર કર્યા. ગાડી ઊપડી.

'બેટા!' પ્રાણજીવનદાસ બોલ્યા, 'આમ કરાય?'

કાન્તાએ શરમથી નીચું જોયું.

'હું તને બળાત્કારે તો ન જ પરણાવત. પણ...' પ્રાણજીવનદાસ જરા અટકયા. 'તેં ઠીક મારી આંખ ઉઘાડી. કદાચ હું ડરી જાત.'

'પણ તમે પાછળ શા માટે આવ્યા?'

'પાછળ ન આવું તો શું કરું? કાન્તા હું મારી આબરૂ બચાવવા નથી આવ્યો, હો! મારી દીકરી બચાવવા આવ્યો છું.'

'હવે આપણે સૂઈ જશું?' સુમનને લાગ્યું કે પ્રાણજીવનદાસ રાત અને દિવસના થાકથી લેવાઈ ગયા છે એટલે એ બોલ્યો.

'મને ઊંઘ નથી આવતી. કાન્તા થાકી ગઈ હશે.' પ્રાણજીવનદાસ બોલ્યા.

'તમને કેમ ઊંઘ ન આવે? ગઈ રાત્રે સૂતા છો?' સુમન બોલ્યો.

કાન્તાએ પિતાની ઊપસેલી આંખો સામે જોયું.

'તમે સૂઈ જાઓ, બાપુજી.' કાન્તાએ ઊઠીને કીર્તિએ આપેલી શેતરંજી પાથરી. ગાડીના નાનકડા ખાનામાં એ ત્રણ જ મુસાફરો હતાં.

'વીરમગામ પછી જ સૂઈશ.' પ્રાણજીવનદાસ પાથરેલી શેતરંજી ઉપર બેસતાં બોલ્યા.

ગાડી વીરમગામ આવી પહોંચી. ગાડી આવતાં સુમન જલદી જઈને સારી જગ્યા જોઈને પથારી કરી આવ્યો. ગાડીમાં ગિરદી

નહોતી એટલે શરીરે અને મને થાકેલાં ત્રણેય જણાએ વાંકાનેર સુધી બરાબર ઊંઘ લીધી.

સવારના સાત વાગતાં તો રાજકોટ પહોંચી આવ્યાં. સુમનને અનંતના ઘરની ખબર હતી એટલે ગાડી ભાડે કરી ત્યાં પહોંચ્યાં.

અનંતને ગયે ચાર દિવસ જ થયા હતા. મુંબઈ પહોંચ્યાનું પત્તું આવી ગયું હતું. ઘર પાસે પાસે ગાડી ઊભી રહી એટલે અમુભાઈ બહાર નીકળ્યા. ગાદીનાં કપડાંવાળાં મહેમાનોને જોયાં એટલે અમુભાઈ સમજી ગયા કે અનંતનાં મિત્રો છે. અનંતની ગેરહાજરીથી એમને સંતોષ થયો.

'અનંત છે ?' ટપ્પામાંથી નીચે ઊતરતાં સુમને પૂછ્યું. કાન્તા અનંતના પિતાને જોઈ રહી.

'અનંત તો મુંબઈ ગયો.'

'મુંબઈ !' કાન્તાએ આશ્ચર્ય સાથે પૂછ્યું.

'હા, એક ઝવેરીને ત્યાં કામ મળી ગયું છે. અંદર આવોને !' કહી અમુભાઈ ઓટલાથી નીચે ઊતરી સામે ગયા. 'ક્યાંથી આવો છો ?'

'અત્યારે તો અમદાવાદથી.' પ્રાણજીવનદાસ બોલ્યા.

'લ્યો, નીચે ઊતરો.' અમુભાઈએ સુમનની નાની બૅગ ટપ્પામાં હતી તે ઉતારી.

અનંતના સમાચારથી કાન્તાના આશ્ચર્યનો પાર ન રહ્યો. એણે સુમન સામું જોયું. સુમનના મોં ઉપર પણ નવાઈ પામ્યાના ભાવ હતા.

'ક્યારે ગયા ?' કાન્તાએ નીચે ઊતરતાં પૂછ્યું.

'ચાર દિવસ થયા. કાલે જ પહોંચ્યાનું પત્તું આવ્યું.'

કાન્તા ચિંતાપૂર્વક નીચે ઊતરી. પ્રાણજીવનદાસ પણ ગંભીર મુખે નીચે ઊતર્યા. બધાં ઘરમાં આવ્યાં એટલે કુસુમ અને કમળા આવી પહોંચી.

'કમુ, જો આ અનંતભાઈના ભાઇબંધ છે.' સુમન તરફ આંગળી ચીંધી અમુભાઈ બોલ્યા. કમુ અને કુસુમ ત્રણેય મહેમાનોને જોઈ રહી.

'તમને તો ક્યાંક જોયા હોય એવું લાગે છે.' અમુભાઈ પ્રાણજીવનદાસ તરફ જોઈને બોલ્યા.

'જોયા હશે.' પ્રાણજીવનદાસે શાંતિથી જવાબ આપ્યો.

'તમે અમદાવાદમાં શું કરો છો ?'

'અમે ભાવનગર રહીએ છીએ.'

'ત્યારે તો...તમારું નામ પ્રાણજીવનદાસ શેઠ તો નહિ ?'

'હા.' પ્રાણજીવનદાસે સહેજ માથું હલાવ્યું.

'આ બેન જ...'

'હા.' પ્રાણજીવનદાસે સમજીને જવાબ આપ્યો. કાન્તા અને સુમન પણ સમજ્યાં.

'મેં તો કાલ રાત્રે જ વાત સાંભળી. ભાવનગરથી અમારા એક ભાઈ આવ્યા એણે વાત કરી. ગામમાં કહે છે કે હાહાકાર વર્તી ગયો છે ?'

'હોય, લોકો છે.' પ્રાણજીવનદાસે શાંતિથી જવાબ આપ્યો.

'ત્યારે, તમે દાતણપાણી કરશો ?' અમુભાઈએ વાત બદલી.

'દાતણપાણી તો ગાડીમાં જ કરી લીધાં છે.'

'ત્યારે, પાણી ગરમ થાય એટલે નાહી લ્યો.'

થોડી વાર કોઈ ન બોલ્યું. સૌને નવું નવું લાગતું હતું.

'અનંતનાં બા ..' સુમન ધીરેથી બોલ્યો.

'ગુજરી ગયાં.' અમુભાઈએ જવાબ આપ્યો.

'ક્યારે ?' કાન્તાએ આશ્વાસનપૂર્વક પૂછ્યું.

'અનંત આવ્યો તે જ રાત્રે. એ તો છેલ્લો મેળાપ થઈ ગયો એટલો પ્રભુનો પાડ.'

વાતાવરણ જરા ગમગીન બન્યું.

'અનંતભાઈ હવે મુંબઈ જ રહેવાના છે?' કાન્તાએ થોડી વાર રહીને પૂછ્યું.

'હા, અહીં તો ધંધામાં કયાં સાર છે? અનંતને તો ઘણું અહીં રહેવું હતું પણ પરદેશ વિના પૈસો નહિ ને!'

કાન્તાથી હજી પણ ન મનાતું હોય એમ એણે પૂછ્યું:

'મુંબઈમાં નોકરી કરે છે?'

'હજી પગારનું નામ નથી પડયું. પણ શેઠ દિલાવર દિલના છે. કામથી સંતોષ થાય તો ન્યાલ કરી દે.'

કાન્તાને હવે કાંઈ પૂછવાનું બાકી ન રહ્યું. પૂછવાની હોંશ કે હિંમત પણ ન રહી. એણે પ્રયત્ન કર્યો તોપણ મોં ઉપર પ્રસરતા દુઃખભાવને દૂર ન કરી શકી.

કુસુમે પાણી થયાના ખબર આપ્યા એટલે ત્રણેએ એકબીજાં તરફ જોયું.

'ત્રણેયથી એકી વખતે નાહી શકાશે. બેન તો પડખેની ઓરડીમાં નહાશે.'

ત્રણેય નાહવા માટે ઊઠયાં.

## [ ૩૭ ]

# પરિવર્તન

સ્નાન કરીને આવ્યા પછી કાન્તાએ અમુભાઈને પૂછ્યું.

'ભાવનગર જવાની ગાડી ક્યારે મળશે?'

'બાર વાગે.'

'ત્યારે તો હવે દોઢ જ કલાક.' કાન્તા બોલી.

'અહીંથી સીધા ભાવનગર જવું છે?' સુમને પૂછ્યું.

'હા ભાવનગર જ.' કાન્તા નિશ્ચયપૂર્વક બોલી. સુમન એના મોંની સખતાઈ જોઈ રહ્યો. પ્રાણજીવનદાસ તો શાંત હતા.

થોડી વાર પછી બધાં જમવા બેઠાં. જમવાની વિધિ જ પતાવી હોય એટલું જમી બધાં ઊઠયાં. ગાડીના સમય સુધી મૂંગાંમૂગાં બેસી રહ્યાં. વચ્ચે કાન્તાએ અમુભાઈ પાસેથી અનંતનું સરનામું મેળવી લીધું. કાન્તાના મોં ઉપરથી અમુભાઈ એટલું તો સમજ્યા કે અનંત મુંબઈ ગયો એ કાન્તાને નથી ગમ્યું, પણ એમના મનને નિરાંત હતી.

ગાડીનો વખત થતાં ટપ્પામાં બેસી સ્ટેશન તરફ ચાલ્યાં. અમુભાઈને આગ્રહ કરી સ્ટેશને આવતા રોકયા. કુસુમ અને કમળા છેવટ સુધી કાન્તા સામે જોઈ રહી હતી. કાન્તા પોતામાં ડૂબેલી હતી એટલે જાણવા છતાં એ બંને બહેનોમાંથી કોઈની સાથે એક અક્ષર પણ બોલી નહોતી.

'સુમનભાઈ!' ગાડી ઊપડી એટલે કાન્તા બોલી. 'વરસાદ અને વાવાઝોડાંથી વૃક્ષો તો ઊખડી જાય પણ આ તો પહાડ ઊખડી ગયો!'

પ્રાણજીવનદાસ જાણી જોઈને જરા દૂર બેઠા હતા. સુમન કાન્તા પાસે જ હતો. એણે ધીમેથી જવાબ આપ્યો.

'પણ આપણને એની પરિસ્થિતિની ક્યાં ખબર છે?'

'પરિસ્થિતિ!' કાન્તા હોઠ દાબીને બોલી. એ શબ્દ સામે એને ભારે અણગમો હોય એમ એના અવાજ ઉપરથી દેખાઈ આવ્યું. 'એ તો મન મનાવવાનું. પરિસ્થિતિ કોની અનુકૂળ છે?'

સુમન ન બોલ્યો.

'હં, સુમનભાઈ!' કાન્તાને કંઈક યાદ આવ્યું હોય એમ થોડી વાર રહીને એ બોલી. 'તમે તળાજા જઈને શું કરી આવ્યા?'

'ચંદ્રાની તબિયત સારી નહોતી. હું કંઈ વાત જ કરી શક્યો નથી.'

'તમે તમારા મનમાં શું નક્કી કર્યું છે?'

'મનમાં તો રામપુર જવાનું નક્કી કર્યું છે. પણ અનંતના સમાચાર સાંભળ્યાં પછી એમ થયા કરે છે કે અનંત જેવાએ મુંબઈનો રસ્તો કેમ લીધો હશે?'

'એમ?' કાન્તા કટાક્ષ અને રોષમાં બોલી.

'તને, કાન્તા, કાંઈ નથી થતું?'

'મને?' કાન્તા જરા મોટેથી બોલી ગઈ. આજુબાજુ બેઠેલાનું ધ્યાન ખેંચાયું. કાન્તાએ સાવધ થઈ અવાજ ધીમો કર્યો અને ત્રીજી બેઠક પર બેઠેલા પ્રાણજીવનદાસ સામે જોયું. તેઓ છાપું વાંચતા હતા. 'મને તો ઘણું થાય છે પણ તમારા જેવું કંઈ નથી થતું.'

'તું ભાવનગર આવ્યા પછી શું કરીશ?'

'બે દિવસ પિતા પાસે રહી રામપુર જઈશ.' કાન્તા જરા અટકી. વિચારમાંથી જાગી હોય એમ ફરી બોલી, 'કદાચ બીજે સ્થળે પણ જાઉં.'

'બીજે સ્થળે એટલે?' સુમને આશ્ચર્યપૂર્વક પૂછ્યું.

'એ તો કાંઈ નક્કી નથી.' શ્વાસ નીચે મૂકતી હોય એવા અવાજે કાન્તાએ જવાબ આપ્યો.

આટલી વાત પછી બંને મૂંગાં બેસી રહ્યાં. કાન્તા બારી પાસે બેઠી હતી એટલે એણે બહાર નજર રાખી વિચારવા માંડયું, સુમને સામેની બેઠક ઉપર પગ ગોઠવી જરા લાંબા થઈ વિચારવા માંડયું. બંનેના વિચારોનો વિષય એક હતો પણ રીત જુદી હતી.

કાન્તાએ અનંતના સમાચાર સાંભળ્યા ત્યારે તો ન માન્યા. બહુ વખત સુધી ન માન્યા, પણ માનવું જ પડે એવી નક્કર હકીકત અમુભાઈએ રજૂ કરી એટલે કાન્તા સ્તબ્ધ થઈ ગઈ. ઘડીક દુઃખ, ઘડીક રોષ, ઘડીક ન સમજાય એવી મૂંઝવણ, આમ વિવિધ લાગણીઓ ઊભરાવા લાગી.

ગાડી તો પોતાના વેગે દોડી જતી હતી. કાન્તાની નજર દૂર દૂરનાં પ્રદેશ ઉપર હતી પણ મન ત્યાં નહોતું. પોતાની બધી આશાઓ ભાંગી પડતી હોય એવું ઘડીક લાગ્યું. અનંત વિના, એના સાથ વિના પોતે શું કરશે એમ ક્ષણવાર થયું. વળી અનંત તરફ દયા આવી. તુરત જ વળી રોષ ઊપજ્યો. 'ગમે તેમ હોય, રાષ્ટ્રસેવા કેમ તજાય?'

વઢવાણ જંકશન સુધી કાન્તાએ ઝોલાં ખાધાં. પોતાનો માર્ગ વિકટ બન્યો હોય એમ લાગવા માંડયું. પિતા તરફ જોતાં હિંમત આવતી હતી. એક મહાન મુશ્કેલી દૂર થઈ હોય એવું અનુભવતી હતી. પણ અનંત ન હોવાથી પાછી ઢીલી પડી જતી હતી.

ગાડી બદલાવી ભાવનગરની ગાડીમાં બધાં બેઠાં. પ્રાણજીવનદાસ કાન્તાની બાજુમાં જ બેઠા. સુમન સામે બેઠો.

'હવે તો ભાવનગર જ રહીશ ને?' પ્રાણજીવનદાસે પૂછ્યું.

'ના, ના, ભાવનગર તો શું કરું?'

'ત્યારે?'

કાન્તાએ બીજું કાંઈ નક્કી કર્યું જ નહોતું.

'ત્યારે તો અનંતભાઈની સાથે જ રહેવું હતું ને? એ તો હવે ગયા.'

'ના,' કાન્તાનો અવાજ સ્પષ્ટ હતો. 'એમની સાથે નહોતું રહેવું.'

'હવે રામપુરમાં કોણ છે?' પ્રાણજીવનદાસે બીજી વાત પૂછી.

'અનંતભાઈના એક બીજા મિત્ર છે. એમનું નામ વિનુભાઈ.'

'અનંતભાઈ જતાં એ એકલા પડી ગયા ખરું!'

'સેવકને વળી એકલાં શું? રામપુરની વસ્તી પાંચસો માણસની છે.' પ્રાણજીવનદાસ કાન્તાની મુખકાન્તિ જોઈ રહ્યા.

'સુમન!' સુમન તરફ ફરી પ્રાણજીવનદાસ બોલ્યા, 'તું હવે શું કરવાનો છે?'

'હમણાં તો ભાવનગર જ છું.' સુમનના અવાજમાં મૂંઝવણ ભરી હતી.

'પણ કંઈ નક્કી તો કર્યું હશે ને?'

'નક્કી કંઈ થઈ શકતું જ નથી. રામપુર જવું છે, પણ......'

'ચંદ્રા બીમાર છે?'

'હા, અને બા પણ આવવાનું કબૂલતાં નથી.'

'એ તો ન જ કબૂલે. ચંદ્રા પણ ના પાડશે. શહેરની જિંદગી છોડી ગામડાંના ઢેફાં ભાંગવાં કોને ગમે?' પ્રાણજીવનદાસ બોલ્યા.

'હું ભાવનગર જઈને નક્કી કરી લઈશ.' સુમન વાત કરવાથી થાક્યો હોય એમ માથું ધુણાવતો બોલ્યો.

થોડી વાર શાંતિ વ્યાપી ગઈ.

'તમે પોરબંદર લખી નાખ્યું ?' કાન્તાએ પૂછ્યું.

'કાંઈ લખવાનું છે જ નહિ. એના બીજા કાગળનો જવાબ જ આપ્યો નથી.' પ્રાણજીવનદાસે જવાબ આપ્યો.

'એ લોકો તમને હેરાન નહિ કરે ?'

'હેરાન તો શું કરી શકે ? નાતજાતમાં વાતો થાય અને વ્યવહારમાં થોડી મુશ્કેલી આવે.'

કાન્તા પિતાની હિંમત ઉપર ખુશ થઈ ગઈ. પંદર દિવસ પહેલાં આ વિચાર એમને આપઘાત જેવો લાગતો હતો. દૃષ્ટિ બદલાતાં જે પરિવર્તન થયું તે કાન્તાને સુખદ લાગ્યું.

'ઈન્દુભાઈનો કાગળ છે ?'

'કાગળ તો હતો. એ નાહક વિલાયત ગયો.'

'કેમ ?'

'કેમ, શું ? ત્યાં જઈને શું કરી આવવાનો છે ? બૅરિસ્ટર થઈ આવશે ને લોકોમાં કંકાસ વધારશે.'

'પણ તમે જ જવા દીધા છે ને ?'

'હું શું કરું ? હું ત્યારે સમજતો જ નહોતો.'

કાન્તા આશ્ચર્યપૂર્વક જોઈ રહી.

'એમાં નવાઈ પામવા જેવું નથી. મારી આંખ આડા પડદા હતા. મારે માન–મરતબો જોઈતો હતો નહિ તો હું ખાદી પહેરું, કૉલેજની કેળવણીને ધિક્કારું, સ્વદેશી અને સાદાઈની વાતો કરું અને ઈન્દુને વિલાયત મોકલું ?'

'પણ એ તો એમની ઇચ્છાથી જ ગયા છે ને ?' સુમન વચ્ચે બોલ્યો.

'એને ઇચ્છા છે જ નહિ, સુમન ! ઇચ્છા તો મારી હતી. બૅરિસ્ટર થઈને આવે તો મારું માન વધે.'

ગાડી નિંગાળા સ્ટેશને આવતાં કોઈએ ડબ્બાનો દરવાજો ઉઘાડયો. ઉઘાડનારને કાન્તા જોઈ રહી. એના વેશ અને મોં ઉપરથી કાન્તાએ ઢેડને ઓળખ્યો.

'આવો આવો, પાછી ગાડી ઊપડી જશે.' પ્રાણજીવનદાસ બારણા પાસે જ હતા તે ઢેડનો હાથ ખેંચતા બોલ્યા.

ચાળીસેક વર્ષનો મરદ અને એની પાછળ એની સ્ત્રી અને બે બાળકો ચડયાં. એ લોકો દરવાજા પાસે જ, જેમ તેમ સમાઈને બેસી ગયાં. ગાડી ઊપડી.

'અહીં ઊપર બેસો, બેન !' કાન્તાએ ખસીને જગ્યા કરી

'ના, બાપુ અહીં ઠીક છે.'

સુમન અને પ્રાણજીવનદાસે પણ આગ્રહ કર્યો એટલે પેલી સ્ત્રી અને બાળકો ઉપર બેઠાં, સ્ત્રી હરખાઈને બોલી.

'ગાંધીના માણસ લાગો છો.'

ડબ્બાનાં માણસો ઢેડને સન્માન આપતા આ વિચિત્ર મુસાફરો તરફ જોઈ રહ્યાં.

પ્રાણજીવનદાસ પેલી સ્ત્રી તરફ જોતા હતા. સ્ત્રીની પાસે દોઢેક વર્ષનો છોકરો હતો અને ચારેક વર્ષની છોકરી હતી, બન્ને ગંદાં હતાં. સ્ત્રીનાં અને પેલા મરદનાં કપડાં ગંધાતાં હતા.

'કપડાં ધોતાં હો તો ?' ધીમેથી પ્રાણજીવનદાસ બોલ્યા.

જવાબ આપવાને બદલે આખું કુટુંબ એમની સામે જોઈ રહ્યું.

'ક્યાં, ભાવનગર જવું છે ?' પ્રાણજીવનદાસે પૂછ્યું.

'હા, જ્યાં રોટલો મળે તો ત્યાં, નંઇ તો વળી ભગવાન જ્યાં લઈ જાય ત્યાં '

'કયા ગામના છો ? '

' સુલ્તાનપર. '

'ત્યાં કાંઈ કામધંધો નથી મળતો ? '

'કામ જડતું હોય તો બહાર શું કામ નીકળીએ ?' મરદે જવાબ આપ્યો.

'બે દિવસ થયાં એના પેટમાં કાંઈ પડયું નથી.' સ્ત્રી બોલી. 'મારે તો ધાવણું છોકરું છે તે બટકું પામી છું. એક રોટલાનો લોટ હતો, ભાઈ! માગ્યું કયાં સુધી હાલે ? બટકું મેં ખાધું, બટકું આ છોકરીએ ખાધું અને ચોથિયું હજી પડયું છે. એને દઉં છું પણ લેતો નથી. '

પ્રાણજીવનદાસ વધુ ન પૂછી શકયા. મરદની ઊંડી ગયેલી આંખો એમણે જોઈ. છોકરીનું વધેલું પેટ અને ચીપડાવાળી આંખો, નાના છોકરાનું ગળી ગયેલું શરીર અને નિચોવાઇ ગયેલી સ્ત્રીને જોઈ પ્રાણજીવનદાસને કંપારી છૂટી.

કાન્તા પેલા મરદને અને સ્ત્રીને જોઈ રહી. સુમનને પણ અનુકંપા થઈ આવી.

'ટિકિટ કયાંથી લીધી ?' સુમને હળવેથી પૂછયું.

'ટિકિટ તો બાપુ, આ માસ્તરની રે'મ. હાથે પગે પડીને બેઠાં છીએ.'

પ્રાણજીવનદાસના મન ઉપર ઊંડી અસર થઈ. એમણે ખિસ્સામાંથી પાકીટ કાઢવા હાથ અંદર નાખ્યો. પણ એક વિચાર આવતાં હાથ અટકી ગયો.

થોડી વાર રહી એમણે પાકીટમાંથી બે રૂપિયા કાઢી મરદના હાથમાં આપવા ધર્યા. પેલાએ આનાકાની કરી છેવટે લીધા. એના અને સ્ત્રીના મોં ઉપર આનંદ છવાઈ ગયો.

પ્રાણજીવનદાસે બે રૂપિયા તો આપ્યા પણ એમના મનમાં શાંતિ ન થઈ. 'રૂપિયા આપ્યે કેમ દળદર ફીટે?' એમને થવા લાગ્યું. પશ્ચાત્તાપથી શુદ્ધ થયેલા અંતરમાં ત્યાગના ભાવો ઊઠવા લાગ્યા. 'હવે બધું છોડી જ દેવું.' એમણે મનમાં નક્કી કર્યું.

'કાન્તા!' પ્રાણજીવનદાસ હળવે હૃદયે બોલ્યા. 'હવે તો બધું છોડીને જિંદગીનું સાર્થક કરવાની ઇચ્છા થાય છે.'

કાન્તાના વદન ઉપર સ્મિત ફરક્યું.

'હું તો કહું છું, બાપુજી! તમે ગામડાંનું દુઃખ જુઓ તો સાચે રડી જ પડો.'

'મેં જોયું છે, બેન! આપણા પૈસા છે એ બધાય ગામડાંમાંથી આવ્યા છે. મેં કયે દિવસે પરસેવો પાડયો હતો? કાન્તા! હવે તો પાછલી જિંદગી સુધારું એમ થાય છે.'

કાન્તા પિતાના નિર્મળ મુખભાવ જોઈ રહી. પ્રાણજીવનદાસ જેમ જેમ વિચારવા લાગ્યા તેમ તેમ એમને થયું કે 'હવે તો બધું છોડવું જ જોઇએ. બહુ દિવસ છાતી ઉપર ભાર રાખ્યો. હવે તો હળવા દિલે પ્રભુસેવા કરતાં કરતાં જિંદગી પૂરી કરવી.'

સુમન સ્તબ્ધ બની પ્રાણજીવનદાસ સામે જોઈ રહ્યો હતો. પ્રાણજીવનદાસની મુત્સદ્દીગીરીનો લોપ થયો હતો એટલે એમનું વદન હૃદયના પ્રતિબિંબ જેવું બન્યું હતું. સુમને એમનું મંથન વાંચ્યું. કાન્તાએ પણ વાંચ્યું. બંને પ્રસન્ન ચિત્તે પ્રભુનો ઉપકાર માનવા લાગ્યાં.

ભાવનગર આવતાં સુધી બધાં મૂંગાં બેસી રહ્યાં. પેલું કુટુંબ પણ કૃતજ્ઞતાથી આ ત્રણેય તરફ જોતું મૂંગું બેસી રહ્યું. નાનું બાળક પણ સમજી ગયું હોય તેમ ઝીણી આંખો પટપટાવતું શાંત રહ્યું.



[ ૩૮ ]

## કાન્તાની પ્રેરણા

સુમનની ગડમથલ શમી ગઈ. એ સમજતો હતો જ કે રામપુરનો માર્ગ એ જ સાચો માર્ગ છે. પણ મનની નબળાઈઓ જાગ્રત થઈ અનેક શંકાઓ જન્માવતી હતી. પ્રાણજીવનદાસના પરિવર્તને સુમનને અનેરું બળ આપ્યું. અનંતે પેટાવેલો અગ્નિ ભભૂકી ઊઠયો અને તમામ શંકાઓ બળવા લાગી.

સુમને ઘેર આવી બા પાસે દિલ ખોલીને વાત કરી. કાન્તાની વાત સાંભળતાં બાને એટલી નવાઈ ન થઈ પણ પ્રાણજીવનદાસના પરિવર્તને એમને અજબ આશ્ચર્ય થયું. પહેલાં તો એમણે માન્યું જ નહિ. પણ સુમને એમનાં સમ ખાઈ ખાતરી આપી અને બે પાંચ દિવસમાં તેઓ બધું છોડીને ગામડાંમાં ચાલ્યા જશે એમ કહ્યું ત્યારે એમણે માન્યું.

'બા, આપણે પણ રામપુર જઈએ તો ?'

'ના બાપુ, મારે રામપુર નથી આવવું.'

'તો હું જાઉં ?'

'પછી મારે અહીં શું કરવું ?'

'બા ! તમેય ચાલો ને ! ત્યાં તમને જરાયે મૂંઝવણ નહિ આવવા દઉં.'

'તું મને શું કામ દુ:ખી કરે છે ?'

સુમન વધુ આગ્રહ ન કરી શકયો. બાની આંખમાં પાણી આવી ગયાં હતાં.

'મારે આખી જિંદગી ઓશિયાળો રોટલો જ ખાવો પડશે કાં!'

'હું કયાં એમ કહું છું?' સુમન ગળગળા અવાજે બોલ્યો.

'તું જા એટલે મારે તો કાકાને ત્યાં જ જન્મારો કાઢવો ને?'

'પણ તમે મારું માનતાં જ નથી. મારી સાથે ચાલો.'

'હું તારું માનતી નથી કે તું? રામપુર આવીને શું કરું? કાલ તમે બધાય જેલમાં ચાલ્યા જાવ પછી મારે શું કરવું?'

'પણ હમણાં જેલમાં જવાનું જ નથી.'

'હમણાં નહિ તો વરસે બે વરસે પાછું ઊપડશે જ ને! સૌથી પહેલાં તું પકડાવાનો છે, ત્યારે મારે કોના ઘેર રહેવું?'

'ત્યારે, શું થાય બા?' સુમન મૂંઝાઈ પડયો.

'તને ઠીક લાગે એમ કર. તારે કયાં અમારું માનવું છે?'

વાત આગળ વધી શકે એમ હતું જ નહિ. સુમન પોતે જ મૂંઝાઈ પડયો હતો. એ થાકયો એટલે ઊઠીને બહાર ગયો. બહાર જવામાં પણ કાન્તા સિવાય કોઈને ત્યાં શાંતિ મળે એમ નહોતું.

સુમન આવ્યો ત્યારે કાન્તા કોઈને કાગળ લખવાની તૈયારી કરતી હતી. સુમનને જોઈ કાગળ કલમ બાજુએ મૂકયાં.

'કોને કાગળ લખતી હતી?' સુમન બેસતાં બોલ્યો.

'વિનુભાઈને.'

'અનંતને કાગળ લખ્યો?'

'મને થાય છે કે હવે શું લખું?'

'કેમ?'

'અનંતભાઈ નોકરી કરતા હશે!' ન મનાતું હોય એમ કાન્તા બોલી. 'મને કયારેક થઈ આવે છે કે મુંબઈ જઈ એમની સામે ઊભી રહું. સુમનભાઈ, અનંતભાઈ જેવા પણ સંયોગોને વશ થઈ જાય પછી બીજાને શું કહેવું? મેં તો એમના ઉપર કેટલો વિશ્વાસ મૂકયો હતો?'

'કાન્તા, બાપુજી ન સમજ્યા હોત તો ભારે થાત હો!'

'ભારે તો ઠીક. એ તો આવત એ સહન કરત. પણ મને એમ થયા જ કરે છે કે હું નબળી હતી. જો કે થયું છે એ ઉત્તમ થયું છે, પણ મારે દોઢ વર્ષ આમ કાઢવું નહોતું જોઈતું.'

'પણ તો શું કરત?'

'જે હવે કરીશ તે. લડતમાંથી હું ઘેર જ શા માટે આવી એમ મને થાય છે અને મેં મનમાં માન્યા જ કર્યું કે મારાથી કંઈ ન થઈ શકે. અનંતભાઈ—જેને ટેકે મેં જીવનનું મોટું સાહસ ખેડયું એ—આટલા નબળા હશે એમ મેં ધાર્યું જ નહોતું.'

'તને એમના વિચારો નથી આવતા?'

ઘણા આવે છે, સાવ દીવા જેવું સત્ય જાણ્યું છે છતાંયે મનમાં થયા કરે છે કે એ ખોટું હશે. અનંતભાઈના રગેરગમાં રાષ્ટ્રપ્રેમ વહે છે. એ નબળા રહી જ કેમ શકે? સુમનભાઈ! અનંતભાઈનાં બા ગુજરી ગયાં એટલે લાગણીવશ બની ગયા હશે. નહિ તો આમ ન હોય.'

'મને પણ એમ જ થાય છે. પણ આટલાથી અનંત નોકરી ન સ્વીકારે. બહુ તો ચાર—છ મહિના પિતા પાસે રહે. નક્કી કુટુંબની સ્થિતિ પણ કફોડી હશે.'

'કુટુંબની સ્થિતિ તો કફોડી હશે જ. આપણે ત્યાં આવેલા ઘણાખરા સૈનિકોની કૌટુંબિક સ્થિતિ કફોડી હતી, પણ અનંતભાઈ જ

કહેતા : 'રાષ્ટ્રસમસ્તનો સવાલ હોય ત્યાં કુટુંબનો વિચાર કેમ કરી શકાય ?' આજ અનંતભાઈ પોતે જ એ વિચારના પ્રેર્યા મુંબઈ પહોંચી ગયા !'

'કાન્તા !' સુમને વાત બદલાવી, 'તારો માર્ગ તો હવે સરળ થઈ ગયો.'

'સરળ ક્યાં થઈ ગયો છે ? મોટામાં મોટી મુશ્કેલી તો હજી ઊભી જ છે.'

'શી મુશ્કેલી ?'

'સ્વરાજ્યની.'

સુમને એ જવાબની આશા નહોતી રાખી.

'હવે ક્યાં કામ કરવું, શું કામ કરવું એ જ પ્રશ્નો મૂંઝવવાના છે. પણ હું એની બહુ ચિંતા નથી કરતી. કામ કરવું છે, સ્વરાજ્ય વહેલાંમાંવહેલું આવે એવું કામ કરવું છે, એ ગાંઠ વાળીને અહીંથી જવું છે.'

'તુ ક્યાં જઈશ ? રામપુરનું નક્કી કર્યું ?'

'હવે રામપુર તો નહિ એમ થાય છે. વિનુભાઈ ભલે ત્યાં કામ કરે. અનંતભાઈને હૈયે રામ વસે અને તે પાછા આવે તો ભલે એ પણ ત્યાં જ જાય. હું તો અમૃતપુર જવાનો વિચાર કરી રહી છું.'

'કેમ, ત્યાં ?'

'હું ત્યાંથી બે વખત પકડાઈ છું ને ?'

'પણ એ તો રામપુરથી બહુ દૂર થશે.'

'કંઈ ફિકર નહિ.'

'બાપુજી શું કરવાના છે ?'

•

'કદાચ મારી સાથે આવે.'

'તો તો વાંધો નહિ. નહિ તો તું એકલી કેવી રીતે રહે?'

'હવે એકલાં જ રહેવું છે. જીવનના વિકટ માર્ગે જેનો સાથ લીધો તે તો મારાથી નબળો નીકળ્યો. હવે તો થાય છે કે એકલાં જ જીવવું અને એકલાં જ ઝૂઝવું.'

'કાન્તા!' સુમને વળી વાત ફેરવી. 'મારાં બા તો માનતાં જ નથી.'

'એ માનવાનાં જ નથી.'

'પણ એમને છોડીને કેમ અવાય?'

'આપણે તો દુઃખીઓની સેવા કરવી છે ને! બા વધુ દુઃખી લાગતાં હોય તો એમની સેવા કરવી.'

સુમન આ બધું સમજતો હતો પણ કાન્તાએ કહ્યું એટલે જરા પ્રેરક લાગ્યું.

'બા તો નહિ જ માને એમ લાગે છે. ચંદ્રા સાજી થાય એટલે એને લઈને હું ગામડામાં આવી જઉં.'

'ચંદ્રાભાભી નહિ માને તો?' કાન્તાએ સુમન સામે તાકીને જોયું.

સુમન જવાબ આપી ન શક્યો.

'તો તો નહિ અવાય, કેમ? બાને તજી શકાય પણ કંઈ પત્નીને તજી શકાય!' કાન્તા કરડાકીથી બોલી. 'સુમનભાઈ! માબાપ સામે બળવો પોકારવાની વાત કરનારા જુવાનો અહીં કેમ ઢીલા પડી જાય છે? પત્નીને ન તજી શકાય?'

'પણ એ બિચારી ક્યાં જાય?'

'તો બા ક્યાં જાય?'

'પણ ચંદ્રાની ઇચ્છા વિરૂદ્ધ એને ગામડામાં લઈ જવી એ બળાત્કાર નથી ?'

'હું ક્યાં લઈ જવાની વાત કરું છું ? એ ન આવે તો ન લઈ જવી. એના માટે કર્તવ્ય કેમ છોડાય ?'

સુમન જવાબ ન આપી શક્યો.

'આપણે બહુ સગવડિયા છીએ એમ લાગે છે. દુનિયાની કોઈ પણ સજીવ–નિર્જીવ વસ્તુ કરતાં સેવાની આપણને વધુ કિંમત હોય તો જ એ સાચી સેવા છે. સુમનભાઈ, મને તો આશ્ચર્ય થાય છે. પણ શું બોલું ? અનંતભાઈ જેવાયે ઢીલા પડી ગયા ત્યાં કોને કહેવું ? આપણે સ્વરાજ લેવા નીકળ્યા હતા ! મને બરાબર એમ લાગે છે કે આપણે બૂંગિયો સાંભળીને ગાંડાં બની ગયાં હતાં.'

સુમનને અનંતના શબ્દો યાદ આવવા લાગ્યા. અનંત મુંબઈ છે એ વિચારે સુમનને દુ:ખ થઈ આવ્યું.

'કાન્તા ! અનંત અહીં આવ્યો ત્યારે આવું જ બોલતો હતો.'

'હું એની પેઠે મુંબઈ નહિ ચાલી જાઉં !'

'હું એમ નથી કહેતો. મને તો અનંત યાદ આવે છે. સાચે જ અનંત જેવો મર્દ ત્યાં કેમ રહી શકતો હશે ! કાન્તા, તું એક વખત ત્યાં ન જા ? તને જોશે કે તુરત એની નબળાઈ ખરી પડશે.'

'મને પણ એમ થાય છે. પણ મારે જવું યોગ્ય છે કે નહિ તે હજી નક્કી નથી થાતું. ઘડીક એમ થાય છે કે અનંતભાઈને મેં મારા નિકટમાં નિકટના પ્રિયજન માન્યા છે. એ ભૂલે તો મારે એમને જાગ્રત કરવા જોઈએ. વળી એમ થાય છે કે આટલી આટલી સાધના પછી પણ આ સ્થિતિ આવતી હોય તો ભલે આવતી. એમને પોતાને જ સૂઝે ત્યારે આ માર્ગે આવે અને ન સૂઝે તો ભલે એમ ને એમ જિંદગીનાં વર્ષો ખતમ કરે.'

'કાન્તા, તું તૈયાર થતી હો તો હું પણ આવું. આપણે એક વખત જઈએ. અનંતને જાગ્રત થતાં વાર નહિ લાગે.'

'ના જવું જ નથી, અને જઈશ તોયે હું એકલી જઈશ. તો જ એમને હાડોહાડ લાગી આવશે. સુમનભાઈ! તમે તો હવે કંઈક નિશ્ચય ઉપર આવી જાવ. બહુ વિચારો છોડી દો, એક વખત નક્કી કરી નાખો કે જીવનનું એક જ ધ્યેય છે અને તે સ્વરાજ્ય. પછી આજુ-બાજુ બધું ગોઠવતા જાવ.'

સુમને મુંબઈ જવાની તૈયારી બતાવી પણ કાન્તાનો આ જવાબ સાંભળી એ પાછો પડી ગયો. એને થવા લાગ્યું કે કાન્તા સાચું કહે છે, મારે હવે નિશ્ચય ઉપર આવી જવું જોઈએ.

સુમનના મનમાંથી બીજા વિચારો ખમી ગયા. બીજું શું કરવાનું હતું? જવું જ જોઈએ—મનમાં થવા લાગ્યું.

'કાન્તા, હું હવે નિશ્ચય ઉપર આવી જઈશ.'

કાન્તા એની સામે તાકીને જ બેઠી હતી.

'હું તળાજા જઈ એક વખત ચંદ્રા સાથે વાત કરી આવું, હવે એની તબિયત સારી થઈ ગઈ હશે.'

કાન્તા કશું ન બોલી માત્ર સામે જોઈ જ રહી.

'હું ઢીલો પડી જઈશ એમ લાગે છે?' સુમને પૂછ્યું.

'લડતમાં તો હું તમને બહાદુર સૈનિક તરીકે ઓળખતી હતી. પણ ઘેર આવ્યા પછી તમે એટલા બધા ઢીલા પડી ગયા છો કે મને વિશ્વાસ જ નથી બેસતો. તમારી હાજરીમાં કેટલું કેટલું બની ગયું! તોપણ તમે હજી નિશ્ચય નથી કરી શક્યા.'

સુમન શરમિંદો બન્યો.

*

'કાન્તા, હવે નિર્ણય નહિ ફરે.'

કાન્તાએ સુમનના મોં ઉપર પણ એ ભાવો જોયા. એના મનમાં નિરાંત થઈ.

થોડીક વાર મૂંગો બેસી રહ્યા પછી સુમન ઊઠયો.

'હું જાઉં છું.' અવાજમાં ગાંભીર્ય હતું.

'પાછા આવશો ને?' કાન્તાએ શંકા પડતાં પૂછયું.

'હવે બધું પતાવીને જ [illegible]શ.'

કાન્તા જોઈ રહી. સુ[illegible] [illegible]ભીર મુખે ચાલતો થયો. કાન્તાને અત્યારે સુમન કંઈક તેજસ્વી લાગ્યો.

[ ૩૯ ]

## પ્રાણક્ષય

અનંત કોઈ નવી જ દુનિયામાં આવી પડયો. ગોરધનદાસ શેઠની પેઢીમાં આખો દિવસ માણસોની ધમાલ મચી હોય, સવારથી સાંજ સુધીમાં લાખો રૂપિયાની લેવડદેવડ થયા કરતી હોય, અનંત એક—બે દિવસ તો બાઘાની માફક આ બધું જોઈ જ રહ્યો. એના વિચાર ને મંથન બધુંય ક્યાંય ડૂબી ગયું હોય અને બુદ્ધિ બહેર મારી ગઈ હોય એવું લાગવા માંડયું. ગોરધનદાસ શેઠે એનામાં કાંઈક તેજ જોયું એટલે એને પોતાના ખાસ માણસ પાસે હીરા પારખવાનું શીખવા રાખ્યો હતો. સોનાચાંદીની ધમાલમાંથી ઇરાદાપૂર્વક એને મુક્ત રાખ્યો.

રાજકોટથી દરરોજ પિતાના કાગળો આવતા હતા. પ્રત્યેક કાગળમાં પ્રેરણા—અલબત્ત ખૂબ કમાવાની પ્રેરણા—ભરી હતી અનંત કાગળ વાંચી ખિસ્સામાં મૂકતો અને કશાયે વિચાર વિના કામમાં મંડી જતો.

અનંત વિચાર કરવા ઇચ્છે તોપણ ન કરી શકે અને કરવા જાય તો હજારો રૂપિયાની ભૂલ આવી જાય એવો ધંધો હતો રાત પડયે આખા દિવસની ધમાલથી અનંત થાકી રહેતો અને મનમા કાંઈક દુઃખી થતો, કાંઈક યાદ કરતો, ક્યારેક તરફડિયાં મારતો ઊંઘી જતો.

દસબાર દિવસ એમ વીતી ગયા. અનંત દિનુભાઈને ત્યાં ગયો નહોતો, તેમ એમને ફોન પણ કર્યો નહોતો. ધીમે ધીમે કામનો ખ્યાલ આવતો ગયો. પણ જેમ કામનો ખ્યાલ આવતો ગયો તેમ મન ઉપ-

રનો બોજો ઓછો થતો ગયો અને એટલે ત્યાંના અને બીજા વિચારો આવવા લાગ્યા.

પંદરેક દિવસ પછી અમાસ આવી. તે દિવસે કામકાજ વહેલું બંધ થયું. પેઢીના બધા માણસો ફરવા નીકળ્યા. અનંતે પણ ત્રણ—ચાર માણસોનો ચાહ મેળવ્યો હતો, તે સૌનું આમંત્રણ આવ્યું. પણ અનંતને એકલા જ ફરવા જવાની ઇચ્છા થઈ હતી. થોડી વાર વિચાર કરી એ મરીન લાઈન્સ તરફ ગયો. સાંજ પડવા આવી હતી. લોકોનાં ટોળાં ઊલટી પડયાં હતાં. અનંત કોઈના તરફ લક્ષ આપ્યા વિના કોલાબા તરફ જતા રસ્તા તરફ ચાલવા લાગ્યો.

સંધ્યા ડૂબી ગઈ અને રાત પડી. અનંત એટલે બધે દૂર નીકળી ગયો હતો કે ત્યાં ભાગ્યે કોઈ માણસ દેખાતું હતું. અનંત પાળ ઉપર બેઠો. આકાશમાં કરોડ કરોડ તારાઓ પ્રગટી નીકળ્યા. દરિયા ઉપરથી વાયુની મધુર લહર આવતી હતી તેમાં અનંતનાં જુલફાં ઊડવા લાગ્યાં.

અનંત મુંબઈ આવ્યા પછી આજે જ એકલો પડયો હતો. આજે જ સુંદર આસમાનની નીચે સમુદ્રના સાંનિધ્યમાં બેઠો હતો. આજે જ આવી ખુશનુમા હવા એણે લીધી હતી.

ચાલતાં ચાલતાં એને ઘણા વિચારો આવ્યા હતા, પણ શાંતિથી બેઠો એટલે મનઃપ્રદેશની કંદરાઓ ઊઘડવા લાગી. અનંતને કૉલેજ-જીવનથી માંડીને ઝવેરીની નોકરી સુધીનું જીવન તાજું થયું. લડાઈનાં ચાર વરસો એનાં અનેક સ્મરણો સહિત દરિયાની સપાટી પર ખડાં થયાં. યુદ્ધ મોરચે રહેતાં પોતે ભોગવેલું મંથન, રામપુરનો નિવાસ, વિનુ અને કૃપેશ દેખાવા લાગ્યાં; પ્રાણવાન કાન્તા દેખાણી. અનંતે લજ્જાથી નાચું જોયું. ખિસ્સામાં પિતાના કાગળોનો થોકડો પડયો હતો પણ પિતા ન દેખાયા. અંગ ઉપર ઝવેરીની પેઢીને શોભે એવો સફેદ ખાદીનો બંધ કૉલરનો કોટ, ઝીણું ધોતિયું અને માથે ઊંચી

જાતની કોકટી ખાદીની ટોપી પહેરી હતી. છતાં ઝવેરીની પેઢી ન દેખાણી. અનંત પોતે વિજનમાં આવી પડ્યો હોય એવું એને લાગવા માંડ્યું.

ત્યાં બેઠો. રાતના બાર વાગ્યા સુધી બેઠો. આજુબાજુમાં એક પણ માનવી ન દેખાય ત્યાં સુધી બેઠો. એણે દરિયાના તરંગો જોયા. દીવાલ સાથે અથડાતાં મોજાંઓની પછડાટો સાંભળી. કાળાં ભમ્મર પાણી ઉપર નજર ઠેરવી. ઘડીક રહી આકાશમાં મીટ માંડી. અનંતને પોતે એકલો અટૂલો, કોઈ અરણ્યમાં આવી પડ્યો હોય એવું લાગવા માંડ્યું.

'શું કરું ? કયાં જાઉં ? જિંદગી ભારે લાગે છે.' અનંત હવામાં ગણગણ્યો. 'ભાગું ? રામપુર જાઉં ?' હૈયામાં દબાઈ ગયેલા પ્રશ્નો સપાટી ઉપર આવી ગયા. 'અહીં નહિ રહેવાય. આ જિંદગી !' અનંતને પોતાની જિંદગી પ્રત્યે ધિક્કાર પેદા થયો.

રાતના બે વાગ્યા સુધી અનંત બેઠો. થાકેલે પગલે ડોલતો ત્રણ વાગે પેઢી ઉપર આવ્યો. પેઢીની ઉપર પોતાના જેવા કેટલાય ગુમાસ્તાઓ સૂતા હતા. અનંતે પોતાની પથારી કરી એક તરફ લંબાવ્યું. થાકેલો અનંત ઊંઘી ગયો.

સવારે ઊઠ્યો ત્યારે મંથન તાજું થયું. બાજુમાં દોડાદોડ મચી રહી હતી અને સૌ પોતપોતાનું કામ પતાવતા હતા એ જોઈ અનંત પણ ઊઠ્યો. એણે યંત્રવત્ પ્રાતઃકર્મ પતાવ્યું. દૂધ પીધું અને નવ વાગે કામ ઉપર હાજર થઈ ગયો. મોં ઉપર ઉદાસીનતા વ્યાપેલી હતી. કોઈએ પૂછ્યું, 'ઠીક નથી ?' અનંતે હા પાડી. અને 'માથું દુઃખે છે.' કહી પેઢીની ઉપર જ્યાં સૂતો હતો ત્યાં આવ્યો અને શેતરંજી ઉપર આડો પડ્યો.

ચેન ન પડ્યું, ઊઠ્યો. પોતાની બેગમાંથી પેઢીના સરનામાવાળો કાગળ કાઢી લખવા માંડ્યું.

'પ્રિય વિનુ,

હું ક્ષણે ક્ષણે મરતો જાઉં છું. અહીં કોઈને પોતાનું જીવન જોવાની કે વિચારવાની ફુરસદ નથી. અવિરત ગતિએ દોડી જતી કોઈ ગાડીમાં બધા બેઠા હોય એવું લાગે છે. હું પણ એમાં બેઠો છું અને કોણ જાણે ક્યાં જઈ રહ્યો છું !

વિનુ ! અનંત થોડા સમયમાં મૃત્યુ પામશે. મારું ખોખું તો દુનિયામાં ફરતું હશે. એવાં લાખો ખોખાં અહીં ફરે છે પણ સૌની પેઠે મારો પ્રાણ પણ ક્ષણે ક્ષણે મૃત્યુ પામી રહ્યો છે.

તને શું લખું ? મેં મારી જાતે જ આ વહોર્યું છે. હજી એ બધું ફેંકી દઉં એમ થાય છે પણ વિનુ, માતાના મૃત્યુએ નબળું પડેલું હૃદય, પ્રતિદિન વધુ ને વધુ નબળું પડતું જાય છે. થોડા દિવસમાં એ સાવ બળહીન થઈ જશે અને ત્યારે તારો અનંત શ્વાસોચ્છ્વાસ લેતો લેતો ખલાસ થશે.

અનંત'

અનંતે કાગળ લખ્યો, વાંચ્યો, એના ઉપર કરુણ હાસ્ય હસ્યો; ને થોડી વાર આંખ સામે રાખી કાગળ ફાડી નાખ્યો. સાંજના ચાર વાગ્યા સુધી એમને એમ તે પડ્યો રહ્યો. કોઈએ જમવાનું યાદ આપ્યું તો 'ઠીક નથી' કહીને પતાવ્યું. ચાર વાગ્યા પછી થોડી વાર નીચે જઈ આવ્યો. પાછો ઉપર આવીને સૂતો.

સાંજે ગોરધનદાસ શેઠ પોતે ઉપર આવ્યા. અનંત બેઠો થયો.

'કેમ, આજે ઠીક નથી ?'

'હવે તો સારું છે.'

'દવા લીધી ?'

અનંતે માથું હલાવી ના પાડી.

'જુઓ, આ મુંબઈ છે. જરાક વાંધા જેવું લાગે કે તુરત દવા લેવી.'

અનંતે સાંભળી લીધું.

'તદ્દન સારું ન થાય ત્યાંસુધી આરામ કરજો.' એવી સૂચના આપતા ગોરધનદાસ શેઠ નીચે ઊતર્યા.

અનંતને એ આવ્યા–ગયાની મન ઉપર અસર ન રહી. એ તો પોતામાં જ મશગૂલ હતો. એણે ફરી કાગળ લીધો અને વિનુને લખવા માંડ્યું. બે લીટી લખી કાગળ રાખી મૂક્યો. બહુ મોડું થતાં કાગળ વગેરે એક બાજુ મૂકી પથારીમાં લોથ થઈને પડ્યો.



[ ૪૦ ]

# ગંભીર માંદગી

અનંત સવારે ઊઠયો ત્યારે ચેતન જ ન રહ્યું એમ એને લાગવા માંડયું. ગઈકાલે તો હૃદયમંથનની માંદગી હતી. આજે સાચી માંદગી દેખાવા લાગી. સાવ નિશ્ચેષ્ટ થઈ ગયો હોય એમ પથારીમાં પડયો રહ્યો. ગઈકાલે કશું જમ્યો નહોતો એટલે મોં પણ લેવાઈ ગયું હતું. જોનારને ખાતરી થાય એવાં માંદગીનાં બધાં ચિન્હો મોં ઉપર દેખાતાં હતાં.

અનંતના શરીરને દોષ દેવાય એમ નહોતું. રામપુર છોડયા પછી ભૂખ અને ઉજાગરા તો થયાં જ હતાં પણ મનની શક્તિઓ ઉપર તો અત્યાચાર ગુજર્યો હતો. દુ:ખ, પરિતાપ, હૃદયવ્યથા, મનોમંથન એ તો એનાં નિત્યનાં સંગાથી બન્યાં હતાં. અનંતનું વજ્ર જેવું શરીર ખોખરું થઈ ગયું હતું. એક જ આંચકાની જરૂર હશે અને એ આંચકો એને લાગ્યો. અમાસની રાતથી શરૂ થયેલી હૃદયવેદનાએ એનું શરીર તોડી નાખ્યું.

લગભગ દશ વાગે અનંતને તાવ ચડયો, આખું શરીર ધખધખી ગયું. કપાળ ફાટવા લાગ્યું. આંખો લાલઘૂમ બની ગઈ. પેઢીનું કામ-કાજ શરૂ થઈ ગયું હતું એટલે અનંતની પાસે કોઈ નહોતું. બરાબર બાર વાગ્યા સુધી અનંતે એકલા પથારીમાં તરફડિયાં માર્યાં. અંદરથી

જીવ પોકાર કરતો હોય અને બહાર નીકળવા મથતો હોય એવી વેદના થવા લાગી.

બાર વાગે પેઢીનો એક માણસ દવાનું પૂછવા આવ્યો. અનંતે ના પાડી. પેલો માણસ કામમાં હતો એટલે તુરત ચાલતો થયો અને રામાને ભલામણ કરતો ગયો કે અનંતની સંભાળ રાખે. અનંત બુઢ્ઢા રામા સામે જોયું. રામો હાથમાં નાનકડો રૂમાલ પકડીને ઊભો હતો. એના મોં ઉપર નહોતું દુઃખ કે નહોતી કોઈ લાગણી.

લગભગ એક વાગ્યે નીચેથી ખબર આવ્યા કે અનંતનો ફોન આવ્યો છે. અનંતમાં ઊઠવાની શક્તિ નહોતી છતાં લથડિયાં ખાતો નીચે ગયો. ફોન હાથમાં લીધો. દિનુભાઈનો હતો. અનંતે પોતે બીમાર છે એવા ખબર આપી ફોન મૂકી દીધો. થોડી વાર વિસામો લઈ ઉપર આવ્યો.

પથારીમાં પડ્યો. પા કલાક થયો હશે ત્યાં દિનુભાઈ આવ્યા. એમની ચાલમાં ઉતાવળ હતી, અને મોં ઉપર ચિંતા હતી. દિનુભાઈએ આવી અનંતના કપાળ ઉપર હાથ મૂક્યો. કપાળ ધખતું હતું. રામા પાસે થરમોમિટર મગાવ્યું અને જોયું તો એક સો પાંચ તાવ હતો. દિનુભાઈ ગંભીર થઈ ગયા.

'અનંત! મારે ત્યાં આવશે?'

અનંતે ના પાડી. 'અહીં ઠીક છે. સાંજે તાવ ઊતરી જશે.'

'એમ નહિ ઊતરે. પંદર દિવસમાં તારું શરીર તો જો! સાવ નિચોવાઈ જ ગયું છે! કેટલા દિવસ થયા તાવ આવે છે?'

'કાલ સહેજ અસુખ હતું. તાવ તો દસ વાગ્યાથી જ શરૂ થયો છે.'

'હવે ત્યાં ચાલ. અહીંઆ ઘોંઘાટ અને ગંદકીમાં તું સાજો

થવાનો જ નહિ. મેં તને ત્યાં જ કહ્યું હતું કે તું મારે ત્યાં ઊતર, પણ તે માન્યું જ નહિ. તેં મને ફોન કર્યો હતો?'

અનંતે માથું હલાવી ના પાડી.

'મારે તો બીજે દિવસે જ સુરત જવું પડયું હતું. હજી ગઈકાલે જ આવ્યો. મેં આવીને તપાસ કરી પણ તારા કંઈ સમાચાર ન મળ્યા.'

'સુશીલાબેન ક્યાં છે?'

'સુરત.'

અનંત વિચારતો હોય એમ પડયો રહ્યો.

'તું અહીં શું નોકરી કરે છે?' દિનુભાઈએ પૂછ્યું.

'હા.' ધીમેથી અનંતે જવાબ આપ્યો.

દિનુભાઈના મોં ઉપર દુઃખ તરી આવ્યું છતાં એ સ્વાભાવિક રીતે જ કહેતા હોય એમ બોલ્યા:

'તું અત્યારે જ મારે ત્યાં ચાલ. હું મોટર લઈને જ આવ્યો છું. નીચે કોઈને પૂછવાનું છે?'

'પણ તાવ તો ઊતરી જશે. એક દિવસના તાવમાં...'

'તાવ ઊતરી જાય એટલે પાછો આવતો રહેજે. પછી કંઈ છે? હું નીચે કહેતા જાઉં છું.' દિનુભાઈ ઊઠયા.

અનંતે ના પાડી પણ દિનુભાઈ તો નીચે જઈ તુરત પાછા આવ્યા. એમના સાથે ગોરધનદાસ શેઠ હતા.

'અનંત!' ગોરધનદાસ શેઠ બોલ્યા. 'કાલ દવા ન લીધી ને! મુંબઈમાં તો તુરત જ ઉપાય કરવા જોઈએ. હવે તારે આ ભાઈને ત્યાં જવું હોય તો જા. તાવ ઊતરી ગયા પછી પણ આરામ કરજે. કામની ધમાલ તો ચાલ્યા જ કરે, માંદો માંદો આવીશ નહિ.'

અનંતે વિનયપૂર્વક સાંભળી લીધું. ગોરધનદાસ શેઠના ગયા પછી અનંત ઊઠ્યો અને દિનુભાઈ સાથે નીચે ઊતર્યો, મોટરમાં બેસતાં બેસતાં એણે કહ્યું: 'મારો સામાન ભલે અહીં પડ્યો.'

'લેવો હોય તો લઈ લઈએ.'

'મંગાવી લ્યો ને!'

દિનુભાઈ ઉપર જઈ અનંતની બેગ લાવ્યા. અનંતે જોયું કે એનો બિસ્રો, કપડાં વગેરે બાકી રહ્યું હતું પણ એ બોલ્યો નહિ, મોટર આવી એટલે અનંતે પૂછ્યું :

'તમારે ત્યાં કોણ કોણ છે?'

'કોણ કોણ કેમ? બધાં. બા છે, બાપુજી છે; હમણાં બેન પણ આવી છે.'

વાતો કરતા વાલકેશ્વર આવી પહોંચ્યા. દિનુભાઈના બંગલા પાસે મોટર આવી એટલે કોઈએ દરવાજો ઉઘાડ્યો. મોટર અંદર દાખલ થઈ. અનંત ત્રણ વર્ષ પહેલાં આ બંગલામાં આવ્યો હતો. તે દિવસે એને દિનુભાઈની શાહુકારી ખૂંચી હતી પણ એમના પ્રત્યેના માનને લઈ એ બોલ્યો નહોતો. આજે એનો વિચાર સરખો પણ ન આવ્યો.

એક સુંદર ઓરડામાં પલંગ ઉપર અનંતની પથારી થઈ. અનંત સૂતો ને થોડી વાર થઈ ત્યાં દિનુભાઈ એક ડૉક્ટર સાથે આવ્યા.

ડૉક્ટરે અનંતનું શરીર તપાસ્યું. અનંતને તદ્દન આરામ લેવાની અને કોઈ પણ જાતની ચિંતા ન કરવાની ભલામણ કરી તેઓ બહાર નીકળ્યા. દિનુભાઈ સાથે થોડી વાત કરી, દરદીને બરાબર સાચવવાનું કહી ડૉક્ટર ગયા. થોડી વારમાં દવાખાનેથી દવાની બે બાટલીઓ આવી. બજારમાંથી થોડાંક ફળો આવ્યાં. પાણી પીવાનાં, થૂંક નાખવાનાં, મોં ધોવાનાં એવાં સાધનો આવ્યાં. એકાદ કલાકમાં તો અનંતની

આજુબાજુ મોટો દરબાર ગોઠવાઈ ગયો; અનંતને કંઈક અકળામણ થવા લાગી.

'દિનુભાઈ, આ બધાની કંઈ જરૂર નથી.'

'મુંબઈમાં એના વિના ન ચાલે. આ રામપુર નથી.'

અનંત દિનુભાઈના મોં સામે જોઈ રહ્યો. એણે જોયું કે દિનુભાઈ મીઠી મશ્કરી કરે છે, કટાક્ષ નથી કરતા

સાંજે તાવ ઊતરી ગયો. આખી રાત અનંતે મીઠી ઊંઘ લીધી. દિનુભાઈ એની પાસે જ સૂતા હતા. સવારે અનંત ઊઠ્યો ત્યારે સ્ફૂર્તિ જણાવા લાગી. દાતણપાણી કરવા માટે અનંત ઊઠવા ગયો પણ દિનુભાઈએ મના કરી. 'ડૉક્ટરની ભલામણ છે કે શૌચ પણ સૂતાં સૂતાં જ જવાનું.'

'એ તો ત્રાસ!' અનંત કંટાળાપૂર્વક બોલ્યો.

દિનુભાઈએ હસતાં હસતાં એને એક દાતણ આપ્યું અને બ્રશ તથા પાઉડર પણ મૂક્યા. અનંતે દાતણ જ લીધું. પથારીમાં બેઠા બેઠા દાતણ કરી એ સાજો થયો. દિનુભાઈએ દવા આપી તે મોં બગાડી ગટગટાવી ગયો. થોડી વાર પછી મોસંબીનો રસ આપ્યો તે પણ લીધો.

નવેક વાગ્યા પછી પાછી બેચેની શરૂ થઈ. દશ વાગે તો તાવ વધી ગયો; ગઈકાલના જેટલી જ પીડા થવા લાગી. દિનુભાઈ માથા ઉપર બરફ મૂકવા લાગ્યા. સાંજ સુધી સખત તાવ રહ્યો. સાંજે ડાકતર આવ્યા. શરીર તપાસ્યું. થોડીક ભલામણો કરી ચાલ્યા ગયા.

ત્રીજો દિવસ પણ એવો જ ગયો. દિનુભાઈને ચિંતા વધવા લાગી. અનંતને પણ ત્રાસ થવા લાગ્યો 'આ કરતાં તો મરવું ભલું.' એમ એને થવા લાગ્યું.

ચોથે દિવસે સવારમાં અનંત પથારીમાં પડ્યો પડ્યો જાગતો હતો ત્યારે બાજુના ઓરડામાં ત્રિનુભાઈ અને એના પિતાને એણે બોલતા સાંભળ્યાં :

'મારે તમારો વારસો નથી જોઈતો. બધું પ્રભાકરને આપજો.'

'અત્યારે જુવાનીના તોરમાં આ બધું સૂઝે છે' ત્રિનુભાઈના પિતા બોલતા હતા.

અનંતે લગભગ પા કલાક સુધી આવું અસ્પષ્ટ સાંભળ્યું. એ એટલું સમજ્યો કે ત્રિનુભાઈ પિતાની ઈચ્છા વિરુદ્ધ અહીંથી જવા માગે છે એટલે આ બધો સવાલ છે.

ત્રિનુભાઈ ઊપડ્યા એટલે પૂછવાની ઈચ્છા થઈ પણ અનંત બોલ્યો નહિ. ત્રિનુભાઈએ આવી એના હાથમાં પેટીએથી આણેલા બે કાગળો મૂક્યા. બંને [illegible] હતા. અનંતે પથારીમાં પડ્યા પડ્યા કાગળ વાંચ્યા. કાગળ પિતાશ્રીના જ હતા. એમાં કાંઈ નવું નહોતું. 'મન સ્થિર રાખીને અભ્યાસ કરતા રહેજો. નરોત્તમદાસ શેઠ બહુ ઉદાર માણસ છે. પણ, કામ કરશો તો ખ્યાલ થઈ જશે. કમળા માટે ધ્યાન રાખતા રહેજો બસ...'

અનંતે બંને કાગળો ઉપર આંખ ફેરવી એક બાજુ મૂક્યા. નિયમ પ્રમાણે નવ વાગ્યા એટલે તાવ શરૂ થઈ ચૂક્યો પણ પાંચ વાગ્યા છતાં ઊતર્યો નહિ. છ વાગે પણ એટલો જ રહ્યો. ડૉક્ટર દરરોજ આવતા હતા, દવા આપતા હતા પણ કશો ફેર પડતો નહોતો. આજે પણ આવ્યા, શરીર તપાસ્યું. એમના મોં ઉપર પણ ચિંતા તરી આવી.

'તમે દેશમાં જઈ શકો એમ નથી ?' ડૉકટરે અનંત અને ત્રિનુભાઈ તરફ જોઈને કહ્યું.

'કેમ ?' ત્રિનુભાઈએ પૂછ્યું.

'અહીં સારું તો થશે પણ દેશમાં જશો તો વગર દવાએ આરામ થઈ જશે. એમના શરીરમાં કશું રહ્યું જ નથી. તદ્દન આરામ અને શાંતિની જરૂર છે. ગામડામાં રહેવાનું થાય તો વળી ઉત્તમ.'

ડૉકટર દિનુભાઈના સંબંધી હતા એટલે એમની સલાહ વિશેષ વિચારવા જેવી હતી. ડૉકટરના ગયા પછી દિનુભાઈએ અનંતને પૂછ્યું:

'સવારે કોના કાગળો હતા?'

'પિતાશ્રીના.'

'એમને તો તારી માંદગીના ખબર જ નહિ હોય.'

'ના, અને આપવા પણ નથી. નાહક ચિંતા કરે.'

'પણ હવે તો માંદગી વધતી જાય છે.'

'ડૉકટરે હવાફેરનું કહ્યું!'

'હા...ક્યાં. રામપુર જશું?'

'રામપુર?' અનંત વિચારમાં પડ્યો.

'હા, ડૉકટરની સલાહ છે કે ગામડું હોય તો વધાર સારું, અને ત્યાં તો તને વિશેષ આરામ અને શાંતિ લાગશે.'

અનંત ન બોલ્યો. એના માંદગીથી નંખાઈ ગએલા અને તાવથી લાલ થયેલા મોં ઉપર ગભરામણ પ્રસરી ગઈ. દિનુભાઈએ વધુ વાત ન કરી. એમને અનંતની માંદગી ચિંતાજનક લાગવા માંડી.

તે દિવસે આખી રાત તાવ રહ્યો. દિનુભાઈએ આખી રાત અનંતના કપાળ પર બરફ ઘસ્યો. છેક સવારના પાંચ વાગ્યે તાવ ઊતર્યો અને અનંતની આંખો મિંચાઈ.



[ ૪૧ ]

## સ્વરાજ્યનાં સાધકો

સુમનના ગયા પછી કાન્તાએ વિનુને કાગળ લખ્યો. કાગળ પૂરો થયો ત્યાં પ્રાણજીવનદાસ બહારથી આવ્યા. કાન્તાએ કાગળ એમના હાથમાં મૂક્યો. પ્રાણજીવનદાસ કાગળ વાંચી શાંતિપૂર્વક બોલ્યા:

'આઠ દસ દિવસ પછી જવાનું રાખ.'

'હવે એક દિવસ પણ શા માટે થોભવું?'

'તું અહીં રહે એટલી મને શાંતિ થાય ને?'

કાન્તા ન બોલી શકી. પિતાના અવાજમાં એટલી મમતા હતી કે કાન્તાની આંખો જ ઢળી ગઈ.

'કાન્તા!' થોડી વાર રહીને પ્રાણજીવનદાસ બોલ્યા, 'મેં નિશ્ચય કરી લીધો છે કે આપણી મિલકતની પાઈએ પાઈ મારે દેશના કલ્યાણ અર્થે વાપરવા તારા હાથમાં સોંપવી.'

કાન્તા વચ્ચે બોલવા જતી હતી તેને અટકાવીને એમણે આગળ કહ્યું:

'ઇન્દુભાઈની મને ચિંતા નથી. એ પચીસ વર્ષનો જુવાન છે. સાચી કે ખોટી માન્યતાથી પણ આજ સુધી મેં એને પોષ્યો છે ને લાડ લડાવ્યા છે. બહુ જ ઓછા માણસોના બાળકોને મળી શકે

એટલી કેળવણી મેં એને આપી છે, હવે મારી ફરજ પૂરી થઈ. મારી મિલકતની એક પાઈ પણ એને ન આપું તો એમાં જરાય અન્યાય નથી.'

પ્રાણજીવનદાસના અવાજમાં સ્પષ્ટતા તો હતી જ પણ આટલા વર્ષોના કોઈ દિવસ નહોતું દેખાયું એટલું ધૈર્ય અને માધુર્ય પણ હતું. કાન્તાના આનંદનો પાર ન રહ્યો.

'તમે હવે શું કરશો, બાપુજી?' કાન્તાએ પૂછ્યું.

'મારી તો ઇચ્છા છે કે હમણાં જ રામપુરમાં કે બીજા કોઈ ગામડામાં રહેવા ચાલ્યા જઈએ, પણ કેટલાંક આદરેલાં કામો હાથમાં કર્યાં છે તે પૂરે કર્યા વિના તો નીકળાશે જ નહિ. ચાર છ મહિનામાં મારું બધું કામ સંકેલી લઈશ. બાકી તો આજેય બધું છોડી તો દેવાય પણ મારા જેવાને એ શોભતું નથી. મેં મારા વેપારીઓને અને સંબંધીઓને જણાવી દીધું છે; બહારગામ કાગળો પણ લખ્યા છે, કે હું મારો વહીવટ બંધ કરું છું. સગાંસંબંધીઓમાં તો હાહાકાર વર્તી રહ્યો છે અને હું ગાંડો થઈ ગયો છું એમ સૌ કહેતા ફરે છે. પણ એ તો જેમ કહેવું હોય તેમ કહે. મને મારા ડહાપણ કરતાં આ ગાંડપણ મીઠું લાગે છે.'

કાન્તા પિતા ઉપર મુગ્ધ થઈ. એણે સુમનને કાગળ લખી સૂચવ્યું કે પોતે દશ દિવસ પછી આવશે.

દસ દિવસ કાન્તા ભાવનગરમાં રહી. સુમન તળાજા ગયો હતો એટલે કાન્તાના સહવાસનું સ્થાન મુખ્યત્વે પ્રાણજીવનદાસ જ હતા. દસ દિવસમાં એક નવીન બનાવ બન્યો, અને એ બનાવે કાન્તા અને પ્રાણજીવનદાસને શાંતિ આપી. પેલા પોરબંદરવાળા ધનિક જુવાનનું સગપણ પ્રાણજીવનદાસના એક સંબંધીને ત્યાં થયું. પ્રાણજીવનદાસના આવ્યા પછી એકાદ–બે દિવસ તો એમની ટીકાઓનો પાર ન રહ્યો. પણ ધીમેધીમે પ્રાણજીવનદાસના પરિવર્તનની અને સર્વસ્વ ત્યાગની

વાતો ફેલાવા લાગી, તેમ તેમ ટીકાઓ શમતી ગઈ. આરંભમાં તો લોકોને કુતૂહલ થવા લાગ્યું પણ પ્રાણજીવનદાસની નિખાલસતાએ લોકોનાં દિલમાં આદર પેદા કર્યો.

દસ દિવસ પછી કાન્તા રામપુર જવા માટે ગાડી ઉપર ગઈ ત્યારે ભાવનગરના સમજુ અને સંસ્કારી ગણાતાં અનેક માણસો સ્ટેશને આવ્યાં હતાં. કાન્તા પહેલી વખતે બહેનોની ટુકડી સાથે લડતમાં ઊતરી હતી ત્યારે આજનાં કરતાં અનેકગણાં માણસો હતાં. પણ તે દિવસે ઉત્સવની મસ્તી હતી, આજે કરુણા અને લજ્જા હતી.

ગાડી ઊપડી ત્યારે પ્રાણજીવનદાની આંખો છલકાઈ ગઈ. કાન્તાની આંખે પણ આંસુનાં તોરણ બંધાયાં. વિદાય આપવા આવનાર સૌનાં હૈયાં ભીનાં થયાં.

કાન્તા રામપુર જવાના સ્ટેશને ઊતરી ત્યારે જ સાંજ પડવા આવી હતી. એણે ઉતાવળે પગલે રામપુર તરફ ચાલવા માંડ્યું. રસ્તો ધૂળ-વાળો હતો. થોડેક ચાલી એટલે ધૂળની ડમરીઓ ચડવા લાગી. કાન્તાએ આજુબાજુ નજર કરી, રસ્તામાં પોતે એકલી જ હતી. કાન્તાને અનંત સાંભર્યો. ટૂંકી ધોતલી, ટૂંકું પહેરણ, કયારેક હસતું અને કયારેક ગંભીર થતું ગૌર મોં, તેજસ્વી આંખો કાન્તાની સામે દેખાવા લાગ્યાં. કાન્તાથી નિઃશ્વાસ મુકાઈ ગયો. એક ક્ષણ વળી મુંબઈ પાછા જવાની ઇચ્છા થઈ આવી.

રાત પડી. અમાસની રાતનું અંધારું પૃથ્વી ઉપર પથરાવા લાગ્યું. કાન્તા રામપુરના પાદરમાં આવી પહોંચી. રામપુરમાં નીરવ શાંતિ વ્યાપી હતી. કાન્તાની કલ્પના સતેજ થઈ અને એને અનંત વધુ યાદ આવવા લાગ્યો.

'બસ આ રામપુર એણે છોડ્યું જ.' કાન્તા પાદરમાં ઊભી રહી ગઈ. એણે ચારે તરફ નજર ફેરવી. ભાદર નદી કલકલ નિનાદ કરતી

વહી જતી હતી. કાંઠા ઉપર વૃક્ષની હારમાળા હતી. પોતે ઊભી હતી તેની બાજુમાં જ નાનકડું શિવમંદિર હતું.

કાન્તાને રામપુર ખૂબ સુંદર લાગ્યું. પણ એથી તો અનંત વધુ યાદ આવવા લાગ્યો અને રામપુરનું પાદર સૂનું લાગવા માંડ્યું.

કાન્તા વધુ ઊભી ન રહી. પોતે ગામની જાણીતી હતી. એક-બે શેરીઓ વટાવી ચોરે આવી પહોંચી. ચોરે બેઠેલા સૌનું ધ્યાન ખેંચાયું. વિનુ કાન્તાને જોતાં એકદમ ઊભો થઈ ગયો.

'આવી પહોંચ્યાં? મેં તો કાલે રાહ જોઈ હતી.'

કાન્તા હસતી હસતી ઉપર ચડી. ગામલોકો જરા સરખાં થઈ બેઠાં. પાંચેક મિનિટમાં તો આખા ગામમાં ખબર પડી ગઈ. ઘેર ઘેરથી લોકો નીકળ્યાં અને આખું રામપુર ચોરામાં અને નીચેના ચોગાનમાં એકઠું થઈ ગયું.

વિનુ દોઢ મહિના પહેલાનો નહોતો રહ્યો. એનું શરીર કૃશ થઈ ગયું હતું. આંખો ચિંતાથી ભરેલી જ લાગતી હતી. અનંતના ગયા પછી એ સવારના ત્રણ વાગ્યાથી કામ ઉપર ચડતો અને રાત્રે દસ વાગ્યે સૂતો. ગામલોકો એને બહુ કહેતાં કે 'શરીર ભાંગી જશે' વિનુ આછું હસીને જવાબ આપતો, 'એનો બીજો ઉપયોગ પણ શો છે?'

અનંતનો મુંબઈ ગયાનો છેલ્લો કાગળ હતો; ત્યાર પછી કશા જ સમાચાર નહોતા. એ દરરોજ કાગળની આશા રાખતો અને દરેક ગાડી વખતે એમ પણ ધારી બેસતો કે આજે તો અનંત આવશે જ, પણ અનંત ન આવ્યો. વિનુને હાડોહાડ લાગી ગયું. અનંતના મુંબઈ ગયાના સમાચાર મળ્યા ત્યારે એ ધૈર્ય હારી બેઠો હોય એવું થઈ ગયું હતું. બે દિવસ એને કંઈ કામ સૂઝ્યું નહિ પણ ત્રીજે દિવસે સવારે વિનુ કોઈ અવધૂતના માફક નીકળ્યો. એણે મનમાં ગાંઠ વાળી કે 'કંઈ ફિકર નહિ. હું એકલો અહીં મારાં હાડકાં ઘસીશ અને અગ્નિ પેટાવીશ.'

ગામલોકોને વિનુ પ્રત્યે આદર તો હતો જ. પણ હવે તો એ ગામલોકોને કોઈ યોગી જેવો લાગવા માંડ્યો. વિનુના અંતરમાં રાષ્ટ્રપ્રેમ તો હતો જ પણ અનંત ગયા પછી જે મંથન અનુભવ્યું એ મંથનને પરિણામે એના દિલમાં ભારે વ્યાકુળતા ઊભી થઈ. એ એમ જ વિચારવા લાગ્યો કે 'મારે એકલાએ જ ભારતમાતાનું દુઃખ ફેડવું હોય તો કેટલો ભોગ આપવો પડે?' અને એને આત્મભોગની અપાર શ્રેણીઓ દેખાવા લાગી.

વિનુ રામપુરનાં લોકોને જાણતો હતો. પણ હજી એણે ઘેર ઘેરનાં હાંડલાં ગણ્યાં નહોતાં. રામપુરનાં કેટલાં માણસો કેટલું ખાય છે ને રામપુરનાં નાનાં ભૂલકાંઓ કેટલું દૂધ પામે છે એની એને ખબર નહોતી. વિનુએ તપાસ કરવા માંડી અને આજુબાજુનાં ગામડાંઓની દૃષ્ટિએ સમૃદ્ધ લાગતા રામપુરની તપાસનું પરિણામ એ આવ્યું કે વિનુએ ઘી-દૂધ છોડ્યાં.

વિનુને શરીરની જરૂર હતી. આરોગ્યની ઉપયોગિતા એ સ્વીકારતો હતો પણ એના ચિત્તને ગરીબમાં ગરીબના જેવા થવા વિના સુખ વળતું નહોતું. વિનુએ રોટલો છાશ ને ડુંગળી ખાઈ રામપુરની સેવામાં કાયાને હોમવા માંડી.

એને દરરોજ અનંતના વિચાર આવતા હતા. અનંત સાથે એણે લાંબાં પાંચ વર્ષ કાઢ્યાં હતાં. અનેક રાત્રિઓ સ્વપ્ન રચવામાં ગાળી હતી. જીવનકલ્યાણના અનેક મનોરથો સેવ્યા હતા. દિલમાં દિલ પરોવી એક જ યજ્ઞવેદી પર ચડી જવાના કોડ હતા. એ અનંત ભુલાતો નહોતો. પણ વિનુને એમ પણ થયા કરતું હતું કે મારી માતૃભક્તિ આડે હવે ભારતમાતા સિવાય—એનાં કરોડ કરોડ ભૂખ્યાં કંગાલો સિવાય—મને કોઈનું સ્મરણ ન હોવું જોઈએ. વિનુ એને ભૂલવા મથતો હતો અને પોતાની કૂણીકૂણી લાગણીઓની ખાખ બનાવતો હતો.

આ વિનુની પાસે કાન્તા આવીને બેઠી અને સામે રામપુર આવીને

બેઠું. મીઠું હસતાં ગામલોકો તરફ જોઈને વિનુ થોડુંક બોલ્યો. કાન્તાને ગામ ઓળખતું હતું છતાં વિનુએ ઓળખાણ તાજી કરાવી. વિનુ બોલતાં બોલતાં એમ બોલી ગયો કે 'રામપુરનું કલ્યાણ કરવાનો એમનો મનોરથ છે.' કાન્તાએ વચ્ચે જ કહ્યું. 'ના, મારું કલ્યાણ કરવા જ હું અહીં આવી છું.' વિનુએ હસીને એ સ્વીકાર્યું.

મોડી રાત સુધી રામપુરનાં લોકો બેઠાં. આખા ગામનું કોઈ પ્રિયજન આવ્યું હોય તેમ સૌએ ઘણી ઘણી વાતો કરી. કાન્તા વિનુનું તપ અને ગામલોકોનો પ્રેમ જોઈ આશ્ચર્યમુગ્ધ બની ગઈ.

અમાસની અર્ધી રાત વીત્યા પછી એ જ ચોરામાં વિનુ, કૃમેશ અને કાન્તા પથારી કરીને સૂતાં.



[ ૪૨ ]

# રામપુરમાં ભરતી

હંમેશની ટેવ પ્રમાણે સવારના ત્રણ વાગે વિનુની આંખ ઊઘડી ગઇ. શરીરમાં થાક હતો છતાં એણે ગણકાર્યું નહિ. તરત જ નદી તરફ ગયો. ચાર વાગે સ્નાનાદિ પ્રાતઃકર્મ પતાવી પાછો આવ્યો. આવીને એણે બત્તી કરી. કાન્તા ગાઢ નિદ્રામાં પડી હતી. વિનુએ એના પ્રત્યે એક નિર્મળ દૃષ્ટિ ફેંકી અને બાજુમાં પડેલો રેંટિયો લઇ કાંતવા બેઠો.

થોડી વાર થઈ હશે ત્યાં રેંટિયાના સંગીતે કાન્તાને જગાડી દીધી. કૃપેશ પણ ઊઠયો. કૃપેશ તુરત ગામ બહાર ગયો. કાન્તા આંખો ચોળતી હસતી હસતી પથારીમાં બેઠી.

'તમે ક્યારે ઊઠી ગયા ?'

'દરરોજ ત્રણ વાગે જ ઊઠું છું.'

કાન્તાના હૃદય ઉપર વિનુની ઊંડી અસર થઈ. ધીમેધીમે કાન્તાએ વિનુનો આખા દિવસનો કાર્યક્રમ જાણી લીધો. વિનુ પાસેથી પોતાને ઘણું શીખવાનું છે એમ કાન્તાને લાગ્યું. વિનુએ કાન્તાની થોડી ઘણી વાત સાંભળી ત્યાં કાંતવાનું પુરું થયું.

વિનુ દરરોજ છ વાગ્યે ખેતરે જતો પણ આજે કાન્તા સાથે બેસી વાતો કરવી હતી એટલે બેસી રહ્યો.

વિનુની વય અનંતના જેવડી જ હતી, છતાં કાન્તાને એ મોટો લાગવા માંડ્યો. વિનુ પ્રત્યે એને પ્રેમ તો હતો જ પણ જેમ જેમ એની વાતો સાંભળતી ગઈ તેમ તેમ વિનુ તરફ પૂજ્યભાવ ઉત્પન્ન થયો.

કાન્તાને હૃદય ઉઘાડી નાખવાનું મન થાય એટલી મીઠાશ વિનુની વાણીમાં હતી. વાતવાતમાં કાન્તાએ પોતાનો આખો ઇતિહાસ એને સંભળાવ્યો. વિનુના મુરઝાયેલા મોં ઉપર હર્ષની લાગણી ફરી વળી.

વાતોમાં આગળ વધતાં બીજી બધી વાતો રહી ગઈ અને બંનેના વાતોના વિષય એક માત્ર અનંત જ રહ્યા. વિનુને અનંત પ્રત્યે વધુ લાગણી હતી કે કાન્તાને તે કહી શકવું મુશ્કેલ હતું. બંને અનંતનાં આત્મજનો હોય એમ ખૂબ લાગણીપૂર્વક અને દર્દપૂર્વક વાતો કરતાં હતાં. કાન્તાએ ઘર છોડતી વખતે અનંત ઉપર લખેલો કાગળ વિનુ પાસે પડ્યો હતો. વિનુએ કાગળ કાન્તાને આપતાં કહ્યું:

'આ કાગળની સાથે જ મને અનંતના મુંબઈ જવાનો કાગળ મળ્યો. મને મુંબઈના સરનામાની ખબર નહોતી એટલે મેં કાગળ સાચવી રાખ્યો.'

કાન્તાએ પોતાનો કાગળ હાથમાં લીધો. કવર અકબંધ હતું. કાન્તા આશ્ચર્ય પામી. ખૂબ આદરપૂર્વક એણે વિનુ સામે જોયું. વિનુ સમજ્યો પણ એના સ્વભાવમાં કશો ફેર પડ્યો નહિ.

'કાન્તાબેન!' વિનુ બોલ્યો. 'તમે અનંતભાઈને એક કાગળ ન લખો? તમારી પાસે સરનામું તો છે.'

'મને વિચાર તો આવે છે. કયારેક જવાની પણ ઇચ્છા થાય છે પણ વળી થાય છે કે હું બરાબર કામ ઉપર ચડી જાઉં પછી જ લખું.'

વિનુને એ બરાબર લાગ્યું.

'બરાબર છે, તમે કામ ઉપર હશો તેની વળી ઓર અસર થશે.'

બપોર સુધી આ વાતો ચાલી. નવીનતા પૂરી થઈ ગઈ હોય અને કાર્યક્રમ ઘડાઇ ગયો હોય નિશ્ચિંત થઈ વિનુ પોતાના કામે વળગ્યો કાન્તા એની સાથે જ રહેવા લાગી.

સાંજે જમ્યા પછી અજવાળું હતુ ત્યા કાન્તા ફરવા જવા તૈયાર થઇ. વિનુ પણ આવશે એમ એણે ધાર્યું પણ વિનુ તો અનંતના ગયા પછી ફરવા જતો જ નહિ. ફરવાનો સમય એણે ગામ લોકોની ગાયોની સારવાર કરવા માટે રાખ્યો હતો. એટલે એણે કાન્તાને વિનયપૂર્વક કહ્યું:

'તમે એકલાં જ નહિ જાવ ?'

કાન્તાએ આગ્રહ ન કર્યો. પોતે પણ જવુ કે ન જવું એની ગડમથલમાં પડી. વિનુ સમજ્યો એટલે એણે ફરીને કહ્યું:

'આ બાજુ જશો તો આપણી વાડી આવશે. કૃપેશ એના ભાઇબંધ કુમારો સાથે ત્યાં તમને મળશે. વાડી સરસ છે. ત્યાંથી સૂર્યાસ્ત પણ સુંદર દેખાય છે.'

કાન્તા વાડી તરફ ચાલી. લડતના દિવસોમાં જોયેલા રામપુર કરતાં અત્યારનું રામપુર જુદું હતું. સ્વચ્છ અને ખાડા વિનાના રસ્તાઓ જોઈ કાન્તા ખુશ થઇ. ગામની બહાર જુએ તો નજીકમાં કયાંય ઉકરડો મળે નહિ. કાન્તાએ અમૃતપુરને સુંદર બનાવવાના મનોરથ સેવવા માંડ્યા.

થોડી વારમાં વાડી પાસે આવી પહોચી, કૃપેશ અને ગામના કુમારો વાડીમાં નહોતા. કાન્તાએ દૂરથી થતા હર્ષના પોકારો સાંભળ્યા એટલે એની નજર એ તરફ ફરી. નદીની રેતીમાં વીસ પચ્ચીસ કુમારો રમતા હતા. કાન્તા વાડીમા ન રોકાતાં એ તરફ ચાલી. કાન્તાને પોતા તરફ આવતી જોઈ કુમારોએ બુલંદ અવાજે પોકાર કર્યો 'વંદેમાતરમ.'

કાન્તાએ પોકાર ઝીલ્યો અને 'વંદેમાતરમ ઉચ્ચારથી સુખાનુભવ લીધો.

રાત પડતાં સુધી કાન્તાએ કુમારોની રમત જોઈ. કાન્તાને સોળ વર્ષનો કૃપેશ ગમી ગયો. કૃપેશ સુંદર અને નમણો તો હતો જ પણ એનું અંગેઅંગ ઘાટીલું હતું. મોંની બધી જ રેખાઓ એટલી નિર્દોષ હતી કે જોનાર પ્રભુની કોઈ કલાકૃતિ જોતો હોય એમ જોઈ જ રહે.

કાન્તાને યાદ આવ્યું કે અનંતે કૃપેશની સાથે ચંદનપુર રહેવાનું કહ્યું હતું. કાન્તાને હવે ચંદનપુર રહેવાની તો ઇચ્છા હતી જ નહિ. જ્યારથી એ બચ્ચન જેલમાં ગઈ એ અમૃતપુર જ એને પોતીકું લાગવા માંડ્યુ.

અંધારું થતાં બધા કુમારો સાથે કાન્તા પાછી આવી. ગામમાં પ્રવેશતાં જ 'વંદેમાતરમ્' ના પોકારો કરતા બધા કુમારો વીખરયા. કાન્તા અને કૃપેશ ચોરા તરફ ચાલ્યાં. ચોરામાં દીવો બળતો હતો, અને માણસો ભેળાં થતાં જતાં હતાં. કૃપેશને જરા આશ્ચર્ય થયું. આટલા વહેલ. માણસો આવતાં જ નહિ. પણ ચોરા નજીક આવતાં એનું આશ્ચર્ય દૂર થયું. કાન્તા નજીક આવતાં સમજી. એણે સુમન અને ચંદ્રાને બેઠેલા જોયાં.

કાન્તાને જોતાં તુરત સુમન ઊભો થઈ સામે આવ્યો. એના મોં ઉપર હર્ષ ઊભરાતો હતો એ કાન્તાએ જોયું. મંદ મંદ હસતી અને શરમાતી ચંદ્રા ખોળામાં અનિલને લઈને બેઠી હતી અને પ્રશાંત મુદ્રા ધારણ કરી વિનુ કાન્તાને, સુમનને અને ચંદ્રાને જોતો હતો.

[ ૪૩ ]

# મૂંગી વેદના

અનંત જાગ્યો ત્યારે એટલો હતો. એનું તમામ બળ ક્ષીણ થઈ ગયું હતું. મહા મહેનતે એણે આજુબાજુ નજર ફેરવી. થોડી વારમાં થાકી ગયો હોય એમ એણે ઓશીકા ઉપર ડોક ઢાળી દીધી.

૭ દિવસના તાવે એનું શરીર તોડી નાખ્યું હતું. ગઈકાલના તાવે તો એને જીવન વિષે હતાશ બનાવી દીધો. અત્યંત અશક્તિ જણાતાં અનંતને લાગવા માંડ્યું કે હવે પોતે નહિ બચી શકે. અને એક વખત એ વિચાર મનમાં દાખલ થયા પછી તો એને સમર્થન મળતું જ ગયું. અનંતને જીવન તરફ કંટાળો છૂટ્યો હોય એમ થોડીક તો મરવાની ઇચ્છા પણ થઇ આવી.

તાવથી ક્ષીણ થયેલો અનંત કલ્પનાએ ચડ્યો. જાણે મૃત્યુ આવી પહોંચ્યું હોય એમ એણે વિચારવા માંડ્યું. એકેએક પ્રિયજનો અને ચોવીસ વરસની જિંદગી એને તાજી થઈ. જીવનમાં આવેલા પલટાઓ યાદ આવતાં અનંતને અશાંતિ વધવા લાગી. 'હવે તો ખલાસ થાઉં તો જ સારું.' અનંત મનમાં ને મનમાં મૃત્યુની તૈયારી કરવા લાગ્યો.

વીજળીનો ઝબકારો થાય એમ અનંતના મનમાં એક વિચાર આવ્યો. 'હવે બચીશ તો નહિ. અહીં પ્રાણ છૂટે એ કરતાં રામપુરમાં જઈને જ ન મરું ? વિનુનો ભુલાઇ ગયેલો કાગળ હૃદયના કોઈ

અણદીઠ ખૂણામાંથી નીકળી આવ્યો. 'રામપુરની ધરતી—જે તારી અને મારી માતા છે તેને તારો વિયોગ સાલે છે.' અનંતને રામપુરનાં વૃક્ષો ને પક્ષીઓ સાંભર્યાં. ભાદરનાં નીર અને પાદરના પાળિયા સાંભર્યાં. રામપુનાં કંગાળો અને દુ:ખીઓની જમાત દેખાવા લાગી. લડતના દિવસોમાં જોયેલાં ભારતવર્ષનાં હાડપિંજરોની હારમાળાઓ ખડી થઈ. અનંતથી ન જોવાતું હોય એમ એણે આંખ મીચી દીધી.

આંખ મીચીને અનંત પડ્યો. પા કલાક, અર્ધો કલાક; પોતે કોઈ નીરવ શાન્તિમાં ડૂબી જતો હોય એમ લાગવા માંડ્યું. ધીમેધીમે દેહના પાત્રમાંથી આત્મા ઢળી જતો હોય એવું થવા લાગ્યું. અનંત હમણાં જ જાણે પ્રાણહીન ખોખું બની જશે એમ એને લાગવા માંડ્યું.

એ ભય પામ્યો. આંખ ઉઘાડી નાખી. એનાથી ચીસ પડાઈ ગઈ. આખા અંગમાં કંપારી છૂટી.

ધીમેધીમે અનંતને ભાન આવવા લાગ્યું, પોતે જીવતો જ છે એમ ખાતરી થઈ. પણ એવી ખાત્રી થતાં જ વિચાર આવ્યો: 'આ અવસ્થામાં મરવાનું થશે ?' અનંતની ઉમેદ તો હતી ફાંસીને માંચડે ચડવાની અથવા તો રાષ્ટ્રસેવામાં ઘસાઈને લય પામવાની. આવું મૃત્યુ એણે કલ્પ્યું જ નહોતું.

'મેં જાતે જ આ અવસ્થા સ્વીકારી છે. આત્મા તો મરી જ ગયો છે...મેં જાતે જ આત્મહત્યા કરી છે. હવે દેહ જીવે કે મરે...' અનંતને વિચારો આવવા લાગ્યા. હૃદયની એક બાજુથી સૂર ઊઠયો 'કેમ નહિ, કુટુંબધર્મને ખાતર આ બધું કર્યું છે ને ! મારે શો સ્વાર્થ હતો ? મને તો રામપુર ને ગ્રામસેવા પ્રિય હતાં.' થોડી ક્ષણો ચિત્ત-શાંતિ અનુભવી, તુરત જ બીજા પોકાર ઊઠયા : કુટુંબ માટે રાષ્ટ્રના હિતનો ભોગ ? કુટુંબ માટે જીવનના ઉચ્ચતમ સિદ્ધાંતોનો ભોગ ? કુટુંબ માટે—ઓહ ! ચાર માણસના કુટુંબ માટે... અને કુટુંબ માટે

એટલે ?... કરજ ભરી શકાય, વ્યવહારમાં રહી શકાય, નાતજમણો કરી શકાય, બેટા–બેટીનાં લગ્નો કરી શકાય–એ માટે આ સુંદર, કલ્યાણકારી માનવતાનો ભોગ ?' એ પોકાર બળવાન હતો. એની સામે એકેય સૂર ન ઊઠી શક્યો. અનંતને ફરી પોતાની જાતે પ્રત્યે ધિક્કારની લાગણી પ્રગટી આવી.

'પણ હવે શું થાય, ?' અનંત ગણગણ્યો. 'શરીર તો તૂટી ગયું. હવે બચીશ જ નહિ. હારેલા નહિ પણ નાસી ગયેલા બારૂ સૈનિકની પેઠે મારે મરવાનું,' અનંતને શરમ થવા લાગી 'રામપુર જઈને યે શું કરું ?'

અનંત વિચારોમાં ઝૂલતો હતો ત્યાં દિનુભાઈ આવ્યા. દિનુભાઈના હાથમાં કવર હતું. અનંત જોયું. અનંત સમજ્યો કે પિતાશ્રીનો કાગળ હશે. એને કંટાળો છૂટયો.

કાગળ પિતાશ્રીનો જ હતો. અનંતની માંદગી વિષે એમને ગોરધનદાસ શેઠે લખ્યું હતું એટલે ફરિયાદ અને ચિંતા હતી.

. અંતમાં લખ્યું હતું કે તુરત જ તારથી ખબર આપજે અને તાર નહિ આવે તો પોતે મુંબઈ આવશે.

અનંતે કાગળ વાંચી એક બાજુએ મૂકયો.

'પિતાશ્રીનો કાગળ છે ?' દિનુભાઈએ ધીમેથી પૂછયું

અનંતે હા પાડી અને કાગળ વાંચવા માટે આપ્યો દિનુભાઈએ કાગળ વાંચી તુરત જ કહ્યું:

'હું અત્યારે તાર કરી દઉં છું.'

'ના ના, ન કરશો.' અનંત વિચારમાં જ હોય એમ બોલ્યો.

'અહીં આવવા દેવા છે ?'

અનંત વળી વિચારમાં પડયો.

'હું તાર કરું છું કે તબિયત ચિંતાજનક નથી પણ તમે આવો; દેશમાં આવવાની જરૂર છે.' દિનુભાઇએ કહ્યું.

અનંતે આનાકાની કરી પણ દિનુભાઇએ આગ્રહ જારી રાખ્યો. અને અનંતની અધીં હા લઈ તેઓ તાર કરવા ગયા.

અનંતને હવે પિતાશ્રીની રાહ જોવાની હતી એટલે એ જ વિચારો આવવા લાગ્યા. 'મારે લાગણીવશ નહોતું થવું જોઈતું...પિતાશ્રીનો શો દોષ? એ તો એમ જ કહે. એમની ઇચ્છા પ્રમાણે કરાવવાના પ્રયત્નો કરે...અને બાને પણ ક્યાંથી સમજાય! એમનું મૃત્યું દૈવાધીન ગણાય... કમળા–કુસુમનું ભાવિ મારાથી ક્યાં સુધરી શકે એમ છે?' રાજકોટમાં હજાર વખત વિચારેલા સવાલો નવા ને નવા રૂપે પાછા જન્મ પામવા લાગ્યા.

''પણ પિતાશ્રીની સેવાનો ઇન્કાર કેમ થઇ શકે? અને કરજનો પણ?' પ્રશ્ન અનુત્તર રહ્યો.

અનંત વિચારતો હતો ત્યાં દિનુભાઈ આવ્યા.

'બીજા કોઈને ખબર આપવા છે?' એમણે આવતાં જ પૂછ્યું.

'બીજા કોને?' અનંત વિચારવા લાગ્યો, વિનુ યાદ આવ્યો, કાન્તા પણ યાદ આવી. 'વિનુને જણાવું. મારા હજાર દોષો ભૂલી જાય એવો એ ઉદાર છે...પણ બોલાવીને શું કરું? એક ક્ષણમાં વિચારો આવી ગયા. એણે માથું હલાવીને દિનુભાઇને ના કહી.

દિનુભાઈ અનંતને થોડો મોસંબીનો રસ પાઈ બહાર ગયા. અનંત વળી વિચારમાં પડ્યો. 'વિનુને બોલાવું. એની હાજરી મને શાંતિ આપશે...કાન્તાને તો કેમ બોલાવાય! એ શાની આવે?' અનંતને અચાનક યાદ આવ્યું હોય એમ એ ચમક્યો. 'એનું શું થયું હશે? લગ્ન થઇ ગયું હશે? મેં...મેં...' અનંત પથારીમાં ધ્રુજવા લાગ્યો. 'એને મેં વચન આપ્યું હતું. મારા વિશ્વાસે રહી હશે?'

કાન્તાની મુખમુદ્રા દેખાવા લાગી. રોષભરી આંખો અને ઉગ્ર વદન જોઈ અનંત ડરી ગયો. એણે હાથેથી આંખો દાબી એ દૃશ્ય ભૂંસ્યું.

દસ નહિ પણ બાર વાગ્યા છતાં અનંતને તાવ ન ચડ્યો. અનંતને એ ખ્યાલ જ નહોતો. ઘડિયાળમાં એક પછી એક જ્યારે બારના ટકોરા થયા ત્યારે અનંતને ભાન આવ્યું. તાવ નહોતો એમ જણાયું. પણ અશક્તિ તો ખૂબ જ હતી. આવતી કાલે રાત્રે પિતા આવશે. એ ખ્યાલે એને ચિંતા થવા લાગી. કંઈક એમ થવા લાગ્યું કે પિતા પોતાને હજીયે વધુ મારી નાખશે.

અનંતને વિનુની જરૂર જણાવા લાગી. 'બસ બોલાવું જ, એ મને જરૂર બચાવશે.' એમ થવા લાગ્યું. 'ના, ના, મારો તિરસ્કાર કરે જ નહિ. એ તો દરિયાવદિલ છે...એને કેવું લાગશે?...મારામાં પ્રાણ જ નહિ લાગે. પ્રાણહીન અનંતને જોઈ એને કેવો આઘાત લાગશે?' અનંતની નજર સામે વિનુની પ્રતિમા આવી. આંખથી અમી વર્ષાવતો એને બોલાવતો હોયને! અનંતની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં. એણે બૂમ મારી: 'દિનુભાઈ!'

દિનુભાઈ દોડતા આવ્યા, 'કેમ?'

'વિનુને તાર કરોને! એ જલદી આવે.'

દિનુભાઈ અનંતના દર્દભર્યા વદન સામું જોઈ રહ્યા.

'જાઓ ને!' અનંતના અવાજમાં અત્યંત કારુણ્ય હતું.

દિનુભાઈ મૂંગે મોંએ પાછા વળ્યા અને તાર કરવા ગયા.

[ ૪૪ ]

## મિલન

કાન્તા અમૃતપુર જઈને આવી. અમૃતપુર રામપુરથી બાર માઈલ છેટું હતું. રામપુર જેવડું જ ગામ હતું. જે રામપુરના પ્રશ્નો એ જ અમૃતપુરના પ્રશ્નો હતાં. ત્યાં એક ઊણપ હતી. રામપુરની શોભા જ નહિ પણ રામપુરમાં જીવન પૂરનારી બાદર નદી અમૃતપુરના આંગણામાં નહોતી. ત્યાં પાણીનું તો ભારે દુ:ખ હતું. રામપુરની પેઠ ત્યાં વૃક્ષોનાં ઝૂંડ નહોતાં. છતાં કાન્તાએ એ જ સ્થળ પ્રસંદ કર્યું; એક જ મમતાથી-ત્યાંથી એ જેલમાં ગઈ હતી, ત્યાંથી એણે રાષ્ટ્રીય જીવનનું અમૃત પીધું હતું, ત્યાં એણે મરીને રાષ્ટ્રની સંજીવની થવાનાં સ્વપ્નાં સેવ્યાં હતાં.

વિનુ તો એની પસંદગીથી ખુશ થયો. સુમન અને ચંદ્રાને વિનુએ ચંદનપુર સૂચવ્યું. એમણે પસંદ કર્યું અને ત્યાં થાણું નાખ્યું. સુમનનાં બા તો ન જ આવ્યાં. સુમને ખૂબ આજીજી કરી પણ ન આવ્યા. છેવટે એમણે એટલું કહ્યું, ' કાકા સાથે નહિ ફાવે તો તારા બાપાનો ભાગ લઈ નોખી રહીશ ને ધર્મધ્યાન કરીશ.' સુમનને એટલો સંતોષ હતો કે એણે ધાર્યું હતું તેટલું દુ:ખ બાને નહોતું લાગ્યું. ચંદ્રાને ભાવનગર છોડવું ગમ્યું નહિ. સુમનની વાતનો આગ્રહપૂર્વક એણે ઇન્કાર કર્યો પણ સુમન પોતાની વાતને વળગી રહ્યો એટલે છેવટે એ તૈયાર થઈ ગઈ. સુમનની ઇચ્છા રામપુરમાં જ બેસવાની હતી. એ ત્યાંથી જ પકડાયો હતો પણ વિનુએ એને સમજાવ્યો અને ચંદનપુર સોંપ્યું.

અમૃતપુર અને ચંદનપુરના થાણાં નક્કી કર્યાં પછી છૂટાં પડવા માટે જ ચંદ્રા, સુમન અને કાન્તા રામપુરમાં આવ્યાં હતાં. કામની વાતો કરતાં કરતાં વિનુએ કહ્યું. ‘હવે અનંતને કાગળ લખશો?’

‘જરૂર’ કાન્તા સંમત થઈ.

‘તો આજે જ લખી નાખો. હું પણ થોડું લખું. સુમન પણ કૈંક લખશે.’

કાન્તા ત્યાંથી ઊઠી, એક બાજુ કાગળ લખવા બેઠી. કાગળ ઉપર ‘પ્રિય અનંતભાઈ’ લખી શું લખવું એના વિચારમાં પડી.

વિનુ અને સુમન અનંતની વાત કરવા લાગ્યા. વાત કરતાં કરતાં વિનુની નજર સામેની શેરી ઉપર પડી. સ્ટેશનનો ખેપિયો ઉતાવળો ઉતાવળો આવતો હતો. વિનુ સહેજ ચમક્યો. સુમનનું પણ ધ્યાન ખેંચાયું. ખેપિયાએ આવી તારનું પરબીડિયું કાઢી વિનુના હાથમાં મૂક્યું. કાન્તાની નજર પડતાં કાગળ પડતો મૂકી એ પણ એકદમ આવી.

બધાના અનેક સંકલ્પ–વિકલ્પ વચ્ચે વિનુએ તાર ફોડ્યો. તાર વાંચી એણે સુમનના હાથમાં મૂક્યો. સુમને કાન્તાને આપ્યો. ત્રણેયનાં મોં ઉપર ખેદની છાયા પથરાઈ ગઈ. એકાદ મિનિટ તો કાંઈ સૂઝ્યું જ નહિ. ગામમાં તારની ખબર પડતાં માણસો ચોરા તરફ આવવાં લાગ્યાં. રામપુરમાં આ પહેલો જ તાર હતો.

થોડી વારમાં સૌએ અનંતની માંદગીના સમાચાર જાણ્યા. સાંભળનાર તમામ શોકમાં ડૂબી ગયાં. વિનુએ એકઠા થયેલા લોકોને દૂર જરા દૂર ખસવા કહ્યું અને કાન્તા તરફ જોઈ બોલ્યો:

‘ત્યારે હું જાઉં છું.’

‘હું પણ આવું?’ કાન્તા દુઃખભરી આતુરતાથી બોલી.

‘ભલે.’ વિનુએ સુમન તરફ પણ જોયું.

સુમન વિનુનો ભાવ સમજ્યો. એ એમ પણ સમજ્યો કે બધાંએ દોડવાની જરૂર નથી.

'તમે આવશો ત્યાં સુધી હું અહીં જ રહીશ. અનંતને જરા ઠીક હોય તો અહીં જ લઈ આવજો.'

વિનુ કંઈ પણ બોલ્યા વિના તુરત તૈયાર થયો. કાન્તા તૈયાર જ હતી.

'આપણે માંડ માંડ પહોંચીશું હો!' વિનુ ચોરાથી નીચે ઊતરતાં બોલ્યો.

કાન્તા પણ નીચે ઊતરી. ગામલોકોને અને સુમનને ચિંતામાં મૂકી ઉતાવળે પગલે તેઓ સ્ટેશન તરફ ચાલ્યાં.

અનંતની ગંભીર માંદગીએ વિનુનું સ્થિર હૃદય ડોલાવી નાખ્યું. અનંત મુંબઈ ગયો એથી કાન્તાના હૃદયમાં રોષની એક ચિનગારી પ્રગટી હતી તે બુઝાઈ ગઈ. અનંતના તારે એની છાતીમાં મમતા અને કરુણા ભરી દીધાં.

મૂગાંમૂગાં બંને ગાડીમાં બેઠાં. ગાડી આજે ધીમે ચાલે છે એમ બંનેને લાગવા માંડ્યું. ગત્રે બંનેએ બેઠક ઉપર લંબાવ્યું હતું પણ કોઈએ એક ક્ષણ પણ ઝોંપ લીધી નહોતી. વહેલી સવારે ગાડી વીરમગામ પહોંચી. ત્યાં ગાડી બદલવાની હતી. ખિન્ન વદને કાન્તા અને વિનુ નીચે ઊતર્યાં. વિનુની નજર અચાનક પોતાથી થોડાં જ ડગલાં આગળ દોડતા, લથડિયાં ખાતા જતા હોય એવા અમુભાઈ ઉપર પડી. વિનુએ કાન્તાનું ધ્યાન ખેંચ્યું. બંને એ તરફ વળ્યાં. અમુભાઈ એક ડબ્બામાં બેસવા જતા હતા ત્યાં વિનુ અને કાન્તા પહોંચી ગયાં. ત્રણેની આંખો મળી. આંખોએ જ એક બીજાની સ્થિતિ કહી દીધી.

ગાડીમાં બેઠા પછી અમુભાઈએ કહ્યું:

'મને એણે લખ્યું જ નહિ. આટલી બધી માંદગી હશે એવું તો મને સ્વપ્નુંય નહોતું.'

'તમને કશા સમાચાર જ નહોતા? તમને પણ અમારી પેઠે કાલે જ તાર મળ્યો?' વિનુએ આશ્ચર્યથી પૂછ્યું.

'ત્રણ દિવસ પહેલાં શેઠનો કાગળ હતો. પણ એમાં તો તાવ આવે છે એટલા જ સમાચાર હતા. પણ મારું હૈયું કેમનું હાથ રહે! મેં તુરત કાગળ લખ્યો અને તારથી જવાબ માગ્યો.'

'અરે એને મુંબઈ મોકલવો જોઈતો નહોતો.' થોડી વાર રહી દબાયલા સ્વરે અમુભાઈ બોલ્યા. 'એનું મન જ નહોતું, પછી એ મુંબઈ કેમ રહી શકે!'

કાન્તાને પિતૃહૃદયનાં દર્શન થતાં પોતાના પિતા યાદ આવ્યા.

મુંબઈ પહોંચતાં સુધી બહુ ઓછી જ વાતો થઈ. સ્ટેશન ઉપર દિનુભાઈ આવ્યા હતા. વિનુએ એમને ઓળખ્યા. દિનુભાઈ વિનુને ભેટી પડયા. કાન્તા પણ દિનુભાઈને ઓળખતી હતી. દિનુભાઈ એના તરફ જોઈ રહ્યા.

'અનંતને કેમ છે?' વિનુએ તુરત જ પ્રશ્ન કર્યો.

'કાલે તમને તાર કર્યા પછી તાવ જ નથી આવ્યો,' દિનુભાઈ સહેજ આનંદ પામતા બોલ્યા. 'નબળાઈ ખૂબ આવી ગઈ છે. શરીર તો તમે ઓળખી ન શકો એટલું ક્ષીણ થઈ ગયું છે.'

બહુ વાતો ન કરતાં બધાં મોટરમાં બેસી દિનુભાઈના બંગલે આવ્યા. અમુભાઈએ દિનુભાઈનો બંગલો જોઈ એમના તરફ કૃતજ્ઞતા-ભરી નજરે જોયું. વિનુ, કાન્તા અને અમુભાઈ અનંતના ક્ષીણ દેહને કલ્પનામાં જોતાં એના ઓરડામાં આવ્યાં.

અનંત જાગતો હતો. પિતાશ્રીને અને વિનુને ઓરડામાં પ્રવેશતા જોયા. આંખો સહેજ હસી. વિનુની પાછળ કાન્તાને પ્રવેશતી જોઇ અનંતની આંખો ફાટી રહી. 'કાન્તા!' અનંતના આશ્ચર્યનો પાર ન રહ્યો.

[ ૪૫ ]

## એક પલટાની કથા

થોડીક ક્ષણો એમ ને એમ બેસી રહ્યા પછી વિનુ ઊઠયો. એણે આંખથી કાન્તાને પણ ઊઠવા કહ્યું. અમુભાઈ જરા સ્વસ્થ થઈ બેઠા. અનંત પણ સ્વસ્થ થયો. પિતા-પુત્ર વચ્ચે વાતો શરૂ થઈ:

'મને કાગળ તો લખવો હતો ?'

'કાગળમાં શું લખવું ? નાહક તમને ચિંતા થાય !'

'પણ આમ અચાનક તાવ કેમ આવી ગયો ?'

'અચાનક કાંઈ નથી આવ્યો. શરીરનો કાંઈ વાંક છે ? મેં એના ઉપર જુલમ કરવામાં કાંઈ બાકી રાખ્યું છે ?'

અમુભાઈને અનંતના કહેવાનો ભાવાર્થ ન સમજાયો.

'જે દિવસથી ઘેર આવ્યો છું તે દિવસથી ઊંઘ અને અનાજ વસમાં થઈ પડયાં છે. બાપુજી ! તમે દુ:ખી ન થશો.. મારી માંદગીનું કારણ હું જાણું છું.'

અમુભાઈ ભયભીત ચહેરે અનંત તરફ જોઈ રહ્યા.

'એટલે તો મેં મારે સગે હાથે જ તને માંદો પાડયો ને !' માંડ માંડ અમુભાઈ બોલી શક્યા.

અનંતને લાગ્યું કે એણે પિતાને દુભવ્યા. અમુભાઈના મોં સામે જોતાં એને લાગી આવ્યું. થોડીવાર સુધી બંનેમાંથી કોઈ બોલ્યું જ નહિ.

'હવે શું કરવું છે? કાલ રાજકોટ જાશું?' અમુભાઈ બોલ્યા.

'રાજકોટ?' અનંત વિચારવા લાગ્યો. ક્યાંક જવાનું તો હતું જ. 'રાજકોટ કે રામપુર?' એના મનમાં ગડમથલ થવા લાગી.

'હા, દેશની હવાથી આરામ થઈ જશે.'

'પણ રાજકોટમાં...' અનંત જરા અટક્યો. અમુભાઈ ઉત્સુકતાપૂર્વક સાંભળી રહ્યા. 'મને રાજકોટમાં શાંતિ નહિ મળે. રામપુર જાઉં તો?'

'રામપુર?' અમુભાઈ ચોંક્યા.

'હા.' અનંત વિચારમાંથી જાગૃત થતો હોય એવા ગંભીર સ્વરે બોલ્યો.

'ત્યાં શું સગવડ મળે? નાના ગામમાં ડૉક્ટર વૈદ તો હોય નહિ.' થોડીવારમાં સ્વસ્થ થઈ અમુભાઈ બોલ્યા.

'મને ડૉકટરની જરૂર નહિ પડે. રામપુરમાં હું સાજો થઈ જઈશ.'

'પણ...રામપુર નહિ.' અમુભાઈના અવાજમાં ભય સ્પષ્ટ હતો.

'તો હું સાજો નહિ થાઉં.'

અમુભાઈની આંખો ફાટી રહી. 'તો હું સાજો નહિ થાઉં!' મનમાં પડઘો પડ્યો અને કલ્પનાની પરંપરા ખડી થઈ.

'તો તું કહે તેમ કરીએ.' આઘાત પામેલા હૃદયે અમુભાઈ બોલ્યા.

કાન્તા અને વિનુ બાજુનાં જ ઓરડામાં હિનુભાઈ સાથે વાત કરતાં કરતાં બેઠાં હતાં. પિતા–પુત્રની વાતો ત્યાં સંભળાતી નહોતી પણ હવામાં સ્વરો ઊડતા હતા એથી લાગણીઓની અથડામણ તેઓ કલ્પી શકતા હતા.

ત્યાં પણ એ જ વાતો ચાલતી હતી.

'હમણાં આપણે એની પાસે બીજી એક પણ વાત ન મૂકવી. તેમ કશુંય પૂછવું પણ નહિ.' વિનુ બોલતો હતો.

'અત્યારે તો રામપુર જ લઈ જઈએ. ત્યાં એ થોડા દિવસમાં જ સાજો થઈ જશે.' દિનુભાઈ બોલ્યા.

'અનંતભાઈને એ જ દરદ છે. બિચારા ખૂબ વલોવાયા હશે.' કાન્તા બોલી.

'હું એનો ઇતિહાસ જાણતો નથી પણ છેલ્લા અઠવાડિયાથી હું જોઈ રહ્યો છું કે કે એના ચિત્તને શાંતિ નથી. મને જાણવાની ખૂબ ઇચ્છા હતી પણ મેં મારા મનને બળાત્કારે રોકયું છે, જુવાનોને કેવાં મંથનો ભોગવવાં પડે છે!' દિનુભાઈ છેલ્લું વાકય વેદનાપૂર્વક બોલ્યા.

'એ તો પહેલેથી જ સેવેલી ભાવનાવશતાનું પરિણામ છે.' વિનુ ધીરે સ્વરે બોલ્યા.

'ના, વિનુ! આપણા કૌટુમ્બિક પ્રશ્નો જ એવા છે કે મૂંઝવી નાખે. માતા પિતાની લાગણીઓ ભલે ઝીલવા જેવી ન હોય પણ એનો સ્પર્શ તો થાય જ છે! અને આપણે સત્ય માટે જ મથતા હોઈએ છીએ એટલે મંથન વિના આરો જ નથી રહેતો.'

'દિનુભાઈ!' કાન્તા વચ્ચે બોલી, 'તમે વિલાયત જવાના હતા ને!'

'હા.' દિનુભાઈ જરા હસ્યા 'જવાનો તો હતો પણ વળી રહી ગયો.'

'સુશીલાબેન કયાં છે?' વિનુએ પૂછ્યું.

'તમે કદાચ નહિ જાણતા હો.' દિનુભાઈના મોં ઉપર સ્મિત ફરકયું. 'સુશીલા અને હું લગ્નગ્રંથીથી જોડાયાં. સુશીલા સુરત છે. અમે બંનેએ સુરત જિલ્લામાં કામ નક્કી કર્યું છે.' વિનુ અને કાન્તાને માટે આ આનંદજનક સમાચાર હતા.

'પણ તમે વિલાયતનો વિચાર કેમ ફેરવ્યો?' કાન્તાએ ફરી પૂછ્યું.

'મેં નથી ફેરવ્યો, સુશીલાએ ફેરવ્યો છે. આટલો બધો સમય મેં વિલાયત જવાની ગડમથલમાં જ કાઢ્યો. કાન્તાબેન! જેલમાંથી આવ્યા પછી ઉપદેશ અને સલાહ આપનારાઓનાં તો ટોળાં ઊલટી પડયાં હતાં, મને રાષ્ટ્રકાર્યમાં જોડાવાની સલાહ આપનારાઓ પણ હતા. પણ એ તો જુજ. મોટે ભાગે તો આગળ ભણવાની અથવા 'લાઈનસર' થવાની જ સલાહો મળી. પિતાનો આગ્રહ હતો કે મારે બેરિસ્ટર થવું...'

'તમને પણ પિતા જ આડે આવ્યા હતા' કાન્તા હસતાં હસતાં વચ્ચે બોલી.

'પિતા શું આડા આવે? મને પોતાને જ બીજું કાંઈ સૂઝતું નહોતું. લડત ગઈ, લડતનો રંગ ગયો, વાતાવરણમાં નિષ્ક્રિયતા વ્યાપી ગઈ, એ નિરાશાની અસરમાંથી હું બાદ ન રહી શકયો. મનમાં સ્વપ્નાંઓ તો મોટાં ઘડેલાં. એ બધાં સ્વપ્નો મહત્વાકાંક્ષાના રૂપમાં ફેરવાઇ ગયાં અને પછી તો એમ જ થવા લાગ્યું કે બેરિસ્ટર થઈ આવું, પરદેશ જઈ આવું તો જ સારી રીતે સેવા થઈ શકે. કાન્તાબેન! એક વખત મન થયું પછી બિચારી બુદ્ધિ ગુલામ બની એનું સમર્થન કર્યા જ કરે, મને સાચી દલીલો નહોતી ગમતી એમ નહિ. મન મૂંઝવનારાઓ પણ ઘણા મળતા. પણ બોલવામાં કે બુદ્ધિની પટ્ટાબાજી ખેલવામાં હું કયાં પાછો પડું એવો હતો! હું ઘણાખરાને તો લગીર વારમાં ચૂપ કરી દેતો.'

વિનુ વાત સાંભળતો હસવા લાગ્યો. કાન્તાને પણ દિનુભાઈની વાત રસિક લાગી.

'પણ સુશીલાએ મને હરાવી દીધો. તમે જાણો છો કે અમારી મૈત્રી તો બહુ જૂની–લડત પહેલાંની–છે. એની એક જ દલીલ હતી અને તે દલીલનો જવાબ આપવામાં મારી જીભના લોચા વળતા હતા. એ કહેતી કે 'આ બધું વિચારવાનો હવે સમય જ નથી. લડાઈ હજી

ચાલે છે. અને ત્યાં સુધી આપણાથી મેદાન છોડાય જ નહિ.' હું દલીલ કરતો કે 'એ બધી ભાવનાની પોલી વાતો છે. આપણામાં જ્ઞાન અને શક્તિ વધે તો સેવા વધુ થઈ શકે.' સુશીલા તુરત જવાબ આપતી, 'આ પાંચ વરસમાં તમને કોઈ દિવસ ઊણપ ન લાગી?' હું જવાબ આપતો: 'જાગ્યા ત્યાંથી સવાર' પણ મારું હૃદય તો એ જવાબનો અસ્વીકાર જ કરતું.'

'કાન્તાબેન!' દિનુભાઈનો અવાજ ધીર ગંભીર બન્યો. 'માણસ પોતાની જાતને કેવી અજબ રિતે છેતરે છે! દુનિયામાં જ્ઞાનની ઊણપ તો સદૈવ રહેવાની જ છે. અને જ્ઞાનનો ઉપયોગ શું? જ્ઞાનનો ઉપયોગ જનકલ્યાણ હોય તો એ મહાન હેતુની જ અવગણના કરવી એના જેવી આત્મવંચના કઈ? મારે સેવા માટે જ્ઞાન જોઈએ; પણ એટલું જ્ઞાન તો મારી પાસે હતું. દેશનાં દુઃખનાં કારણો તો હું જાણતો હતો. શાને લઈને આજે ભૂખમરો પ્રવર્તે છે, શાને લઈને આપણે પ્રતિદિન ક્ષીણ થતા જઈએ છીએ તેની મને સમજણ હતી. રાષ્ટ્રદેહને કોરી ખાતા સામાજિક કુરિવાજો અને ધાર્મિક વહેમોનો મને ખ્યાલ હતો. હિંદુ મુસલમાનોમાં વ્યાપેલા ઝેરની મને ખબર હતી. અસ્પૃશ્યતા મહા પાતક છે અને એને દફનાવ્યા વિના રાષ્ટ્રનો આત્મા શુદ્ધ ન થઈ શકે એનું મને બરાબર ભાન હતું પણ મારે તો બૅરિસ્ટરનું આભૂષણ પહેરવું હતું. મારા મોં ફરતું વિલાયતનું તેજવર્તુલ ગોઠવવું હતું.'

વિનુને લડત સમયના દિનુભાઈ સાંભર્યા. અવાજમાં એટલો જ રણકાર હતો એમ વિનુને લાગ્યું.

'અને હું કાંઈ સુશીલાની દલીલો માત્રથી જ થોડો સમજી જાઉં એવો છું! એ દલીલોની પાછળ સુશીલાનું હૃદય હતું અને એ હૃદયની મારે મન બહુ કિંમત હતી.' દિનુભાઈએ લાગણીપૂર્વક છેલ્લા શબ્દો ઉચ્ચાર્યા.

'પિતાશ્રીને તો ખૂબ દુ:ખ થયું હશે!' દિનુભાઈ શાંત થયા એટલે વિનુ બોલ્યા.

'દુ:ખ તો થયું છે. પણ અત્યારે પહેલી સ્થિતિ–રોષ પ્રવર્તે છે.' દિનુભાઈ હસ્યા 'મને કહે છે કે 'તું પાછો સેવા કરવા ચાલ્યો જઈશ તો હું તને મિલકતમાંથી એક પાઈ પણ નહિ આપું.' મેં તો એમને ખૂબ વિનયપૂર્વક કહ્યું છે કે 'મારે મિલકત જોઈતી પણ નથી. અને કોઈ દિવસેય મને તમારી મિલકત મળશે તો હું એને રાષ્ટ્રધન સમજી મહાસભાને ચરણે મૂકી દઈશ.'

કાન્તા દિનુભાઈની ખુમારી ઉપર ખુશ થઈ ગઈ. પિતાની મિલકતનું પોતે શું કરવું એ એને સમજાઈ ગયું.

'આપણે હવે અમુભાઈને સમજાવશું.' વિનુ થોડીવાર રહીને બોલ્યો.

'હા, એમને આપણે સમજાવીએ કે અત્યારે તો તમે પણ ભલે રામપુર આવો. અનંત સાજો ન થાય ત્યાંસુધી એની લાગણી દુ:ખાય એવું કાંઈ કરવાનું નથી.' દિનુભાઈ બોલ્યા.

ત્રણે ય મિત્રો ત્યાંથી ઊઠી અનંતના ઓરડામાં આવ્યા. અનંત ખુલ્લી આંખે પથારીમાં પડ્યો હતો અને અમુભાઈ ચિંતાતુર ચહેરે સામેની ખુરશી ઉપર બેઠા હતા. કાન્તા, વિનુ અને દિનુભાઈ કાંઈક પ્રયત્નપૂર્વક હસતાં હસતાં ત્યાં પડેલી ખુરશી ઉપર બેઠાં-



[ ૪૬ ]

# રામપુરના માર્ગે

દિનુભાઈએ વાતાવરણમાં ગમગીની દૂર થાય એ માટે યુક્તિપૂર્વક થોડીક આનંદની વાતો કરી. લગભગ દસ વાગ્યા સુધી બધાં અનંત પાસે બેઠાં. અનંતને ખૂબ આરામ આપવાની જરૂર હતી એટલે એને નિદ્રા લેવાનું કહી દિનુભાઈએ બધાંને ઊઠવાનું સૂચવ્યું.

અમુભાઈ, વિનુ અને કાન્તા બીજા ઓરડામાં ગયાં. દિનુભાઈ પણ અનંતને દવા પાઈ ત્યાં આવ્યા. થોડીવાર બેઠા પછી એમણે જ વાત શરૂ કરી:

'ત્યારે હવે સવારની ગાડીમાં જ જવું છે ને?'

'હા, જેટલું વહેલું જવાય તેટલું સારું,' અમુભાઇ તરફ જોઈ વિનુ બોલ્યો. 'આપ પણ રામપુર જ આવો.'

અમુભાઈ આ વાતાવરણથી અકળાયા. એમનો પોતાનો પક્ષ ખેંચે એવું ત્યાં કોઈ નહોતું. તેઓ માંડ માંડ બોલ્યા:

'રાજકોટ આવે તો શો વાંધો છે?'

'વાંધો કંઈ નથી પણ અનંતને રામપુરમાં વધુ આરામ લાભશે' વિનુએ જવાબ આપ્યો.

'જુઓ અમુભાઈ,' દિનુભાઈ જરા આગળ આવી બોલ્યા.

'અનંતને બીજો કશો રોગ જ નથી. ડૉક્ટર કહેતા હતા કે અત્યંત માનસિક પીડા, ભૂખ અને ઉજાગરાનું આ પરિણામ છે. તમે એટલું તો માનશો જ કે આ બધું રાજકોટ આવ્યા પછી એને થયું છે.'

અમુભાઈને શો જવાબ આપવો તે સૂઝ્યું નહિ.

'એમાં આપનો દોષ નથી. આપ તો અનંતના હિતમાં જ રાજી હો, પણ અમારાં હૃદય એવાં થઈ ગયાં છે કે અમે ઘેર શાંતિ પામી શકતાં જ નથી.'

'એટલે હવે અનંત રામપુર જ રહેશે?' અમુભાઈ દુઃખિત સ્વરે બોલ્યા.

'એ તો અનંત સાજો થયા પછી પોતે જ નક્કી કરશે, પણ હું તો કહું છું કે રામપુર રહે એમાં જ એનું શ્રેય છે અને તમને પણ અંતે એમાં જ શાંતિ છે.' હિતુભાઈએ જવાબ આપ્યો.

'અમુભાઈ!' વિનુ ગંભીર સ્વરે બોલ્યો. 'અનંત ઘેર રહી ગયો અને મુંબઈ આવ્યો એ જ ન બનવા જેવું બની ગયું છે. એનું હૃદય એટલું વિશાળ છે કે નાનકડા કુટુંબથી એને સંતોષ થાય જ નહિ. હું કહું છું કે આપ પણ રામપુર આવો. રામપુરમાં આપને અનુપમ શાંતિ મળશે. અનંત અને અમે બધા તમારા પુત્રો જ છીએ. આપ ત્યાં રહેશો એટલે અનંતને પણ વ્યાધિ નહિ રહે અને આપને ચિંતા નહિ રહે.'

અમુભાઈને આ વસ્તુ ગળે ઊતરે એમ નહોતી. એમની પાકટ બુદ્ધિએ એટલું જોયું કે આમની સાથે ચર્ચા કરવી નકામી છે. અનંતની માંદગીથી એમનું હૃદય ચિરાયું હતું અને એમણે જોયું કે અનંતને સાજો કરવો હશે તો રામપુર લઈ જ જવો પડશે. થોડીક વાતચીત પછી એમણે સંમતિ દર્શાવી.

વિનુ, હિનુભાઈ કે કાન્તાને એમની સંમતિથી સંતોષ ન થયો; પણ બીજો ઈલાજ નહોતો. સવારે જવાનું ચોક્કસ કરી બધાં સૂવાની તૈયારી કરવા લાગ્યાં. સૌની ઈચ્છા અનંત પાસે સૂવાની હતી; પણ હિનુભાઈએ આગ્રહપૂર્વક પોતે જ ત્યાં સૂવાનું રાખ્યું.

એકાદ કલાક વીત્યો. અમુભાઈ બિચારા ઊંઘી ગયા. વિનુને ઊંઘ નહોતી આવતી. કાન્તા પણ જાગતી જ હતી. વિનુ પથારીમાંથી ઊઠી અનંતના ઓરડામાં આવ્યો. કાન્તાએ વિનુને ઊઠતાં જોયો પણ સમજણપૂર્વક એ ઊઠી નહિ. વિનુ અનંતના પલંગ પાસે ઊભો રહ્યો. અનંત ઘસઘસાટ ઊંઘતો હતો. સામેની દીવાલ પાસેના પલંગ પર થાક અને ઉજાગરાથી ઢગલો થયેલા હિનુભાઈ સૂતા હતા.

વિનુ અનંતના મોં સામે જોઇ રહ્યો. કંઈ કંઈ લાગણીઓ અનુભવતો ત્યાં જડાઈ ગયો હોય એમ લગભગ પા કલાક સુધી ઊભો રહ્યો. પ્રબળ ઇચ્છાશક્તિ ધરાવનાર વિનુ પોતાની લાગણીને ન રોકી શકયો. ધીમે રહીને એણે અનંતના કપાળ ઉપર હાથ મૂકયો. અનંતનું કપાળ સહેજ ગરમ હતું. વિનુએ જોયું કે અનંતને તાવ ચડવાની તૈયારી છે. એણે તુરત જ હાથ પાછો ખેંચી લીધો. અનંતની ઊંઘમાં ખલેલ ન જ પહોંચાડવી જોઈએ એમ એને લાગ્યું.

વિનુ પાછો ફર્યો; પણ એને ઊંઘ તો આવતી જ નહોતી. હિનુભાઈને ઉઠાડવાની ઇચ્છા થઈ. એમની પાસે ગયો પણ એ તો ગાઢ નિદ્રામાં પડયા હતા. વિનુ પોતાની પથારી પાસે આવ્યો. એકાદ ક્ષણ વિચાર કરી પથારીમાં બેઠો. બાજુમાં અમુભાઈ સૂતા હતા. વિનુને એમના પ્રત્યે દયા આવી. 'બિચારા એ પણ કેવા દુઃખી થાય છે!' વિનુના મનમાં વિચાર આવ્યો.

વિનુ સૂતો, સવાર સુધી પથારીમાં પડયો રહ્યો. એને ઊંઘ ન જ આવી. દરરોજ એ ત્રણ વાગે ઊઠતો, આજે ત્રણેક વાગે ખૂબ વિચારને લઈ એને માથું ભારે લાગવા માંડયું. વિનુએ મનમાં પ્રાર્થના કરવા

માંડી. વિનુની પ્રિય પ્રાર્થના 'न त्वहं कामये राज्यं...' બોલતાં એને પોતાના ધર્મનું સ્મરણ થયું. દુઃખથી તપેલા લોકોનું સ્મરણ થતાં એના દિલમાં અનુકંપા પ્રગટવા લાગી. પોતે એક ધ્યાને, એક ચિત્તે રામપુરની સેવામાં મચ્યો હતો તે બદલ સંતોષ થયો. વિનુ ભક્તહૃદયી હતો, એણે પોતાની સ્થિરતા માટે પ્રભુનો પાડ માન્યો. પ્રાર્થનાથી મન હળવું થયું, દિનુભાઈના બંગલામાં દરિયાની મીઠી લહર આવતી હતી એથી માથું ઊતરી ગયું. વિનુને ચિત્તમાં અપૂર્વ શાંતિ જણાવા લાગી.

સવાર સુધી વિનુ જાગતો પડયો રહ્યો. સવાર સુધી એણે અનંતના, અમુભાઈના, કાન્તાના, સુમનના, દિનુભાઈના—એમ વિચારો કર્યા. પણ એ બધા વિચારોની આરપાર એક દોરો પરોવાયેલો હતો. પીડિતોની પીડા દૂર કરવાની મનોભાવના એના પ્રત્યેક વિચારમાં વ્યાપેલી હતી. વિનુએ પ્રાર્થના કરી એની લાગણીઓને વધુ શુદ્ધ કરી અને એ લાગણીઓનો પ્રવાહ પીડિતોની પીડા હરે એવી ભાવના ભાવી.

સવારે વિનુએ જ સૌને ઉઠાડયા. કાન્તાએ એને ખબર આપ્યા કે પોતે મોટી રાત સુધી જાગતી હતી અને વિનુ અનંત પાસે ગયો તે એણે જોયું હતું. વિનુ સહેજ હસીને બોલ્યોઃ

'મને તો આખી રાત ઊંઘ જ ન આવી. તમે કયારે સૂતાં?'

'કંઈ યાદ નથી. તમે પથારીમાં બેઠા હતા ત્યાં સુધી તો હું જાગતી હતી.

'આજ રાતે મને બહુ વિચારો આવ્યા. તમે આવ્યા ત્યારથી મને એવું લાગે છે કે દેશનું ભાવિ હવે બદલવાનું છે. આપણા તાલુકા વિષે તો હું હવે કહી શકું કે એકાદ વરસમાં જ એની સૂરત બદલાઈ જવાની. તમે ઘણા જુવાનોની પ્રેરણા બનશો. અમે લોકો એ અભિમાનમાં રાચીએ છીએ કે બહેનો અમારી સહાય વિના ઊભી જ ન શકે! અને બહેનોએ પણ એ સ્વીકારી લીધું છે. તમારા કાર્યથી અમારું

અભિમાન અને બહેનોની નિર્બળતા ખરી જશે અને એનો પ્રભાવ સૌની ઉપર પડશે એમ હું જોઈ રહ્યો છું.'

કાન્તાના મોં ઉપર આ પ્રશંસાવાકયોથી સંકોચ દેખાયો, એણે કશો જવાબ ન આપતાં મનમાં જ વિનુભાઈની ઇચ્છાને મૂર્ત સ્વરૂપ આપવાનો સંકલ્પ કર્યો.

રામપુર જવાની તૈયારી થવા લાગી. અમુભાઈ સવારમાં વહેલા ગોરધનદાસ શેઠને મળી આવ્યા. ગોરધનદાસ શેઠ મોટરમાં આવી અનંતને જોઈ ગયા. હિનુભાઈએ પણ રામપુર આવવાની તૈયારી બતાવી.

અનંતે વિનુને યાદ આપ્યું કે કીર્તિને પોતાની માંદગીના સમાચાર આપે. વિનુએ કીર્તિને કાગળ લખ્યો. હિનુભાઈને કાગળ ઠીક ન લાગ્યો. કાગળ તો મોડા પહોંચે અને કીર્તિ મળવા ઇચ્છતો હોય તોયે ન મળી શકે. એમણે કીર્તિને તાર જ કરી દીધો.

અનંતને રાતે થોડો તાવ આવેલો. શરીરની નબળાઈ એટલી બધી હતી કે એટલા તાવથી શું વધ્યું તેની ખબર જ ન પડે. ખૂબ જાળવીને એને મોટરમાં બેસાડયો. સૌ સ્ટેશન ઉપર આવ્યાં. હિનુભાઈ બધાને માટે બીજા વર્ગની ટિકિટો લઈ આવ્યા. વિનુને એ ન રુચ્યું. પોતે ત્યાં નહિ બેસે એમ કહ્યું. અનંતે પણ ત્રીજા વર્ગમાં બેસવાની ઇચ્છા બતાવી.વિનુએ એનો રોકયો અને અમુભાઈ, હિનુભાઈ અને અનંત બીજા વર્ગમાં બેઠા. વિનુ અને કાન્તા ત્રીજા વર્ગમાં બેઠાં.

ગાડી મુંબઈથી અમદાવાદને માર્ગે દોડવા લાગી.



[૪૭]

# જુદાં ઘડતર

મુંબઈ છોડતાં અનંતે શાંતિ અનુભવી. જેમ મુંબઈ દૂર થતું ગયું તેમ એ કોઈ બંધનમાંથી છૂટતો હોય એવી લાગણી થવા લાગી. વિનુ અને કાન્તાને જોયા પછી એની નિરાશા દૂર થવા લાગી જ હતી. પણ બારીમાંથી આવતી પવનની લહરો અને પ્રભાતનાં સૂર્યકિરણો આશાનો સંદેશો લઈને આવતાં હોય એવી પ્રસન્નતા એને લાગવા માંડી.

અમુભાઈ તો અનંતની માંદગીને માત્ર માંદગીરૂપે જ નહોતા જોતા. એમને કેવળ એનું જ દુઃખ નહોતું પણ અનંત હવે ઘેર નહિ આવે એમ એના મનમાં થઈ ગયું. અનંત ઉપરના પ્રેમને લઈ એને સુખી કરવાના અને એટલે 'ભલે રામપુર રહે' એવા વિચારો એને આવતા હતા. ક્યારેક એમ પણ થતું હતું કે 'મારે એને શા માટે સંસારના સ્વાર્થમાં નાખવો; ભલેને એના આત્માનું કલ્યાણ કરે ને સુખી થાય.' પણ પચાસ વરસ સુધી વ્યવહારના પાસથી રંગાયેલું હૃદય માનતું નહોતું. સમાજમાં સારા દેખાવની ઇચ્છા બળવાન હતી. અમુભાઈની ઘણી ગડમથલોને અંતે માત્ર 'હવે અનંત ઘેર નહિ આવે' એ એક ચિંતા જ બાકી રહેતી હતી.

અનંતને આજે ઘણો આરામ લાગવા માંડ્યો. ગાડીના હડસેલા લાગતા હતા છતાં પોતે સાજો જ છે એવી લાગણી થવા લાગી. અમુભાઈ એની બાજુમાં જ બેઠા હતા. અનંતે જોયું કે તેઓ

વિચારમાં જ ડૂબેલા છે. થોડે દૂર બેઠેલા દિનુભાઈના ગંભીર મુખ ઉપરથી તેઓ પણ કોઈ ખાસ વિચારમાં હોય એવું લાગતું હતું.

અનંતને થવા લાગ્યું કે જેને પોતાને જીવવું હશે–કંઈક રસપૂર્વક જીવવું હશે તો રામપુર સિવાય–કોઈ પણ પ્રકારના રાષ્ટ્રીય કાર્ય સિવાય નહિ જીવી શકે, કોણ જાણે અનંતને આજ શું થઈ ગયું પણ એને ફરી ફરીને લાગવા માંડ્યું કે રાષ્ટ્રસેવા એ જ એનો જીવનરસ છે. એ જ એના જીવનદીપનું દિવેલ છે. 'પણ શું કરું કુટુંબધર્મ મને રામપુર છોડાવતો હોય તોય હું છોડી શકું તેમ નથી. મારાથી મુંબઈની નોકરી કે બીજી કોઈ નોકરી થઈ જ નહિ શકે. મારાથી આજુબાજુના જગતને ભૂલી જ નહિ શકાય.' અનંત મનમાં ને મનમાં બોલ્યા.

એણે કોઈ અદીઠ શક્તિ પાસે અંતરથી ક્ષમા યાચી કે 'હું ભૂલ કરતો હોઉં તો મને માફ કરજે. મારાથી બીજું બની શકે એમ જ નથી. મેં બીજું કરવા બહુ વલખાં માર્યાં. નદીના સામે પૂરે જવા જેટલી મહેનત કરી પણ હું નિષ્ફળ નીવડ્યો.' અનંતને મનમાં નિરાંત થવા લાગી. એણે દયામણી આંખે દિનુભાઈ સામે જોયું અમુભાઈ એના તરફ જ તાકી રહ્યા હતા.

'બાપુજી!' સ્વરમાં પથ્થર પીગળે એટલું કારુણ્ય હતું.

'હું રાજકોટ નહિ રહી શકું.'

અમુભાઈ કશું ન બોલ્યા. બોલી શક્યા જ નહિ. એમણે સજળ નેત્રે પુત્રનું કરુણતમ વદન જોયું.

અનંતે આંખ ખેંચી લીધી. મહામહેનતે એણે આંસુને રોક્યાં અને બારીમાં માથું નાખ્યું. બાજુના ડબ્બામાં જ વિનુ અને કાન્તા બેઠાં હતાં. અનંતે બારી બહાર લટકતો કાન્તાનો હાથ જોયો. વિચારની સાંકળ ત્યાં જોડાઇ ગઈ. થોડી વાર શરમ થવા લાગી પણ તુરત મનમાં નક્કી કર્યું કે 'એ બધું ધોઈ નાખીશ.'

અનંતનું મન હવે એકાગ્ર થવા લાગ્યું. વિચારોની વ્યગ્રતા દૂર થઇ નિશ્ચય થવા લાગ્યો કે જીવન રામપુરમાં જ પૂરું કરવું.

બપોર થયા પણ તાવ ન ચડ્યો, સુરત સ્ટેશને વિનુ અને કાન્તા આવી ખબર પૂછી ગયાં. અનંતે ખૂબ મમતા અને આનંદપૂર્વક એ બંને સાથે વાત કરી. બંને પ્રસન્ન થઇ પોતાના ડબ્બામાં ચાલ્યાં ગયાં. દિનુભાઇ પણ અનંતની રજા લઇ વિનુ સાથે ત્રીજા વર્ગમાં બેસવા ગયા. બીજા વર્ગના ડબ્બામાં પિતાપુત્ર એકલા જ રહ્યા.

અમુભાઇના મોં સામે જોતાં અનંતને લાગી આવતું હતું. એમનું સર્વસ્વ કોઇ ખૂંચવી લેતું હોય એવા મનોભાવની છાપ મોઢા ઉપર હતી. અનંતને થયું કે પોતે સૈનિક કે સંન્યાસીની સ્થિતિમાં રહ્યો રહ્યો કંઇ ન કરી શકે? પિતાને સુખ આપવામાં એને કયાં અંતરાયો નડે છે?

મન એકાગ્ર થતાં વિચારો એક બાજુ બંધાયા. અનંતને હવે તો સંન્યાસી તરીક જ વિચારવાનું રહ્યું. 'પિતા રામપુરમાં ન રહી શકે?...ત્યાં શું કરે?...એમનાથી વાડીમાં કામ થઇ શકે?...આદર્શ વણિક ન બનાય?...પણ એથી બહુ તો પાપણ જેટલું મળે, કરજ શી રીતે કેડાય?...પિતા પાસે કાંઇ નહિ હોય?...એક હજારની જગ્યા છે. બેક હજારનું ઘરેણું હશે. એ બધું આપી દે અને કરજદારો પાસે અશક્તિ કબૂલી લ્યે!' અનંતને આ વિચારો સરસ લાગ્યા પણ ક્ષણમાં બીજો પડઘો પડ્યો. 'એમ કરજદારો છોડે જ નહિ.'

અનંતને પિતા સાથે વાત કરવાની ઇચ્છા થઇ. 'રામપુર ગયા પછી વાત કરીશ.' એમ પણ થયું પણ મનને ન રોકી શક્યો. મનમાં જરા અશાંતિ લાગવા માંડી. એણે અમુભાઈ તરફ જોયું. બે–ત્રણ વખત વાત કરું ન કરું એમ થયું પણ છેવટે એનાથી ન જ રહેવાયું.

'બાપુજી!' અમુભાઈ હતા એથીયે નજીક આવ્યા. 'તમે રામપુર ન રહી શકો?'

અમુભાઈ પણ એવું જ વિચારતા હોય એમ બોલ્યા :

'ત્યાં શું કરું ?' અવાજમાં મૂંઝવણ હતી.

'આસપાસમાં દુકાન કે એવું ન થઈ શકે ? રામપુરમાં વાણિયાની બે દુકાનો છે પણ ત્રીજીયે ચાલી શકે. આપણે ખેડૂતોના હિતમાં ધંધો કરીએ તો આપણું ખરચ જરૂર નીકળી રહે અને લોકોના આશીર્વાદ પણ મળે.'

'ન થાય ભાઈ, ત્યાં માંડ રોટલો નીકળી શકે. આવડું મોટું કરજનું ભારણ શી રીતે ઓછું થાય ?'

'આપણી પાસે હોય તે બધું કરજવાળાને આપી દઈએ અને હાથ જોડીને એને સમજાવીએ કે એથી વધુ આપવાની આપણી શક્તિ જ નથી. કોઈ દિવસ આપણી પાસે પૈસા થાય તો જરૂર એની પાઈએ પાઈ ભરી દઈએ.'

'આપણી પાસે શું છે ? એક હજારનું ઘરેણું હશે ને જગ્યાનું ડહેલિયું છે. જગ્યા ઉપર તો ત્રણ હજાર ઉપાડ્યા પણ છે.'

'એ બધું આપી દઈએ.'

'પછી શું કરવું ? હાવે કમળાનું લગ્ન કરવું પડશે. બે ચાર વરસ પછી કુસુમ તૈયાર થશે. એ બધું ખરચ ક્યાંથી કાઢવું ?'

અનંત કમળા અને કુસુમને તો વીસરી જ ગયો હતો એ તુરત બોલ્યો.

'એનાં લગ્નમાં આપણે સુદ્દલ ખર્ચ ન કરવું, અને બાપુજી તમે રામપુર આવો તો કમળા-કુસુમને કેળવવામાં પણ હું ઉપયોગી થઈ શકું.'

અમુભાઈને અનંત ભોળિયો લાગ્યો. એમને વધુ દલીલ કરવામાં સાર ન જણાયો.

તને ઠીક લાગે તો તું ભલે રામપુરમાં રહેજે. અમે તો જેમ કરીએ છીએ એમ જ કરશું.'

'પણ આમ કરો તો આપણે બધાંય સુખી થઈએ.' અનંતથી તોપણ ન રહેવાયું. એને પણ થયું કે આમ થાય તો જીવનમાર્ગ સાવ સરળ બની જાય.

'આપણે સુખી નથી થાવું. તું તારે રામપુરમાં રહેજે. તું સાજો થા ત્યાં સુધી હું રામપુર રોકાઈશ. પછી હું મારે મારગે ને તું તારે મારગે.'

અનંત બોલવા તૈયાર થયો તેને અટકાવીને અમુભાઈ બોલ્યા:

'એ બધું નકામું છે. તને મારી વાત ગળે નહિ ઊતરે ને મને તારી વાત ગળે નહિ ઊતરે. હું એટલો તો સંતોષ લઈશ કે દીકરો આડે માર્ગે નથી ગયો. તું તારા જીવનું કલ્યાણ કરતો હો તેમાં મારે શું કામ આડે આવવું? હવે તું મને કાંઈ કહીશ મા.' અમુભાઈનો અવાજ સાવ ઢીલો પડી ગયો. 'તારું શરીર સાચવજે ને કો'ક દિવસ રાજકોટ આંટોફેરો કરજે. તારું મોઢું જોઈ અમને મનમાં નિરાંત થાશે.'

અનંત પિતાના લાગણીભર્યા શબ્દોથી ભિંજાયો. પિતાની વાત એને સાચી લાગવા માંડી. પિતાને પોતે નહિ જ સમજાવી શકે એમ એના મનમાં સ્પષ્ટ થયું. પિતા પોતાની લાગણી અને ભાવનાને સમજ્યા એટલો અનંતને સંતોષ થયો.

દિનુભાઈ ત્રીજા વર્ગમાં જ બેસી રહ્યા. ઘણાંખરાં સ્ટેશને તેઓ આવીને ખબર પૂછી જતા હતા. અનંતને આરામ જ હતો. ગાડી એક પછી એક સ્ટેશનો વટાવતી રાત્રે અમદાવાદના પ્લેટફોર્મ ઉપર આવી ત્યારે વિનુ, કાન્તા ને દિનુભાઈ અનંતના ડબ્બા પાસે આવ્યા. થોડી વારમાં માણસોની ગિરદી વટાવતો કીર્તિ પણ આવી પહોંચ્યો.

[૪૮]

# પ્રેમ અને ધર્મ

કીર્તિ અનંતને ખૂબ પ્રેમથી મળ્યો. એને અનંતની માંદગીથી લાગી આવ્યું પણ અનંત રામપુર જાય છે એ સમાચારથી આનંદ પામ્યો. ગુમાવેલું સ્વજન પાછું મળતું હોય એટલા ભાવપૂર્વક એ અનંતની સામે જોઈ રહ્યો. અનંતે એની આંખમાં બધું વાંચી લીધું. ધીમું હસીને એણે પોતાની સ્થિતિ કહી દીધી.

કીર્તિ વિનુ, દિનુભાઈ અને કાનાને મળ્યો. સૌએ ઘડીભર અમદાવાદના સ્ટેશન ઉપર કલ્લોલ કર્યો. ગાડી ઊપડતા સુધી અનેક વાતો કરી. કીર્તિ 'અનંત! સાજો થયા પછી ક્યારેક રામપુર આવીશ.' એમ કહી જુદો પડ્યો. ગાડી પણ ઉતાવળી થઈ હોય એમ વેગભર રામપુરને માર્ગે દોડવા લાગી.

રામપુર આવ્યું. રામપુરના સ્ટેશનથી અનંતને એ સ્થિતિમાં ગામે પહોંચાડવાનું કામ મુશ્કેલ હતું. એ વ્યવસ્થા કરવાનું કોઈને સૂઝ્યું જ નહોતું. વિનુને થયું કે 'ગાડું મળી શકે પણ અનંતનું શરીર ગાડાની મુસાફરી ખમી શકશે?' દિનુભાઈને તો મોટર અને તારનો જ વિચાર આવ્યો; એ સ્ટેશનમાસ્તર પાસે ગયા.

અનંતે મોટરમાં જવાની અનિચ્છા બતાવી અને ગાડા માટે જ આગ્રહ કર્યો. કેટલીક આનાકાની પછી ગાડું જ નક્કી થયું.

સ્ટેશનથી અર્ધોક માઇલ દૂર એક ગામ હતું. ત્યાં જઇ વિનુ ગાડું કરી આવ્યો. અમુભાઈને આ ન રુચ્યું પણ તેઓ આ બધાની વચ્ચે કાંઇ બોલી શકયા નહિ.

અનંત ગાડામાં બેઠો. પરોઢનો સમય હતો, આકાશમાં તારા ઝબકતા હતા. આજુબાજુ અંધકાર ફેલાયેલો હતો. અનંતનું શરીર ગાડીની મુસાફરીથી અને ગામડાંના રસ્તા ઉપર ખળભળતા ગાડાથી દુખતું હતું પણ ચિત્તમાં અપૂર્વ શાંતિ હતી પોતે નવો અવતાર લેતો હોય એવો ભાવ એના મનમાં થવા લાગ્યો. જાણે એ પ્રદેશની ધરતીનાં કણેકણ સાથે એને મહોબત હોય એમ હૈયું પુલકિત થઈ ગયું.

'વિનુ! કાન્તાબેન!' અનંતે આગળ ચાલતાં સાથીઓને બૂમ મારી.

વિનુ કાન્તાબેન, દિનુભાઇ અને અમુભાઇ એમ ચારેય આવ્યાં. અનંતના અવાજમાં ભરેલો આનંદ એમણે પારખ્યો.

'હવે હું સાજો થઇ જઇશ. મને આ જ રોગ હતો. આવું આસ્માન કયાંય નહોતું. આવી ધરતી કયાંય નહોતી. આવાં ખેતરો ને વાયુલહરી કયાંય નહોતાં.'

અનંત બોલ્યો એમાં જવાબ આપવા જેવું કંઇ નહોતું એ આનંદના પડઘા કાન્તા, વિનુ અને દિનુભાઇનાં હૈયામાં પડ્યા. અમુભાઇ પણ એના સ્પર્શથી મુકત ન રહી શકયા.

રામપુર આવ્યું. પ્રભાતના અજવાળામાં રામપુરનાં ખોરડાં દેખાયાં. એવી જ શાંતિથી વહી જતી ભાદરને અનંતે જોઇ. ગામને પાદર મયુર ટહુકયા. અનંતના આનંદનો પાર ન રહ્યો.

ગાડું ગામના ઝાંપામાં દાખલ થયું, ત્યાં તો ગામલોકો સામે આવ્યાં. અનંતે ખૂબ ભાવપૂર્વક સૌના સામું જોયું. સૌના મોં ઉપર વિષાદ અને આનંદ બંને હતાં. અનંતે સુમન અને નાનકડા અનિલને

તેડીને આવેલી ચંદ્રાને જોઇ. એક બાજુ ઊભો ઊભો ધીમુ હસતો કૃપેશ જોયો. અનંતને ગાડામાંથી ઊતરી જવાની ઇચ્છા થઇ આવી.

ગાડું ચોરા તરફ ચાલ્યું. કૃપેશ અને એના કુમારોએ 'વન્દેમાતરમ્'નો પોકાર કર્યો. અનંત માંદો છે એ વસ્તુ ભુલાઈ ગઈ. ઘડીભર તો વિનુ, કાન્તા અને સૌ કોઇ આનંદમાં આવી ગયાં.

ચોરે આવતાં વિનુએ ટેકો આપી અનંતને નીચે ઉતાર્યો અનંતને ઊભેલો જોઈ કલ્લોલતું ટોળું એકદમ શાંત ને ગંભીર થઈ ગયું. રામપુરનો લાડીલો અનંત હાડકાંનો માળો બની ગયો હતો. અનંતે મલોખાં જેવા હાથે સૌને નમસ્કાર કર્યા અને વિનુ તથા સુમનને ટેકે ચોરામાં દાખલ થયો.

બીજે દિવસે અનંતને અતિશ્રમને લઇ થોડો તાવ આવી ગયો પણ ત્રીજા દિવસથી એની તબિયતમાં અજબ ફેરફાર થવા લાગ્યો. આઠ દિવસમાં તો એ હરતોફરતો થઇ ગયો. અનંતમાં મનમાં બીજી બધી રીતે તો શાંતિ હતી પણ પિતા દુઃખી થાય છે એ વિચારનો કાંટો ફરી ફરીને ભોંકાયા કરતો હતો.

અનંતે પિતાને રામપુર રહેવા સમજાવ્યા. વિનુએ પણ સમજાવ્યા. અમુભાઈ પાસે એક પણ જવાબ ન રહ્યો ત્યારે એ આટલું જ બોલ્યા:

'અમારે હવે એ બધું આવતે ભવે.'

અનંતને ઠીક થયું એટલે કાન્તા અમૃતપુર ગઇ. સુમન અને ચંદ્રા ચંદનપુર ગયાં. અમુભાઇ પણ જવાને તૈયાર થયા. અનંત અને વિનુ અમુભાઇને સ્ટેશન સુધી મૂકવા ગયા. સ્ટેશન ઉપર પહોંચ્યા ત્યારે ગાડી નહોતી આવી. ત્રણેય જણા ઉજ્જડ સ્ટેશન ઉપર બેઠા. ત્રણેયના મોં ઉપર ગંભીરતા હતી. કોઈની પાસે નવું બોલવાનું નહોતું. લગભગ અર્ધો કલાક પછી ગાડી આવી ત્યાં સુધી એક પણ શબ્દ બોલ્યા

વિના આંખથી જ વાતો કરી. અને એ વાતો કેવળ હૃદયની કૂણી લાગણીઓની જ હતી.

અમુભાઇ ગાડીમાં બેઠા. અનંતે એમના પગમાં માથું નમાવ્યું. અમુભાઈએ માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યો પણ બોલાયું નહિ. ગળે ડૂમો ભરાઈ ગયો હતો.

ગાડીની સિટી વાગી. અનંત અને વિનુ દૂર ખસ્યા. અમુભાઈની આંખો છલકાઇ. સ્ટેશનની રેતીમાં એકાદ બે અશ્રુબિંદુ પડયાં ત્યાં તો ગાડી દૂર નીકળી ગઇ.



[ ૪૯ ]

## સુમન નિરાશ થયો

સુમન અને કાન્તા રામપુરથી સાથે જ નીકળ્યાં હતાં. ચંદનપુર આવતાં જુદાં પડવાનું હતું. ગામને પાદર એક મોટા વડવૃક્ષની નીચે ઘડીક ઊભાં રહ્યાં. કામની અને બીજી વાતો કરતાં અનંતની વાત ઉપર આવ્યાં. કાન્તા અનંત પ્રત્યેની લાગણી વાતોમાં વ્યક્ત કરતી હતી. સુમનને એના મનોરથો તાજા થયા. એ કાંઈ બોલ્યો નહિ પણ મનમાં મહેલો ચણવા લાગ્યો.

ત્યાંથી છૂટાં પડયાં પછી સુમન ગામમાં આવ્યો. લગભગ આઠ દિવસ સુધી બધાં કામની વચ્ચે એના મનમાં એ જ વિચાર ઘોળાયા કર્યો. એને એમ થવા લાગ્યું કે 'અનંત હવે જરૂર માનશે. પણ પહેલાં વિનુને વાત કરું.' સુમનથી ન રહેવાયું. સુમને ચંદ્રાને વાત કરી. ચંદ્રાના આનંદનો પાર ન રહ્યો.

સુમન અને ચંદ્રા રામપુર આવ્યાં. સામાન્ય રીતે એક મહિને બધાંએ મળવું એવો નિયમ કર્યો હતો. સુમન આઠ દિવસમાં જ આવ્યો એટલે વિનુ સમજ્યો કે કામમાં કંઈક મુશ્કેલી આવી હશે અથવા થાક લાગ્યો હશે. સુમને તો આવીને બીજી જ વાત કરી. વિનુને એ વાતની કલ્પના પણ નહોતી.

'એ ન બની શકે.' વિનુએ થોડો વિચાર કર્યા પછી કહ્યું.

'પણ એમાં શો વાંધો ?'

'વાંધો ? વાંધો કાંઇ નહિ. કાન્તા બ્રહ્મચારિણી જ રહેવા માગે છે અને અનંતના હૃદયમાં એ વિચારનો અંકુર પણ ફૂટ્યો નથી.'

'પણ બંને સરખાં છે, તેજસ્વી છે, એક જ આદર્શની સાધના કરનારાં છે.'

'પણ એથી લગ્ન કરવાની ક્યાં જરૂર ઊભી થાય છે ?'

સુમનને જવાબ ન સૂઝ્યો. એણે બીજો અને વિનુને ચોંકાવનારો પ્રશ્ન કર્યો.

'વિનુ, તું ક્યારેય નથી પરણવાનો ?'

એક પળમાં વિનુના મુખભાવ બદલાઈ ગયા. સામાન્ય રીતે અજબ ધૈર્ય રાખનાર વિનુના મોં ઉપર કાલિમા છવાઈ ગઈ. એનું મોં સાવ પડી ગયું. સુમનની એની સામે ઊભા રહેવાની હિંમત ન રહી. એ કાંઈક બાનું કાઢી ત્યાંથી ખસી ગયો.

વિનુ એની પાછળ ગયો. એણે સુમનને બેસાડ્યો.

'સુમન !' કંઠમાંથી ઘેરો અવાજ નીકળ્યો. 'તને ક્યાંથી ખબર હોય ! અનંત સિવાય આપણા મિત્રોમાં કોઈને ખબર નથી. મારે છુપાવવા જેવું એમાં કશું નથી પણ કહેવાથી શો ફાયદો ? એમ માની મેં કોઇને નથી કહ્યું. હું અપરિણીત નથી, વિધુર છું.'

સુમન સ્તબ્ધ બન્યો. એનાથી માની શકાયું જ નહિ.

'સોળમે વર્ષે મારા પિતાએ મને પરણાવી દીધો હતો. પંદર વર્ષની મારી પત્ની હતી. બે વર્ષ પછી એનું મૃત્યુ થયું. મોત સુવાવડને ખાટલે થયું. મરેલી છોકરી જન્મી હતી.'

સુમન આંખો ફાડીને વિનુની ગંભીર મુદ્રા તરફ જોઈ રહ્યો.

'અને ત્યારપછી મને જીવન વિષે કંઈક સમજણ આવી. જીવન મારે માટે તો એક પ્રાયશ્ચિત્ત જ હોઈ શકે એમ લાગવા માંડયું. મારા દર્દ ઉપર મેં રાખ વાળી દીધી અને મારો અભ્યાસ ચાલુ કર્યો. હું વધુ ન ભણી શકત કદાચ વધુ જીવી પણ ન શકત. પણ મને રાષ્ટ્રીય લડતે બચાવી લીધો.

સુમનને અનંતના ઈતિહાસની ખબર જ નહોતી. એનાથી સહસા પુછાઈ ગયું:

'અનંતના જીવનમાં એવું કંઈ છે?'

'ના,' વિનુએ જવાબ આપ્યો. 'મારા જીવનને લઈ એ દુઃખ અનુભવે છે તે હું જાણું છું. પણ એની અપરિણીત અવસ્થાનું એ કારણ નથી.'

'શું કારણ છે એ તને ખબર છે?' વિનુ જેવો વાત કરવા લાગ્યો એટલે સુમને વધુ પૂછ્યું.

'મને ખબર નથી, પણ એવી ખબરની જરૂર પણ નથી. એને લગ્નની જરૂર લાગશે ત્યારે પરણી જશે. સુમન, તું કેમ આટલો બધો આગ્રહ રાખે છે?'

સુમન શરમાઈ ગયો. વિનુ ઉપર એણે મોટી આશા બાંધી હતી. એને એમ જ હતું કે વિનુ સહકાર આપશે અને આ વસ્તુ થઈ જ જશે.

સુમને તો પણ આશા ન છોડી. સાંજે એ અનંત સાથે એકલો ફરવા ગયો. અનંતનું શરીર હવે એકાદ માઈલ ફરી શકે એવું થઈ ગયું હતું. બંને થોડુંક ફર્યા પછી નદીની રેતીમાં બેઠા. સુમને આડી અવળી વાતો કરી છેવટે સંકોચપૂર્વક એ વાત મૂકી. અનંત હસી પડયો.

'હજી તારા મનમાં તેં એ સંઘરી રાખ્યું છે?'

'અનંત, કોણ જાણે કેમ, મને એમ લાગ્યા જ કરે છે કે આ લગ્ન સમાજ પાસે અત્યંત પવિત્ર અને પ્રભાવશાળી આદર્શ રજૂ કરશે.'

'અપરિણીત સ્થિતિ કરતાં યે લગ્ન એ પવિત્ર આદર્શ થશે ? સુમન, તારા મગજમાં આ કયાંથી ભરાઈ ગયું છે ? કાન્તા અને હું એકબીજાં પ્રત્યે અત્યંત પ્રેમ રાખીએ છીએ. એક જ યજ્ઞવેદી પર ઊભાં છીએ, એક જ વિચાર, એક જ મંત્ર સાથે જીવીએ છીએ એ તને ઓછું લાગે છે ? આ સ્થિતિ લગ્ન કરતાં વધુ ભવ્ય નથી ?'

સુમન જવાબ ન આપી શકયો.

'અને લગ્ન એ અંતે તો હૃદયની ભૂખ છે. માણસને પોતાને જ અંદરથી ધક્કો લાગે અને એ વિના એને ચેન જ ન પડે, માણસને એમ જ લાગ્યા કરે કે ભર્યા જગતમાં પોતે સાવ એકલોઅટૂલો છે, એના કપાળ ઉપર કોઈ હાથ ફેરવે, કોઈ એના પ્રત્યે મમતા સેવ્યા કરે, કોઈ એના માટે અહર્નિશ ઝંખ્યા જ કરે—આવી ઇચ્છા થાય ને માણસ પરણે એ સમજાય. મને તો એમાનું હજી .કશું નથી થતું. અને કાન્તાને તો હું જોઉં છું કે મને ભારતની સ્રી શક્તિનાં જ દર્શન થાય છે. સુમન! તું નહિ માની શકે પણ હું અંતરથી એને પૂજું છું. સાચે જ મને એમ લાગે છે—જે એ દિવસ પહેલાં વિનુ પણ કહેતો હતો—કે કાન્તાએનમાં અદ્ભુત શક્તિ પડેલી છે. એ જેમ તવાશે તેમ શુદ્ધ થશે, અને ઝળકી ઊઠશે. આપણી મૃત્યુ પામેલી રાષ્ટ્રીય અસ્મિતાની એ સંજીવની બનશે.'

સુમન શો જવાબ આપે ? અનંતની આંખો અને મુખભાવ જોઇ એની આશા ભાંગી પડી. બીજે દિવસે સવારે ચંદ્રાને લઈ એ ચંદપુર આવ્યો અને એના મનમાંથી એ વિચાર એણે સદાને માટે કાઢી નાખ્યો.

